ભાગ્યોદયના ગ્રાહકોને ચોથા વર્ષની ભેટ.

# પર્શિયન નાઇટ્સ

કર્તા,

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદયના ગ્રાહકોને ચોથા વર્ષની ભેટ.

# પર્શિયન નાઇટ્સ.

અનુવાદ કર્તા,

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.

પ્રસિદ્ધ કર્ત્તા.

જેઠાલાલ દેવશંકર દવે.

ભાગ્યોદય ઑફીસ, રીચીરોડ—અમદાવાદ.

શ્રી "સત્યનારાયણ" પ્રીન્ટીંગ પ્રેસમાં પા. મોતીલાલ કાળીદાસે છાપ્યું. સિવિલ હૉસ્પિટાલ સામે, પાનાભાઈની વાડી,—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

મૂલ્ય રૂા. ૧-૦-૦.

## આ લેખકનાં પુસ્તકો.

ફોજદારી રેવન્યુ અને દિવાની કાયદાનો સંગ્રહ.

### કાયદાનો શિક્ષક.

જેમાં ઇંડિયન પીનલકોડ, ક્રીમીનલ પ્રોસીજરકોડ, સીવીલ પ્રોસીજરકોડ, હીંદુલૉ, પુરાવાનો કાયદો, લૅન્ડ રેવન્યુકોડ, મામલતદાર કોર્ટ ઍકટ, અફીણનો, આબકારી, રેલ્વેનો, મ્યુનીસીપાલીટીનો, તાલુકદારનો, નરવાનો, વતનનો વિગેરે લગભગ ૯૭ કાયદાઓનો સંગ્રહ છે. જેના સંબંધમાં કલેકટરો, બૅરીસ્ટરો, ન્યાયાધિશો, માજીસ્ટ્રેટો, વિગેરેએ ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે. કીંમત માત્ર રૂ. ૫) જ રાખી છે. વી. પી. ૦-૭-૦ જુદા.

---

ગરીબ અને તવંગર સર્વેને પૈસા પેદા કરવાને માટે

### ધનવાન.

આ નામનું પુસ્તક હાલમાંજ બહાર પાડયું છે. પૈસો દરેક માણસ ઇચ્છે છે. પૈસાદાર થવું સૌને ગમે છે પરંતુ શી રીતે પૈસા મેળવવા એના સુલભ માર્ગો—ઉપાયો અને હુન્નરકળાઓનું જ્ઞાન ન હોવાથી ઘણા માણસો ગરીબીમાં જીંદગી વિતાવે છે. તેમને માટે આ પુસ્તક એક જીવનદોરી જેવું થઈ પડશે જેમાં ગમે તેવો માણસ પણ તેમાં બતાવેલા રસ્તે પ્રયત્ન કરતાં પૈસાદાર થઇ શકે તેવા અનેક હુન્નરકળાઓ અને ઉપાયોને દ્રષ્ટાંતો સહિત આપવામાં આવ્યા છે. જેમાંના એકેકો ટુચકોજ હજારો રૂપિયા પેદા કરાવી શકે તેમ છે. કીં. રૂ. ૫)

---

આયુર્વેદનો પ્રાચિન, માનનિય અને પ્રમાણભૂત ગ્રંથ.

### શ્રી આયુર્વેદ ચરક સંહિતા.

પ્રથમ ભાગ—આ આયુર્વેદનો પ્રાચિન અને માનનિય ગ્રંથ છે. જેના સબંધમાં આપણા શાસ્ત્રકારો ઉપરાંત પશ્ચિમના એમ. ડી. થયેલા ડોકટરો પણ ઉંચો મત ધરાવે છે, અને જેનાં દરેક ભાષામાં ભાષાંતરો થયેલાં છે. એવા મહત્વના ગ્રંથનું મૂળ સહિત ગુજરાતી ટીકા સાથે ભાષાંતર કરી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. જે વૈદ્યો, ડૉકટરો અને હકીમોને ઘણુંજ ઉપયોગી છે. કીંમત રૂ. ૫)

**જેઠાલાલ દેવશંકર દવે.** તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.

# પ્રસ્તાવના.

અરેબિયન નાઇટ્સમાં જેવી મનોરંજક વાર્તાઓનો સંગ્રહ છે તેવોજ મનોરંજક અને બોધક વાર્તાઓનો પર્શિયન નાઇટસમાં સંગ્રહ છે. જેમ અરેબિયન નાઇટસની વાર્તામાં એક બાદશાહનો સ્ત્રિયોપ્રતિ તિરસ્કાર હતો, તેમ આ પર્શિયન નાઇટસમાં એક રાજકુમારીનો પુરૂષોપ્રતિ તિરસ્કાર હોવાથી તે લગ્ન કરવા ઇચ્છતી નહોતી, પણ જ્યારે તેની વૃદ્ધ દાસીએ તેને અનેક એવી વાર્તાઓ કહી બતાવી કે જેમાં પુરૂષોની સહૃદયતા અને પ્રેમનું વર્ણન હતું. તે સાંભળવાથી રાજકુમારીનો વિચાર બદલાયો અને તેણે લગ્ન કર્યું.

અરેબિયન નાઇટસની વાર્તાઓ જેવી જનસમાજને પ્રિય થઇ પડેલી છે. તેવીજ આ પર્શિયન નાઇટસની વાર્તાઓ પણ રસવાળી હોવાથી પ્રિય થઇ પડેલી છે. તેનું ગુજરાતી ભાષામાં ભાષાંતર નહિ થયેલું હોવાથી ગુજરાતીમાં તેની ખોટ હતી, અને તેથી તેનો લાભ ગુજરાતી બંધુઓને મળે, તે હેતુથી આ પુસ્તકને બંગાળીમાંથી અનુવાદ કરી પ્રકટ કરવાનું યોગ્ય ધાર્યું છે. વળી તેનો ઘણા માણસો લાભ મેળવી શકે, તેમજ **ભાગ્યોદયના** ગ્રાહકને આવું ઉત્તમ પુસ્તક ભેટ મળે, એ હેતુથી તેનેજ અમે ભાગ્યોદયના ગ્રાહકોને ભેટ તરીકે આપવાનું યોગ્ય ધાર્યું છે. આશા છે કે તેથી ગ્રાહકોને સંતોષ થશેજ.

અમદાવાદ.
ભાગ્યોદય ઓફીસ.
તા. ૧૬-૨-૧૬.



જેઠાલાલ દેવશંકર દવે.
કર્તા.

---

# વિષયાનુક્રમણિકા.

# પર્શિયન નાઇટ્સ.

## ઉપક્રમણિકા.

એક વખતે હિંદની ઉત્તરે કાસ્મીરમાં તવંગર નામનો એક મહા પ્રતાપી બાદશાહ થઇ ગયો હતો. તેની ધાકથી આખો હિંદુસ્તાન કંપતો હતો, તે પ્રજાનું પોતાના પુત્રવત સારી રીતે પાલન કરતો હતો. તેની નીતિપૂર્વક પ્રજાપાલનની રીતભાત જોઇને અન્ય રાજા મહારાજાઓ દાંતમાં આંગળી કરડતા હતા. સર્વ લોક તેના ભાગ્ય અને ધર્મની મોટાઇ કરતા હતા. તે એક પણ એવું કામ કરતો નહતો કે જે જોઈને કાંઇ અનુચિત યા અન્યાયની આશંકા કોઇ કરી શકે. સેંકડો જાતના કામની જંજાળમાં પડયા છતાં પણ તે ઇશ્વરનું સ્મરણ હંમેશાં કરતો હતો. તે ધનના મદમાં અસાઇને ઈશ્વરનું વિસ્મરણ કરતો નહિ. તેને ફરૂખનાજ નામની એક દીકરી અને ફરૂખરાજ નામનો એક પુત્ર હતો બંને સઘળા સદ્‌ગુણોથી વિભૂષિત હતાં. જેમ રાજકુમાર સર્વ ગુણોમાં નિપુણ હતો તેમ રાજકુમારી પણ સર્વ ગુણોની ખાણ હતી. સર્વ લોક તેના રૂપ ગુણનાં વખાણ કરતાં હતા. બાળપણમાં રાજકુમારીનું ચંદ્રમા જેવું મુખડું જોઇને લોકોનાં નયન તૃપ્ત થતાં હતાં, જે એકવાર તેને જોતા તે

પછી કદી તેને ભૂલતા નહિં. સર્વ લોક તે મોહિની મૂર્તિની પ્રશંસા કરતા હતા. એક કવિની આ વાણી તેને બરોબર લાગુ પડતી હતી.

"इदानीमेव सा बाला जहार जगतां मनः ॥
न जाने यौवनारम्भे कस्य किंवा करिष्यति ॥"

તે શાહજાદી શુક્લ પક્ષની ચંદ્રકલાની માફક દિવસે દિવસે વૃદ્ધિ પામવા લાગી. ધીરે ધીરે તેનું બાળાપણુ ઉતરી ગયું અને નવા જોબનની બહારે તેના સૌંદર્યને એથી પણ અધિક વધારી દીધું. તેના શરીરની અપૂર્વ શોભા દર્શકોનાં ચિત્તની ચોરી કરવા લાગી.

રાજકુમારીનો જીવ ધીરે ધીરે બાળપણના ખેલોથી હટવા લાગ્યો. ખેલવા રમવામાં તેને હવે ગમ્મત જણાતી નહિ. ભણવા લખવામાં તેણે એવી રીતે ચિત્ત લગાવ્યું કે થોડાજ દિવસમાં તેણે સર્વ વિદ્યા જીવ્હાગ્રે કરી લીધી. ધીરે ધીરે તેને શિકાર રમવાનો શોખ પેદા થયો તેથી તે શિકારી પોશાક પહેરીને હવે હથિયાર લઇને ઘોડાપર ચઢી શિકાર ખેલવાને માટે રાજ માર્ગે નીકળવા લાગી. તે વખતે તેની સાથે સાથે એક સો પરમ સુંદર નવજુવાન સાહેલીયો એકથી એક તેજી ઘોડાપર સવાર થઇને મીઠી મીઠી વાતોથી તેના મનને આનંદ આપતી જતી હતી. આ વખતે રાજકુમારીની શોભા એવી જણાતી હતી કે જેમ નક્ષત્ર મંડળના વચમાં ચંદ્રમાની પૂર્ણ કળા વિરાજી રહી હોય. સર્વ સખીયો ઉમ્મરમાં બરાબર હતી. અને એકજ પ્રકારનાં વસ્ત્રાભૂષણો પહેર્યાં હતાં. અનુપમ સુંદરી રાજકુમારીને જોવાને માટે ચારે તરફથી રસ્તામાં લોકોની ભીડ ઉભળવા મંડતી કે જે હઠાવતાં હટતી પણ નહિ. સર્વ લોક રાજકુમારીની નજીક જઇ બરો-

બર નજર કરી તેની શોભા જોવાને માટે વ્યગ્ર થઈ જતા હતા. જ્યારે રાજકુમારીના અંગરક્ષકો ખોજા, સિપાઇ, ભીડ મટાડવાને માટે અસમર્થ થતા હતા ત્યારે તે લોકો ક્રોધી થઇને કદી કદી જોનારાઓની ઉપર હથીયાર ચલાવવાને માટે તૈયાર થઈ જતા હતા. આટલી કઠિન શિક્ષા મળવા છતાં પણ જોનારાઓ દીપકની જ્યોતિમાં પડનાર પતંગની માફક મૃત્યુના ભયનો ત્યાગ કરીને આગળ ને આગળજ વધતા અને રાજકુમારીના અલૌકિક રૂપને જોઇને પોતાના જીવનને ધન્ય માનતા હતા. જે લોક ભીડને લીધે શાહજાદીની શોભા જોઈ શકતા નહોતા તે પોતાના જીવનને વ્યર્થ માની હાથ ઘસીને પસ્તાતા હતા, અને બાવરા મનુષ્યની માફક બેશુદ્ધ થઇને એકવાર તેનું મનોહર રૂપ જોવાને માટે તેની પાછળ દોડતા ફરતા હતા. આ રૂપ દર્શનના મહા મોહમાં પડીને કેટલાક લોક અકાળેજ કાળના મુખમાં પ્રવેશ કરતા હતા. રક્ષકોના હાથથી આ પ્રકારે પ્રજાના મરવાની ખબર સાંભળીને બાદશાહ બહુજ શોકાતુર થયા. પ્રજાનો નાશ થતો અટકાવવો જરૂરનો છે એમ જાણી બાદશાહે પોતાની પુત્રીને બોલાવીને કહ્યું કે;–"હે પુત્રી! જ્યારે શિકાર રમવાને માટે હવેલીમાંથી બહાર નીકળે ત્યારે તને જોવાને માટે પ્રજા અત્યંત ઉત્સુક થઇને તને ચારે તરફથી ઘેરી લેછે, જેથી તે લોકોના કોઈ કોઇ વખતે જાન પણ જતા રહે છે. સાધારણ ખેલ–તમાસાને માટે મનુષ્યોના પ્રાણનો નાશ થાય એ સારૂં નહિં. જેથી મારી એવી ઇચ્છા છે કે હવે શિકાર રમવાને માટે તારે બહાર ન જવું પણ સખિયોની સાથે અંદર રહીને ગાવા બજાવવાની ગમ્મત કરી આનંદ મેળવું તો સારૂં."

શાહજાદીએ લાચારીથી પોતાના બાપની આ આજ્ઞા માની લીધી. જેથી તે દિવસથી તેણે શિકાર ખેલવાનું છોડી દીધું. પરંતુ

પુરૂષોની અધીરતાનેજ લીધે તેને અતિ ઉલ્લાસજનક આનંદને છોડવો પડયો. એથી તેના મનમાં પુરૂષોના પ્રતિ એક પ્રકારનો કઠિન દ્વેષભાવ ઉત્પન્ન થયો, અને ત્યારથી તેણે પુરૂષ માત્રનું મુખ જોવું બંધ કર્યું. જ્યારે શાહજાદી પૂરી જુવાની પર આવી, જ્યારે તેનાં અંગ પ્રત્યંગની અપૂર્વ શોભા જોઇને રતિની છાતી ડરવા લાગી. જ્યારે તેની અનુપમ છટાની સુગંધ ચારે તરફ ફેલાઇ ગઇ, અને તેની ખૂબસૂરતીની તારીફ દેશ દેશાન્તરમાં લોક કરવા લાગ્યા, ત્યારે તેના રૂપગુણથી આસક્ત થઇને અનેક દેશોના રાજા-મહારાજાઓ શાહજાદીની સાથે લગ્ન કરવાનાં માગાં બાદશાહની પાસે મોકલવા લાગ્યા. સિંધ દેશના મહરાજાએ પણ પોતાના યુવરાજને શાહજાદીની સાથે વિવાહ કરવાની ઇચ્છાથી બાદશાહની પાસે એક દૂત મોકલ્યો, દૂતના મુખથી સિંધુરાજનો સંવાદ સાંભળી બાદશાહે તે વિષયમાં બેગમની સલાહ પૂછી. બેગમે વિનય પૂર્વક કહ્યું, કે "સિંધ દેશનો રાજકુમાર સર્વ ગુણસંપન્ન છે, તે આપણી પુત્રીને લાયક છે, અને તેથી તેને આપણી પુત્રી આપવાથી કાંઇ હાનિ નથી. એથી મારી વાત માનો તો તેની સાથે પુત્રીના વિવાહની વાત નક્કી કરીએ."

એ વાત સાંભળી બાદશાહે કહ્યું કે "મારી પણ એવીજ ઇચ્છા છે. પરંતુ તે વિષે ફેરૂખનાજના હૃદયનો ભાવ જાણવાની જરૂર છે."

બેગમે કહ્યું કે, "એ વાત આપ તેની દાસી સૌદામિનીને પૂછીને પણ જાણી શકશો. સિંધ દેશના મહારાજાએ પ્રથમ પણ એક વખત એ વાતની માગણી કરી હતી. તે વખતે પણ પુત્રીની વાત જાણવામાં આવી નહોતી. તોપણ તેણે પોતાની વાત પોતાની ધાવને અથવા તો પોતાની સખીઓને જરૂર કહીજ હશે. જો કે આપણો બોલ ફેરૂખનાજ ઉથાપી શકે તેમ તો છેજ નહિ તોપણ

તે ઘણી બુદ્ધિશાળી છે તેથી તેણે પોતાના વિવાહ સંબંધીનો સિદ્ધાંત તો પક્કો કર્યોજ હશે. ધાવને પૂછવાથીજ સર્વ વાત માલૂમ પડી જશે તેથી તેના મનની વાત પણ જાણી શકાશે અને ફરૂખ-નાજને આ સંબંધમાં કાંઇ વાંધો ન હોય તો આ સંબંધનોજ વિચાર કરીએ."

એમ કહીને બેગમ ચુપ થઈ ગઇ પછી બાદશાહની મરજી જોઇને તેણે ધાવને બોલાવી. જેથી તે જલદી સામે આવી હાજર થઈ. બેગમે તેને પૂછ્યું કે, થોડા દિવસ થયાં સિંધ દેશના રાજાએ બાદશાહની પાસે પોતાના રાજકુમારની સાથે ફરૂખનાજના વિવાહનું માગું કરવાનું કહેણ મોકલાવ્યું છે. તે વિવાહના સંબંધમાં શાહજાદીની કેવી મરજી છે?"

**ધાવ**—બેગમ સાહેબ, સાચું પૂછો તો તે વખતે તો તેના મનનો કોઈ ભાવ એવો ન હોતો જણાતો કે જેથી તે વિવાહને ના પસંદ કરે છે એવું સમજી શકાય; પરંતુ તે વિવાહની વાત સાંભળીને તે પ્રથમ તો કાંઇ વિશેષ આનંદમાં જણાતી હતી. નવા નવા વસ્ત્રાભૂષણો પહેરતી અને નવા નવા ખેલ તમાશામાં હંમેશાં મગ્ન રહેતી હતી, પરંતુ હાલ કેટલાક દિવસથી તેના મનનો ભાવ કાંઇ જુદીજ જાતનો જણાય છે. તે હવે પહેલાંની માફક શણગાર સજતી નથી. ખેલતમાશામાં હવે તેનો જીવ ચોંટતો નથી, અને સખીઓની સાથે દિલ ખોલીને હસી ખુશીથી વાત પણ કરતી નથી તેમજ તેમની સાથે પહેલાંની માફક ખુશીથી હળતી મળતી પણ નથી.

જ્યારે કોઇ રાજદૂત દરબારમાં લગ્નનું માગું લઇને આવે છે, અને એ સંવાદ જ્યારે સખિયો તેને સંભળાવે છે ત્યારે તે તેના

ઉપર ધ્યાન પણ આપતી નથી. પણ સાંભળ્યું ન સાંભળ્યું કરે છે. વિવાહની ચર્ચા ચાલતાં તેના ચ્હેરા ઉપર હવે પ્રથમની માફક પ્રસન્નતાની ઝલક જણાઈ આવતી નથી. અને હવે તો વિવાહની વાત સાંભળીને ચીડાઈ જાય છે. કોણ જાણે કેમ તેના મનનો ભાવ બદલાઇ ગયો છે? આજકાલ તે પોતાની વિનોદવાટિકામાં એકલી બેસી રહે છે અને સિતાર લઇને ગાવા બજાવવાનું કામ કર્યાં કરે છે, અને તેમાં પણ જ્યારે તેને ચેન પડતું નથી ત્યારે તે ઉઠીને ધર્મશાસ્ત્રનું પુસ્તક વાંચ્યા કરે છે.

બેગમ ચકિત થઇને બોલી, " હું! આ તું શું કહે છે? તે એવી કેમ થઈ ગઈ? તેનો સ્વભાવ આમ કેમ બદલાઇ ગયો? તું તેનું કારણ જાણતી હોય તો જણાવ. "

ધાવ–" હું શા કામને માટે છું? મેં તેનું કારણ જાણ્યું છે તે હું આપને કહું છું. સાંભળો–એક દિવસ ફરૂખનાજ ઉંઘી ગઇ હતી તેમાંથી એકાએક જાગી ઉઠી, બેઠી થઇ અને લાંબો શ્વાસ લઇને બોલી, " આહ! કેવી બેઅદબી " ! આટલું બોલી ચુપ થઈ ગઈ. સખીઓ પંખા નાંખી રહી હતી, તેમણે આ જોઇ તેને પુછ્યું કે આપ તો સુખેથી સુઈ ગયાં હતાં અને આમ એકાએક કેમ જાગી ઉઠયાં? "

શાહજાદી—" મેં એક વિચિત્ર સ્વપ્ન જોયું છે, તે હું કાલે સવારે તમને કહીશ. " એમ કહી તે ફરી સુઈ ગઈ. તેની સખીયોએ સવારમાં રાતની વાત મને કહી સંભળાવી. જેથી હું તુરતજ શાહજાદી પાસે ગઇ અને જોયું તો ઝરૂખામાં બેઠી બેઠી એક હાથ માથાપર રાખીને ખૂબ ધ્યાન લગાવીને પુસ્તક જોઇ રહી હતી. વાંચતી હોય એવું જણાયું નહિ. તેનું ચિત્ત ચિંતામાં ડુબી ગયું હતું. હું કે

જે તેની પાસે ઉભી હતી, તે પણ તેણે ન જાણ્યું. આખરે મેં પૂછ્યું કે, " બેટા, તારી તબીયત કેમ છે ? " ફરૂખનાજ મને તેની પાસે ઉભેલી જોઇને ચોંકી ઉઠી અને કાંઇક લજાતી હોય તેવી રીતે બોલી કે, " મા મારી તબીયત ઘણીજ સારી છે. મેં ફરી પૂછ્યું કે, શું રાતમાં તારી તબીયત કાંઇ ખરાબ થઈ ગઇ હતી ?

**શાહજાદી**—નહીં, ખરાબ તો નહોતી થઈ."

**ધાવ**—ત્યારે તું રાત્રે ઉંઘમાંથી એકાએક કેમ જાગી ઉઠી હતી ? અને કાંઇક બડબડીને કેમ ચુપ થઇ ગઈ હતી ?

**શાહજાદી**—નહીં, તે કાંઇ નહીં. મેં એક સ્વપ્ન જોયું હતું જેથી હું ઉંઘમાંથી ઝબકી ઉઠી હતી, અને તેથીજ મારૂં મન કેટલોક વખત ચંચલ થઈ ગયું હતું, તે પછી હું સુઇ ગઈ હતી.

**ધાવ**—" તેં શું સ્વપ્નું જોયું હતું ? "

**શાહજાદી**—મેં એવું કાંઈ ખોટું સ્વપ્ન તો જોયું નહોતું. જે વાતની મારા મનમાં હંમેશાં ચિંતા રહ્યાં કરતી હતી, તે ચિન્તાને ઇશ્વરે પ્રસન્ન થઇને દુર કરી દીધી. હું હંમેશાં એમ વિચાર કર્યા કરતી હતી કે પુરૂષોનો સ્વભાવ કેવો હોય છે ? મેં કેટલાંય પુસ્તકો વાંચ્યાં છે, પરંતુ મારો મનોગત ભાવ કોઇ પણ પુસ્તકના મતને મળતો નહોતો. કોઇ પણ મહર્ષિના વાકયની સાથે મારો એકમત થતો નહોતો. જે હતું તે ભગવાને પોતે જ મારા મનની ઉપાધિ મટાડી દીધી, અને મારાપર પ્રસન્ન થઈને અસલ વાત બતાવી દીધી. તેનો આદેશ મારા મનની સાથે હવે ખુબ મળી ગયો છે. મેં સ્વપ્નમાં જોયું કે એક હરિણી અને એક હરિણ બંને જંગલમાં ઘુમતાં ફરે છે. અચાનક હરણ એક પારધિની જાળમાં ફસાઇ ગયું.

જેથી તે જીવજાનથી નાસી જવાની તજવીજ કરવા લાગ્યું પરંતુ કોઇ પણ રીતે તે પોતાને છોડવી ન શકયું. તે જાળમાંથી મુક્ત થવાને માટે જેટલું અધિક મહેનત કરતું હતું એટલુંજ તે ક્રમે ક્રમે પહેલાંના કરતાં વધુ ને વધુ કઠિન બંધનોમાં જકડાતું જતું હતું. બંધન-માંથી મુક્ત થવાને માટે ઘણીવાર સુધી પરિશ્રમ કરવાને લીધે તે એવું તો બેહોશ થઈ ગયું કે તે જો એવી અવસ્થામાં વધુ વખત સુધી રહેત તો તેનો દમ ચાલ્યો જાત. અંતે જ્યારે હરિણીએ હરણનો પ્રાણ બચે તેવો કોઈ ઉપાય ન જોયો ત્યારે તે બિચારીએ પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં ઘણાંજ કષ્ટથી તેનો ફાંસો કાપીને તેને બંધનથી છોડવ્યું. પરંતુ હરણને છોડાવવા જતાં તે પોતે જાળમાં ફસાઇ ગઈ. ત્યારે હરિણીએ ચીચીઆરા પાડીને રડવા માંડયું. પણ પાષાણ હૃદયના હરણે તેના કરૂણાજનક વિલાપ ઉપર કાંઇ પણ ધ્યાન ન આપ્યું અને એકદમ તે ત્યાંથી નાસી ગયું. તે ભીરૂ સ્વભાવની હરણી અનેક યત્નો કરવા છતાં પણ પોતે જાળમાંથી છુટી ન શકી. એથી તેણી આખરે દમ ઘુંટીને ત્યાંજ મરી ગઇ. હાય! પુરૂષોનું હૃદય કેવું કઠોર હોય છે. ભગવાને સ્વપ્નમાં મને એ ઉપદેશ આપ્યો કે "પુરૂષો અત્યંત નૃશંસ અને નિર્દય હોય છે. ખબરદાર, સ્વાર્થી અને મમતા રહિત પુરૂષો પર વિશ્વાસ કરીને કદી પણ તેની સાથે પ્રેમ ન કરશો." હું તમને સાચું કહું છું કે, મારા મનમાં પણ એવી ધારણા હતી કે પુરૂષો અવિશ્વાસી, અને સ્નેહશૂન્ય હોય છે. તે પ્રીતિ નિભાવવાનું જાણતા નથી. આ વખતે તે ધારણા બહુજ સાચી નીકળી. પુરૂષો ઉપર મારી હૃદયથી અશ્રદ્ધા ઉત્પન્ન થઈ છે. હું હવે તેમને ઘણાજ નફટ કહું છું. મેં ઇશ્વરના સોગંદ ખાધા છે કે હું કદી પણ લગ્ન નહિ કરૂં."

ધાવના મુખથી એ સર્વ વાતો સાંભળીને કાશ્મીરાધિપતિ વિસ્મિત થઇને બોલ્યા કે, આ તો ઘણીજ આશ્ચર્યની વાત ! આવાં જુઠાં સ્વપ્નાં જોઇને પુરૂષ જાતિ ઉપર અશ્રદ્ધા ઉત્પન્ન થવી એ કેવી વાત? આ વાત ઊપર કોઇ કેમ વિશ્વાસ કરે? તે સિવાય કાંઇ રહસ્ય તેમાં રહેલુંજ હોવું જોઇએ. ધાવ! જણાય છે કે આમાં તારો હાથ હોવો જોઇએ.

ધાવે હાથ જોડીને વિનય પૂર્વક કહ્યું કે, "જહાંપનાહ, આ દાસીના માથે આવો ભારે દોષ ચઢાવવો એ વ્યાજબી નથી, હું શાહજાદીને મારી પુત્રી કરતાં પણ અધિક ગણું છું. હું ઇશ્વરને સાક્ષી રાખીને કહું છું કે મેં ફરૂખનાજને ખોટી શિખામણ કદી પણ આપી નથી. પરંતુ તેના મુખથી જ્યારે મેં આ સર્વ સ્વપ્નવૃતાંત સાંભળ્યું, ત્યારે મારા મનમાં પણ અત્યંત દુઃખ થયું હતું. ત્યારથી હું તેને ઘણી રીતે સમજાવું છું, તેની પાસે પુરૂષના સારા શીલ-સ્વભાવની કેટલીય હું પ્રશંસા કર્યા કરૂં છું. અને જે જે પુસ્તકોમાં પુરૂષોની સચ્ચરિત્રતાનો વિષય આલેખાયેલો છે તે સર્વ તેને વાંચવાને માટે આપું છું. તેની સખિયોને પણ મેં એ વાત શિખવી રાખી છે, કે તે સર્વ એકમત થઇને તેની પાસે કાંઈ કથાને બ્હાને વાત વાતમાં પુરૂષોની તારીફ કર્યા કરે, અને તેના ભાવને બદલવાની ચેષ્ટા કરે. જો મારી આ વાતો ઉપર આપને વિશ્વાસ ન હોય તો આજ્ઞા આપો તો હાલ તેને અહીં બોલાવી લાવું. આપ તેના મોંથી સાંભળીને સર્વ રહસ્ય સમજી શકશો" આટલું કહીને ધાવ ચુપ થઇ ગઇ.

આ તરફ શાહજાદી રોજ રોજ આ પ્રકારે મનમાં ને મનમાં વિચારવા લાગી કે, દેશ દેશાન્તરોથી રાજા મહારાજાઓના દૂતો લગ્નનાં માગાં લઇને આવેલા છે. પિતા પણ મને કોઇના હાથમાં

સોંપી દેવાને માટે ચિંતાતુર જણાય છે, અને તેનો પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ હું જે પ્રતિજ્ઞા કરી ચુકી છું તેની તેમને ખબર નથી. તે મારી પ્રતિજ્ઞાની વાત કાંઈ જાણતા નથી એથી યોગ્ય વર મળતાં તેનો અવશ્ય સ્વિકાર કરીજ લેશે. ત્યારે મારી પ્રતિજ્ઞા પાલનનો કોઇ ઉપાય રહેશે નહિ. દિન પર દિન વિતે છે, માટે જે કાંઇ બને તે આજેજ નક્કી કરવું ઠીક છે, એમ વિચારી ફરૂખનાજ ચંચલ થઇને ઉઠી, તેણે એકવાર પોતાના મનમાં વિચાર કર્યો કે ધાવની સલ્લાહ લઇને જે યોગ્ય હોય તે કરીશ, પરંતુ જલદીજ તે વાત તેના મનમાં-થી જતી રહી. તે કદી તેમાં સલ્લાહ નહિ આપે એમ વિચારી વળી પાછી નિરાશ થઇ. વળી વિચાર સુઝયો કે જો હું સ્વયંવરની વાત કહીશ તો પિતા મારી ઇચ્છા વિરૂદ્ધ કોઇ સંબંધ નક્કી કરશે નહિ અને એથી હાલ લગ્નની વાત મુલતવી રહેશે. પરંતુ હું પિતા સાથે એ વાત શી રીતે કરી શકું ? એથી બ્હેતર છે કે હું તેના પગે પડીને પ્રાર્થના કરૂં કે તે મારી ઇચ્છા વિરૂદ્ધ કોઈની સાથે પણ મારો વિવાહ કરી શકે નહી. તેમાં સર્વ વાત આવી જશે. કોઇ વાતના અન્યાયનો પલ્લો પકડવો પડશે નહિ. આવો પાકો નિશ્ચય કરીને તે બેઠી હતી તેવામાં તો એક સાહેલીયે આવીને ખબર આપી કે બાદશાહે તેમને કાંઈ પ્રયોજનને માટે બોલાવેલ છે. પિતાને ત્યાંથી બોલાવવાની વાત સાંભળી તે તુરત ઉઠી વિદાઇ થઈ અને મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે, બહુજ સારૂં થયું કે પિતાએ મને હાલ બોલાવી છે. હું આ વખતે મારા મનનો ભાવ તેમની પાસે પ્રકટ કરીશ " એ વિચારને સ્થિર કરીને તે પિતાની પાસે જઇ ને હાજર થઇ, પરંતુ ત્યાં પાતાની ધાંવને જોઇને ડરવા લાગી. તેનો જીવ સુકાઇ ગયો. તે સમજી ગઇ કે ધાવે મારા સ્વપ્નનો સવ વૃતાંત

પિતાજીની પાસે જાહેર કરી દિધો હશે. શાહજાદી શરમાતી શરમાતી પોતાની માની પાસે જઇને બેઠી. કેટલીકવારે બાદશાહે ફરૂખનાજને પૂછ્યું, "બેટી, તું સારી તો છેને?" ફરૂખનાજ કાંઇ ન બોલી, બાદશાહે ફરી પૂછ્યું કે, "ફિરોજી, કેમ બોલતી નથી." ફરૂખનાજે માથું નમાવ્યું ત્યારે બાદશાહે તેના માથા પર હાથ મુકીને તેના મુખને કાંઈક ઉંચું કર્યું તો તેની આંખોમાં આંસૂ વહ્યાં કરતાં હતાં. એ જોઇને બાદશાહ ચકિત થઇને બોલ્યો, "બેટા, તું કેમ રડે છે? તને શું થયું છે? ત્યારે શાહજાદીએ પોતાના પાલવથી આંખો લોહીને પછી પિતાના પગ બંને હાથે પકડીને કહ્યું કે, "હું આપને વિનંતિ કરૂં છું કે આપ મારી સમ્મતિ સિવાય મારા લગ્નની વાતચીત ન કરશો."

આ સાંભળી બાદશાહ ક્ષુબ્ધ થયા પણ કરે શું? કંઇ ઉપાય ન જોતાં બોલ્યા, "બેટા, જે તું ઇચ્છે છે તેજ થશે. હું સાચું કહું છું, જો કે વર કદાચ યોગ્ય મળશે તો પણ હું તારી ઇચ્છા વિરૂદ્ધ તારા લગ્નની વાતચીત નહીં કરૂં."

શાહજાદી ખુશી થઇ અને મહેલમાં આવી અને ઇશ્વરને ધન્યવાદ દેતાં બોલી, "મારા પિતા મહા ધાર્મિક છે, તે કદી પોતાના વચનને ટાળી નહીં શકે. હું પણ મારી પ્રતિજ્ઞાથી કદી નહીં ડગું."

ફરૂખનાજના ચાલી ગયા પછી બેગમે બાદશાહને કહ્યું કે, આપે આ શું કર્યું? આપે આપના ઉપર સંકટનો બોજો ઉઠાવી લીધો. કહો તો ખરા કે આપની ઇચ્છા તો બેટીને સમજાવી પટાવીને રાજી રાખવાની હતી અને કેમ આપેજ તેના લગ્નની વાતચિત ન કરવાની પ્રતિજ્ઞા કરી?"

**બાદશાહ**—તમારૂ કહેવું સાચું છે, પરંતુ હું શું કરૂં! દી-

ફરીની આંખોમાં આંસુ જોઇ ને હું સર્વ ભુલી ગયો. જે હાની થઇ તે થઇ, હવે તેની ચિંતા કરવી વ્યર્થ છે. આ વખતે ક્યા ઉપાયથી તેના ભ્રમની શાંતિ થશે, એ ઉપાય શોધવો યોગ્ય છે. બેટીએ એવું કહ્યું નથી કે લગ્ન નહીં કરૂં, જ્યારે તેની સમ્મતિ થશે ત્યારે તે લગ્ન કરશે. એથી જેથી તેની સમ્મતિ થાય એવો ઉપાય કરવો જોઇએ " પછી તેમણે ધાવને પૂછયું, " કેમ તમે ફરૂખનાજને કોઇ પણ ઉપાયથી લગ્ન કરવાને માટે ઇચ્છે એમ કરી શકશો? " ધાવે હાથ જોડીને કહ્યું, "મહારાજ રોગ માત્રનું ઔષધ છે. એવું કોઇ દરદ નથી કે જેની દવા ન હોય, આપ આજ્ઞા આપશો તો હું શાહજાદીનો ભ્રમ દૂર કરવાના ઉપાયો કરીશ. "

બાદશાહે પ્રસન્ન થઇને કહ્યું, શા ઉપાયો કરશો ?

**ધાવ–**" હું ઉદાર, સુચરિત્ર અને સાચા પ્રેમિ પુરૂષોની અનેક વાર્તાઓ જાણું છું તે સર્વ વાર્તાઓ સાંભળવાથી જરૂર તેનો ભ્રમ દૂર થશે. "

**બાદશાહ**—" સારી વાત છે. જો તમે તેના હૃદયમાંથી આ કુસંસ્કારની જડ ઉખાડી શકશો તો તમને એક હજાર મહોરો ઈનામ આપીશ. " એમ કહીને રાજા ચાલી ગયા. સંધ્યાકાળે ધાવે શાહજાદીને કહ્યું કે, બેટા. આજ એક આશ્ચર્યકારક વાત સાંભળી આવી છે. એવી ઉત્તમ વાર્તા તો તે આજ સુધીમાં કદી પણ સાંભળી નહીં હોય. "

શાહજાદીએ કહ્યું, " તો ઠીક તે કહો. હું તે સાંભળવા ઇચ્છું છું, તેથી ધાવે તે વાર્તા કહેવાનો આરંભ કર્યો.



# अबुल कासिमनी वार्ता.

ઇતિહાસમાં પણ એ વાર્તા લખી છે કે, બગદાદ શહેરમાં હારૂનઉલરસીદ નામનો એક મહાન પ્રતાપી રાજા થઇ ગયો છે તે સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ હતો. વિશેષે કરીને યુદ્ધવિદ્યામાં ઘણો ચતુર હતો. દયા વિગેરે અનેક ગુણોના આધાર રૂપ હતો. પરંતુ આ સર્વ ગુણો હોવા છતાં પણ તેનું હૃદય અહંકાર અને ક્રોધથી ભરેલું રહેતું હતું. તે લોકોને કહેતો કે, "મારા સરખો સમૃદ્ધિશાલી યોદ્ધો અને પ્રજાનું પાલન કરનાર રાજા આ સંસારમાં આજસુધીમાં કોઇ પેદા થયો નથી. મતલબ કે તે સર્વ ગુણોના આધારરૂપ હોવા છતાં પણ કેવળ આત્મપ્રશંસા અને દામ્ભિકતાના દોષથી દૂષિત થઇને નિંદાના પાત્ર રૂપ બન્યો હતો અને સર્વત્ર તેની નિંદા થવા લાગી હતી.

જાફર નામનો તેનો એક ચતુર મંત્રી હતો. તે સત્યવાદી, સ્પષ્ટવકતા અને દીર્ઘદર્શી હતો. તેણે પોતાના સ્વામિની કીર્તિનું આ પ્રમાણે ખંડન થતું જોઇને વિનયપૂર્વક હાથ જોડીને એક દિવસ રાજાને નિવેદન કર્યું કે; "મહારાજ, સર્વ લોક જાણે છે કે આપના સમાન ગુણવાન રાજા આ સંસારમાં બીજો કોઇ નથી. ધનમાં, પ્રતિષ્ટામાં, અને પરાક્રમમાં આપ અદ્વિતીય છો. પ્રજા લોક એકી સાથે આપની બુદ્ધિની પ્રશંસા કરે છે, પરંતુ એકજ વાતથી આ સેવકના હૃદયમાં ખરેખરો ખટકો ભરાઇ ગયો છે. નિંદક લોક જ્યાં ત્યાં કહેતા ફરે છે કે બગદાદના મહારાજા મહા અભિમાની છે કે જે પોતાના મુખથીજ વારંવાર પોતાની પ્રશંસા કર્યાં કરે છે. "આ વાત મારાથી સહી શકાતી નથી, એથી મારી વિનંતિ છે કે જે વાતોથી આપની

લોકોમાં નિંદા થાય છે તેને આપ આપના હૃદયમાંથી દુર કરશો એવી હું આશા રાખું છું."

મહારાજા પોતાના પ્રધાનનાં આ વચનો સાંભળીને ક્રોધથી આંખો લાલ પીળી બનાવીને બોલ્યા કે, "મૂર્ખ, તું મારા મહત્વને શું જાણે? મારા સરખો અતુલ પરાક્રમી, ઐશ્વર્યવાન, અને દાતા આ સંસારમાં કોણ છે? હું જે કાંઇ કહું છું તે સાચુંજ કહું છું. તેને આત્મપ્રસંશા કેવી રીતે કહી શકાય?"

**પ્રધાન**—"મહારાજ! આપના સરખાની તો કાંઇ વાતજ નથી, આપના કરતાં સર્વ ગુણોમાં સહસ્ત્ર ગુણ શ્રેષ્ટ પુરૂષ હાલ પણ આ સંસારમાં વિદ્યમાન છે કે જે આટલો મહાન શ્રેષ્ટ હોવા છતાં પણ કદી ભૂલે ચૂકે પણ પોતાની પ્રશંસાની વાત હોઠપર લાવતો નથી. દયા, દાન વિગેરેમાં આપ તેના સોમા ભાગની બરોબર પણ નથી. તેના સરખો ધનવાન અને દાન કરનાર આજ સુધી દુનિયામાં કોઇ પેદા થયો નથી અને થશે પણ નહિ."

બગદાદનો અમીર આ વાતથી ક્રોધાન્ધ થઇને બોલ્યો કે, "ધિક્કાર છે નરાધમ! તું મારાજ અન્નથી ઉછર્યો અને મારીજ સામે મારી નિંદા કરે છે, એ તું જાણતો નથી કે તારૂં ધન, માન અને પ્રાણ સર્વ મારા હાથમાંજ છે. હું જ્યારે ઇચ્છું ત્યારે તને ખરાબખસ્ત કરી શકું તેમ છું. ઠીક, એ તો કહે કે, દુનિયામાં કયા કયા મનુષ્યો મારાથી વધી શકે તેમ છે?"

**પ્રધાન**—"જહાંપનાહ, જો આપ સાંભળવાજ ઇચ્છો છો તો સાંભળો":—

બશરા શહેરમાં અબુલકાસિમ નામનો એક મહાન કિર્તિવાન

માણસ રહે છે. તેના પિતાનું નામ અબ્દુલ અજીજ છે. જો કે તે આપને આધિન છે તથાપિ તે સર્વોત્તમ ગુણોમાં આપનાથી બહુજ વધી શકે તેમ છે. તેના સરખો સમૃદ્ધિ વાળો અને દાની આ દુનિયામાં કોઈ જણાતો નથી. તે આ સંસારમાં કલ્પવૃક્ષ સ્વરૂપજ છે. તેના શરણમાં જે માણસ જે કામનાથી જાય છે તેની તે કામના અવશ્ય પૂરીજ થાય છે. હું પહેલાં સમજતો હતો કે આપના જેવો ઋદ્ધિમાન રાજા બીજો નથી, પરંતુ જે દિવસથી મેં તેનું ઐશ્વર્ય મારી નજરે જોયું છે, તે દિવસથી મારી તે ભ્રાંતિ જતી રહી. એટલા સદ્‌ગુણો હોવા છતાં પણ તે એવો શિષ્ટ, સજ્જન, ઉદાર, વિનયી, અને અભિમાન શૂન્ય છે કે જેણે તેને એકવાર જોયો છે તે તેની પ્રશંસા કર્યા વિના રહેવાનોજ નહિ."

અમીર ક્રોધથી અધિરો થઇને બોલ્યો,—"કાફર! એક સાધારણ પ્રજાજનની સાથે મારી તુલના કરે છે? હું તારી કસુર હવે માફ નહીં કરી શકું" એમ કહીને તેણે પ્રધાનને કેદ કરવાની આજ્ઞા કરી. જેલનો જેલર તુરતજ પ્રધાનને હાથમાં હાથ કડી નાંખીને કેદખાનામાં લઇ ગયો.

તે પછી બગદાદનો અમીર જ્યારે ભોજન કરીને આરામ કરવા ગયો, ત્યારે તેની બેગમે તેની પાસે આવીને વિનયભરી મીઠી વાતથી તેને કહેવા લાગી કે, "પ્રાણનાથ! આપે સામાન્ય અપરાધમાં દીવાનને કેદની સજા કરી છે એ વાત જાણીને મને બહુજ દુઃખ થયું છે, શું એવો કઠોર હુકમ આપતાં આપના હૃદયમાં જરા પણ દયા ન આવી? અહા! બુઢાપામાં કેદખાનાની તકલીફ ભોગવવી એ તેને માટે બીજું મરણજ થયું. શું આપે તે ઉપર એક જરા પણ વિચાર ન કર્યો? જો કે તેણે કાંઈ અપરાધ કર્યો તોપણ તેને તે

અનુસાર દંડ કર્યો હોત તો તે બરોબર હતો, પરંતુ એકદમ કેદમાંજ નાંખવો એ તો ઘણી સખ્ત સજા છે."

**અમીર**—હેં, તેં :શું કહ્યું ? સખ્ત સજા થઇ છે ! નહીં. બરોબર વિચાર કરીનેજ કરી છે. તેના અપરાધને યોગ્યજ સજા કરી છે. તે દુરાત્માએ મારાજ સામે વારંવાર મારી નિંદા કરી છે. શું ! તે એવો મોટો મીજાજી થઇ ગયો કે તે મારોજ નોકર થઇને મારી જ આગળ નિંદા કરે ? બીજો કોઈ હોત તો હું તેને ફાંસીની સજા કરત, પરંતુ પ્રધાન જાણીનેજ મેં તેને કેદની શિક્ષા કરી છે."

**બેગમ**—"મેં તેની કસુરની વાત જાણી છે. આપની સાથે એવી રીતે બેઅદબી કરવી એ તેની ખરેખરી ભૂલજ છે પરંતુ સારી રીતે તપાસ કર્યા સિવાય કાંઈ કામ કરી બેસવું એ તો રાજ ધર્મની વિરૂદ્ધ છે."

અમીરે પોતાના ક્રોધને રોકીને કહ્યું;--"તેં ઘણુંજ સાચું કહ્યું છે. અબુલકાસિમ કોણ છે, એ છુપો વેષ ધારણ કરીને હું જાતે તેની પરીક્ષા કરવા જઈશ, અને જો મંત્રીની વાત સાચી હશે તો તેને એક લાખ સેનામોહોરો ઇનામમાં આપીશ પણ જુઠી પડશે તો તેને જરૂર ફાંસીની સજા કરીશ."

અમીર હારૂનઉલરસીદ આ પ્રકારનો સંકલ્પ કરીને તેજ રાતે છુપો વેશ ધારણ કરીને બશરા શહેર તરફ રવાના થયો. બશરે પહોંચતાં તેણે ધર્મશાળામાં મુકામ કર્યો. તેણે ધર્મશાળાના વ્યવસ્થાપકને પૂછ્યું કે અબુલકાસિમનું ઘર ક્યાં છે ? આ સાંભળી ધર્મશાળાનો વ્યવસ્થાપક તો થોડીવાર તેની સામેજ જોઈ રહ્યો, પછી બોલ્યો કે, અબુલકાસિમનું નામ સંસારમાં કોણ જાણતું નથી? તેનું ઘર ક્યાં છે તે શું પૂછવાની વાત છે?"

અમીરે શરમીંદા થઇને પૂછ્યું—" હું દૂરદેશનો રહેનાર છું. આ શહેરમાં પહેલવહેલો આવ્યો છું. પૂછ્યા વિના કેવી રીતે જાણી શકું ? તે આપજ કહો. ધર્મશાળાના વ્યવસ્થાપકે હસતાં હસતાં એક નાના બાળકનો તેને સંગાત કરી આપ્યો. જેથી અમીર તે બાળકની સાથે સાથે અબુલકાસિમને ઘેર પહોંચ્યો, એટલે રાજાએ બાળકને એક સોનામહોર આપી વિદાય કર્યો.

અમીર હારૂનઉલરસીદ, તો અબુલકાસિમના રમણીય નગરની શોભા જોઇને દીંગજ થઇ ગયો. તેણે એક દ્વારપાળને જોઇને કહ્યું કે, મારે તમારા શેઠને મળવું છે, માટે જો કાંઈ અડચણ ન હોય તો તેની તેમને ખબર આપો. " આથી ચોપદારે તુરતજ અબુલ-કાસિમને ખબર આપી. અબુલકાસિમ ખબર મળતાં તો પોતેજ ત્યાં આવીને ઉભો રહ્યો, અને કુશળ સમાચાર પૂછીને ઘણાજ આદર-પૂર્વક તેનો હાથ પકડીને તેને પોતાના દિવાનખાનાની અંદર લઇ ગયો. અંદર જઈ અબુલકાસિમે રાજાને એક હીરાજડીત સોનાના સિંહાસન ઉપર બેસાડીને પોતે એક સાધારણ આસન પર બેઠો અને ઘણીજ નમ્રતાની સાથે તે અમીરને તેની હકીકત પૂછવા લાગ્યો. રાજાએ કહ્યું, " હું એક વેપારી છું. દેશ પરદેશમાં વેપાર અર્થે ફરૂં છું. જ્યાં જઉં છું ત્યાં આપનો સુયશ સાંભળવામાં આવે છે.

**दूरेच श्रुत्वा भवदीयकीर्तिकर्णौतु तृप्तौनहिचक्षुषी मे ॥**
**तयोर्विवादं परिहर्तुकामः समागतोऽहं तव दर्शनाय "**

હું ઘણા વખતથી ફરતો ફરતો બગદાદ નગરમાં આવ્યો હતો. ત્યાંથી આપનાં દર્શનાર્થે અહીં આવ્યો છું.

**અબુલકાસિમ**—આપના શુભાગમનથી હું કૃતાર્થ થયો છું,

મારૂં ઘર પવિત્ર થયું છે. આપે જો અહીં આવવાની કૃપા કરી છે. તો થોડા દિવસ મારે ત્યાં અડચણ વેઠીને પણ રહેવાની કૃપા કરશો. હું આપની સેવા કરવાથી મને પોતાને ધન્ય માનીશ અને મારૂં સૌભાગ્ય સમજીશ.

**રાજા**–હું આપના અતિથ્ય–સત્કારથી બહુજ સંતુષ્ટ છું.

આ પ્રકારે આ બંનેમાં વાતચીત થઈ રહી હતી, એટલામાં બારેક નવ યુવક નોકરોએ જાત જાતનાં સુસ્વાદુ શરબત અને સુગંધિત જળથી ભરેલાં મણિમય પાત્રોને હાથમાં લઇને દિવાનખાનામાં પ્રવેશ કર્યો, અને ઘણાજ વિનયપૂર્વક ભાવથી તે વસ્તુઓને રાજાના આગળ મુકી અને ચાલ્યા ગયા. અમીર હારૂનંઉલરસીદ આ બહુ મૂલ્ય વિચિત્ર મણિમય પાત્રોને જોઇને મનમાં ને મનમાં અબુલકાસિમના ઐશ્વર્યની પ્રશંસા કરવા લાગ્યો. થોડીવારે કમળના ફુલોના જેવી ખીલેલી પરમ સુંદર પૂર્ણ–યૌવના બાર દાસીયો સોનાની રકાબીમાં વિવિધ પ્રકારનાં મીઠાં ફળ મૂળ કોઇમાં જાત જાતનાં મધુર પકવાન્ન, કોઇમાં સુંદર ફુલોના ગજરા, કોઇમાં પાન, ઇલાયચી, અને કોઇમાં તરેહ તરેહની વિચિત્ર વસ્તુઓ ભરીને આવી અને અમીરના આગળ મૂકીને ચાલી ગઈ. અબુલકાસિમના આગ્રહથી અમીરે થોડુંક શરબત પીધું અને થોડીક મીઠાઇઓ પણ ખાધી. રાજા તો દાસિયોનું મનોહર રૂપ જોઇને ચકિતજ થઇ ગયો અને તેના વસ્ત્રાભૂષણોની અપૂર્વ શોભા જોઇને પ્રસન્નતા પૂર્વક મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે આની પરિચારિકાઓનાં જ્યારે આવાં રૂપ લાવણ્ય છે તો તો તેના ઘરની સ્ત્રિયો કેવી રૂપવતી હશે. જો આ દાસિયોના રૂપના સોમાઅંશે મારી બેગમ સાહેબનું રૂપ હોત તો હું મારો માનવ જન્મ સફળ થયો સમજત. ધન્ય અબુલકાસિમ!

ખરેખર આ દુનિયામાં તુંજ એક સુખી છે. આવો વિચાર કરી રહ્યો હતો તેવામાં તો દિવાનખાનાની પાસેની ઓરડીનું દ્વાર ઉઘડયું, અને એક પરમ સુંદર કિશોર અવસ્થાના બાળક આવીને નિવેદન કર્યું કે, "સરકાર સર્વ તૈયાર છે."

આ સાંભળી અબુલકાસિમે રાજાનો હાથ પકડી કહ્યું કે "હવે આપ જરા કષ્ટનો સ્વિકાર કરો. ભોજનની સર્વ સામગ્રી તૈયાર છે."

રાજા તેના આગ્રહથી ઉઠયો અને તેની સાથે કોટડીમાં ગયો. કોટડીની વસ્તુઓ જોઇને તે એકદમ મોહિત થઈ ગયો. તેણે જોયું, તો નાના પ્રકારનાં રત્નજડીત સોનાના વાસણોમાં જાત જાતનાં સુસ્વાદુ ભોજનની સર્વ સામગ્રિયો રાખવામાં આવી છે. જેનાથી સઘળું ઘર ભર્યું હોય એમ જણાય છે. અબુલકાસિમ અમીરને સાથે લઇને ભોજન કરવા બેઠો. બંનેજણ અનેક વાર્ત્તાઓ કરતા કરતા તૃપ્તિ પૂર્વક ભોજન કરીને ઉઠયા. અબુલકાસિમે અમીરને એક બીજી ઓરડીમાં લઈ જઇને એક અપૂર્વ રત્નજડિત સોનાના સિંહાસન ઉપર બેસાડયો. સિંહાસનમાં જડેલાં મણિ વિગેરે રત્નો અગણિત નક્ષત્રરાશિની માફક પોતાના ઝગઝગાટથી આખા ઓરડાને પ્રકાશિત કરી રહ્યાં હતાં. આ ઘરની સજાવટની તો કાંઇ કહેવાનીજ વાત નહોતી. ઘરના મધ્યભાગે એક વિચિત્ર વૃક્ષ રાખ્યું હતું. તેનું મૂળ સોનાનું હતું. ડાળ–પાન હીરાનાં અને ફળફુલ મોતિયોનાં બનેલાં હતાં. વળીની ટોચે એક અત્યન્ત સુંદર મોર બેઠો હતો. અમીર બરોબર ધ્યાન દઇને તે વૃક્ષની અપૂર્વ શોભાને જોઇ રહ્યો હતો એવા સમયમાં અબુલકાસિમે એક છડી મોરના માથે લગાવી. છડીનો સ્પર્શ થતાંજ મયુર પીંછાની કળા કરીને નાચવા લાગ્યો. તેનાં પીછાંનાં

પ્રસાર થતાંજ સુગંધીથી આખું ઘર ભરાઈ ગયું. ચારે તરફ ચિત્તને પ્રસન્ન કરનાર ખુશબો ફેલાઇ ગઈ. આ અદ્દભૂત ચમત્કારને જોઇને અમીરના આનંદની સીમા રહી નહિ. તેણે અબુલકાસિમને પૂછયું, "આપને આ વૃક્ષ કયાંથી મળ્યું? આવી અપૂર્વ વસ્તુ તો આજ દિન સુધી મેં કયાંઇ પણ જોઈ નથી."

**અબુલકાસિમ**–"સાહેબ! મારે ત્યાંની એક દાસીએ આ બનાવ્યું છે. અબુલકાસિમનું કથન સમાપ્ત થતાં ન થતાં તો એક નોકર ત્યાંથી તે ઝાડને ઉઠાવીને લઇ ગયો. બગદાદનો અમીર આ જોઇને બહુજ રૂષ્ટ થયો અને મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે, આ વ્યક્તિની પાસે અતુલ ઐશ્વર્ય છે ખરૂં, પણ તેમાં સભ્યતા તો લેશ માત્ર નથી. વૃક્ષની બનાવટ અને મોરનો નાચ જોઇને મારો જીવ બહુજ ખુશ થયો હતો. પછી વખતે હું તેને માગું તેવા ઇરાદાથી તેણે નોકરને ઇસારો કર્યો હશે. જેથી તે અહીંથી તેને લઇ ગયો હશે. આ સ્વભાવને હું કદી ઉદાર કહી શકીશ નહીં પણ કૃપણ કહેવોજ ઠીક છે. મૂર્ખ પ્રધાને કેવળ આનું ઐશ્વર્ય જોઇનેજ ભૂલ ખાધી હશે. તેણે તેના સ્વભાવ તરફ દૃષ્ટિ આપી નહીં હોય, એથી તેણે મારા આગળ તેની આટલી બધી પ્રશંસા કરી હશે."

અમીર આ પ્રમાણે વિચાર કરી રહ્યો છે, એટલામાં કેટલીક નવયૌવના સુંદરીઓએ રત્ન જડીત સુવર્ણ પાત્રમાં શરબત વિગેરે અનેક પ્રકારની પીવાની વસ્તુઓ લઇને ઘરમાં પ્રવેશ કર્યો, અને વિનય પૂર્વક અમીરની સામે મૂકીને ચાલતી થઇ, અમીરે તેમાંથી થોડું ઘણું લઇને પીધું. એ પછી કેટલીકવારે અત્યંત સુંદર, પોતાના રૂપથી રતિને પણ લજાવનાર એવી સોળ સોળ વર્ષની બે લલનાઓ ગાવા બજાવાનાં સાધનો સાથે ત્યાં આવીને હાજર થઇ. બંને તાલ

ભેર ગાવા અને નાચવા લાગી. અમીરનું હૃદય તો પ્રથમ તેમને જોઇનેજ ખુશ થયું હતું. આ વખતે સંગીતના તેનું હૃદય આનંદ સમુદ્રની લહેરો લેવા લાગ્યું. તે એક નજરે બંને રમણિયોની અલૌકિક રૂપરાશિ જોઇને મનમાં કહેવા લાગ્યો કે,–" આવું હૃદયહારી અનુપમ રૂપ તો આજ સુધી કદી પણ જોયું નથી. માનવ જાતિમાં આવું રૂપ હોવું એ કદાપિ સંભવિત નથી. જરૂર આ બંનેનો જન્મ કોઈ અપ્સરાના ગર્ભથી થયો હશે. અબુલકાસિમ તું ખરેખર ભાગ્યશાળી છું. યથાર્થમાં તને ધન્ય છે. આ સંસારમાં તું એકજ સુખી છે. " આ પ્રકારે મનમાં વિચાર કર્યા કરે છે તેજ વખતે એક બાળક ઘરમાં આવ્યો. તે બાળકનું મુખ શરત્કાલીન પૂર્ણ ચંદ્રના જેવું સુંદર અને શોભાયમાન હતું. અને તે છતાં પણ શરીર ઉપર મણિ મોતિયોનાં આભૂષણો પહેરવાથી તેનું રૂપ વધુ ખીલી રહ્યું હતું. રાજા બાળકના તરફ દેખતાંજ નજર બીજી તરફ ન નાંખી શકયો. બંને નાચનારીઓનું સૌંદર્ય તો બીલકુલજ ભૂલી ગયો. બાળકે શરબતથી ભરેલું એક મણિમય પાત્ર અમીરના આગળ લાવીને રાખી દીધું, તેણે કાંઇ જોયું પણ નહિ કે તેની સામે શું મૂકયું છે. તે અનિમેષ નયનોથી કેવળ બાળકનું મનોહર રૂપજ જોઇ રહ્યો હતો. અબુલકાસિમે વિનયપૂર્વક કહ્યું, " આપ થોડું શરબત પીશો. " અમીરે શરબત પીને બાળકના હાથમાં તે પીધેલું પાત્ર આપ્યું તો તે વખતે તેણે તે પાત્ર પ્રથમની માફકજ ભરેલું જોયું. એથી આશ્ચર્ય થઇ તેણે ફરી થોડું શરબત પીધું અને પાત્ર પાછું આપતાં પણ પાછું ભરેલુંજ જોયું. ત્યારે અમીરે આનંદથી અબુલકાસિમને કહ્યું કે,–' આપના ત્યાંની સર્વ વાતો અલૌકિક અને આશ્ચર્યથી ભરેલી છે, જે જોઇ ને જીવ બહુજ ખુશ થાય છે. હું સાચું

કહું છું કે, આપ મહાન ભાગ્યવાન અને સુખી છો. અને સર્વ અદ્ભુત પદાર્થો કરતાં આ પીવાનું પાત્ર તો મને વધુ ચકિત અને મોહિત કરનારજ જણાય છે. આ પાત્ર આપને કયાંથી મળ્યું ?"

**અબુલકાસિમ**—જ્યારથી મને જ્ઞાન થયું ત્યારથી આ વાસણને હું સુગંધિત મીઠા શરબતથી હંમેશાં ભરેલુંજ જોઉં છું. પરંતુ તેને બનાવનાર કોણ હતું અથવા તો તે કયાંથી મારે ત્યાં આવ્યું, તે મારા જાણવામાં નથી." આમ કહીને અબુલકાસિમ બાળકને સાથે લઇને તે રૂમમાંથી બહાર નીકળ્યો. બાળક જ્યાં સુધી રાજાની દૃષ્ટિની સામે હતું ત્યાં સુધી તો તેને બરોબર નિહાળી રાજા જોતો જ હતો, પણ તે જ્યારે બહાર ગયું તો રાજા મનમાં ને મનમાં વિચારવા લાગ્યો કે, અહા ! ઇશ્વરે અબુલકાસિમનું શરીર કેવું બનાવ્યું છે! જાણે સર્વ સુખના આધાર રૂપજ તે આમ વિચાર કરતો હતો તેવામાં તો અબુલકાસિમ એક હાથમાં સતાર અને બીજા હાથે એક નવયોવના સુંદરીનો હાથ ઝાલીને ઘરની અંદર આવ્યો. પ્રાતઃકાળનાં સૂર્યના કિરણોથી જેમ આકાશની શોભા વધી જાય છે તેવીજ રીતે તે કામિનીના મનોહર રૂપથી શોભા વધી ગઇ. તેનાં ઘરેણાં વિનાનાં અંગનું લાવણ્ય જેટલી શોભા વિસ્તારી રહ્યું હતું, તેટલી શોભા મણિ માણિક્ય મોતિયોનાં ભૂષણો ધારણ કર્યાં હોત તો પણ તે વિસ્તારી શકત નહિ. તેના બદનપર એક પણ અલંકાર નહતો. કારણ એ હતું કે, અબુલકાસિમની પાસે એક પણ ઝવાહિર નહોતું કે જે આ સુંદરીના અંગને શોભાવી શકે.

અમીરે આજ સુધી આવી સુંદર શોભાની ખાણરૂપ નવનાગરીને કદી પણ નજરે જોઇ નહોતી. તે તેના તરફ જોવા લાગ્યો. તે ત્યાંથી નજર ખસેડીજ શકયો નહિ, તે રમણી અંદર પ્રવેશ કરીને

મધુર સ્વરથી ગાવા લાગી અને અબુલકાસિમ સતાર વગાડવા લાગ્યો. આ આનંદનો અપૂર્વ દેખાવ જોઇને બગદાદનો અમીર પોતાને ભૂલી જ ગયો. આ અપૂર્વ રૂપાવલોકનની સાથે સાથે સંગીત કલાએ તેને વિમોહિત કરી દીધો. તેનું ભાન પણ જતું રહ્યું. તે ચિત્રની માફક નિર્નિમેષ નેત્રથી તે રમણીના તરફ જોતો જોતો જડવત્ બની ગયો. કોઈક વારે તેને જ્યારે ભાન આવ્યું ત્યારે તેણે ગદ્ગદ્ કંઠે કહ્યું,– " અબુલકાસિમ, આપને ધન્ય છે. સંસારમાં આપનાથી કોઈ વધારે સુખી નથી. ધન મેળવીને કેવી રીતે સુખ ભોગવવું જોઇએ, તે આપજ જાણો છો. અમીર આવી રીતે કહીજ રહ્યો હતો ત્યાં સુધીમાં તો અબુલકાસિમ કામિનીનો હાથ પકડીને ઘરમાંથી બહાર નીકળ્યો. આથી અમીર અત્યંત ક્રોધી થઈને પોતાના મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે આ પૂરેપૂરો ભોગીન્દ્ર છે તેમાં સંદેહ નથી પરંતુ આનાથી વધીને કોઇ બીજો મૂર્ખ આ સંસારમાં શોધવા જતાં પણ જડે તેમ નથી. જે સર્વ વસ્તુઓ તેણે બતાવી છે, તે નિ:સંદેહ એકથી એક ચઢે તેવી અને આનંદ આપનારી છે. પરંતુ તેણે તે બરાબર જોવા દીધી નહી. આંખ અને મનને તૃપ્ત થતાં ન થતાં તો તે સર્વ વસ્તુઓને અહીંથી લઇ જાય છે. ત્યારે આવી રીતે બતાવવાની જરૂરજ શી હતી ? આવા ક્ષુદ્ર મતિનું ઐશ્વર્ય કોને જોવું ગમે ? આ વ્યક્તિ મારા મંત્રીની પ્રશંસાપાત્ર થઇ શકે પણ મારી તો નહીંજ. ધિક્કાર છે મારા મંત્રીને, જાફર તને સો વાર ધિકાર છે. આવા ધન ગર્વિત વ્યક્તિની પ્રશંસા કરવાની જગ્યા તને બીજી ન મળી કે મારી પાસે તેનાં યશોગાન કરવા આવ્યો હતો ! ઠીક, કાંઇક દિવસ સબુર કર, મને આવવા દે કે તને એવી શિક્ષા કરૂં કે જેને તું જીંદગી સુધી પણ ભૂલે નહિ. આ પ્રકારે તે પોતાના મનમાં મંત્રીના દંડની વાત

વિચારી રહ્યો છે તેવામાં તો ફરી પાછો અબુલકાસિમે ઘરમાં પ્રવેશ કર્યો, અને પોતાના આસનપર બેઠો, આ વખત તેની સાથે કોઈ નહોતું. પછી બંને પરસ્પર વિવિધવિનોદની વાતો કરીને પ્રસન્ન થયા. આ પછી અમીરે અબુલકાસિમ પાસે રજા માગી જેથી અબુલકાસિમે તેને યોગ્ય માન આપીને વિદાય કર્યો.

અમીર ત્યાંથી વિદાય થઇને ધર્મશાળા તરફ રવાના થયો. રસ્તામાં આ પ્રકારે વિચાર કરતો કરતો જવા લાગ્યો. " અબુલકાસિમની સર્વ વાતો નવાઈનીજ છે. જે જોયું તે હવે કદી જોઇ શકીશ નહીં, સંસારમાં આવા આવા અદ્ભૂત પદાર્થ હશે, એની મને સ્વપ્ને પણ ખબર નહોતી, પણ આશ્ચર્યનો વિષય તો એ છે કે, અબુલકાસિમે આ સર્વ દેવને પણ દુર્લભ એવા પદાર્થો ક્યાંથી મેળવ્યા હશે ? આ જે મોરથી સુશોભિત વૃક્ષ જોયું હતું, તેનું મૂલ્ય કેવળ ધનાધીશ ખર્ચી શકે કે કેમ તેનો સંદેહ છે. બાળક, કે જે અક્ષય પાન પાત્ર લઇને આવ્યો હતો, તેની સહસ્ત્ર મુખથી પણ તારીફ થઇ શકે તેમ નથી, રમણિયોના રૂપની તો કહેવાની વાતજ નથી. સંસારમાં કોઇ વસ્તુ આજ સુધીમાં એવી ન જોઇ કે જેને આ સ્ત્રીયોની ઉપમા આપી શકાય. અબુલકાસિમ ! તને ધન્ય છે ! ખરેખર, હું તારી બરોબરી કરી શકું તેમ નથી. મોટા મોટા બાદશાહ પણ તારા ઐશ્વર્યને જોઇને ચકિત થઇ શકે તેમ છે. અબુલકાસિમે જે સર્વ ચીજો બતાવી છે, તેમાંથી જો એક પણ વસ્તુ મારી પાસે હોય તો હું મારા જીવનને ધન્ય માનત. જેવો તે ધનવાળો છે તેવોજ જો તેનો સ્વભાવ સારો હત તો તે દુનિયામાં એકજ ગણી શકાત. જો તેનો સ્વભાવ આટલો કઠોર ન હોત તો તે સર્વથા પ્રશંસનાય ગણાત. વિધાતાએ એ એક તેનામાં ભારે

દોષ મૂકયો છે. અફસોસ જો છે તો આ વાતનો કે, અબુલકાસિમે જ્યારે તે સર્વ ચીજો મને પોતાની મરજીથી બતાવી અને તેને જોઇને જ્યારે હું ખુશી થયો, તો તેણે તેમાંથી કોઈ ચીજ મને આપવાની ઉદારતા બતાવવી જોઇતી હતી. કોઇ પણ એક વસ્તુ આપીને મારૂં માન જાળવવાથીજ તેના મહત્વની રક્ષા થાત. પરંતુ અબુલકાસિમે એમ ન કર્યું, એથી જણાય છે કે તેનામાં દાતૃત્વ શક્તિ નથી. ત્યારે તેણે જે આટલો શિષ્ટાચાર બતાવ્યો છે તે કેવળ પોતાની પ્રતિષ્ઠા અને નામના ફેલાવવાની આશાથીજ જણાય છે કે તે સર્વને આવો કપટ શિષ્ટાચાર બતાવીને તેના મનને મોહિત કરીને સંસારમાં વિખ્યાત થયો છે. લોકો બહારની રીતભાત જોઇને તેના હૃદયનો ખરો ભાવ ન સમજતાં તેની તારીફ કરવા લાગ્યા હશે. અબુલકાસિમ અદ્વિતિય ધનવાન છે તેમાં સંદેહ નથી. એ વાત હું હજારવાર કહીશ તેમ હંમેશાં કબુલ પણ કરીશ. પરંતુ તે જેવો શ્રીસમ્પન્ન છે તેવોજ જો તે ઉદારશીલ હોત તો તે બેશક દરેક કરતાં વખાણવા લાયક ગણાત અને ત્યારે તે દુનિયાંમાં પૂર્ણ યશને પ્રાપ્ત કરી શકત. મારા મૂર્ખ મંત્રીએ તેના ગુણની તરફ દૃષ્ટિપાન કર્યું. તે કેવળ તેની સમ્પત્તિજ જોઇને ભૂલી ગયો અને ગાંડાની માફક મારી આગળ મારી વારંવાર નિંદા કરવા લાગ્યો. તેની આ બેઅદબી શું ક્ષમા કરવા યોગ્ય છે? ઠીક, જાફર! હાલ તો તું કેદખાનામાંજ રહે પણ જ્યારે હું મારી રાજધાનીમાં પાછો આવીશ ત્યારે તેને ઉચિત દંડની શિક્ષા કરીશજ.

આ પ્રકારે વિચાર કરતાં જ્યારે તે ધર્મશાળાના દ્વાર આગળ આવી પહોંચ્યો ત્યારે તેણે જોયું તો, ધર્મશાળાની અંદર અનેક દાસદાસી, હાથી, ઘોડા, અને ઉંટ ભરેલાં છે. તેણે વિચાર કર્યો કે

કોઇ દેશનો રાજા અહીં આવીને ઉતર્યો હશે. કદી જો તે મને ઓળખશે તો આ વેશમાં તેની સામે જવાથી મારે શરમાવું પડશે; પરંતુ તે મને આવા છુપા વેશમાં ઓળખી શકશે કે નહિં તે નક્કી નથી. નજીકમાં કોઇ બીજી ધર્મશાળા પણ નથી કે જ્યાં જઇને હું ઉતરી શકું. લાચારીથી અહીંજ રહેવું પડશે. આમ વિચાર કરતો કરતો અમીર અંદર ગયો, તો અંદર જતાંજ એક નવજવાન સુંદરીએ તેને નિચી નમીને સલામ કરી અને તેના હાથમાં એક પત્ર આપ્યો. અમીરે ચિઠ્ઠી ઉઘાડીને વાંચવા માંડી, તો તેમાં લખ્યું હતું કેઃ—

**પ્રિયવર મહાશય!**

હું આપની રીતભાત અને નિષ્કપટ વ્યવહારથી એટલો બધો ખુશી થયો છું કે તેનું વર્ણન કરી શકતો નથી. આપ મહા ધર્માત્મા અને મહાન છો, એથી આપના આગમનથી મારૂં ઘર પવિત્ર થયું છે, અને હું કૃતાર્થ થયો છું. આપનું યોગ્ય સન્માન મારાથી થઇ શકયું છે કે નહિં એ હું સમજી શકયો નથી. જો મારી કાંઇ કસુર થઇ હોય તો તે આપ ક્ષમા કરવાની ઉદારતા વાપરશો. આપના શુભાગમનના સન્માનમાં હું કાંઇક ઉપહાર મોકલું છું તે આપના લાયક કદાચ નહીં હોય, તથાપિ જો આપ તેનો કૃપા કરીને સ્વિકાર કરશો તો હું આપનો ઉપકાર માનીશ. સંસારમાં જાતજાતના અમૂલ્ય પદાર્થ હોવા છતાં પણ ભક્તિ પૂર્વક સામાન્ય વસ્તુને અર્પણ કરવાથી દેવતાઓ પણ તેને ઘણીજ પ્રસન્નતાથી સ્વિકારી શકે છે તો હું આશા રાખું છું કે આ ભેટ અયોગ્ય હોવા છતાં પણ આપ મારા ભક્તિભાવની તરફ કૃપાદૃષ્ટિ કરીને આ વસ્તુઓનો સ્વિકાર કરીને મને કૃતાર્થ કરશો.

મારો એક એવો નિયમ છે કે જે કોઇ અતિથિ મહાત્મા મારે ત્યાં આવવાની કૃપા કરે છે અને મારી જે વસ્તુઓને જોઇને હર્ષ પ્રકટ કરે છે, તે તેનેજ હું આપું છું. આ સર્વ વસ્તુઓપર પછી મારો કાંઇ અધિકાર રહેતો નથી. હું તરતજ તે સર્વ ચીજો તેને આપી દઉં છું, અને તેથી આપે જે રત્ન સિંહાસન, મયુરની શોભાવાળું વૃક્ષ, શરબતથી ખાલી ન થનાર ગ્લાસ, સુંદર બાળક અને ગાયન કરનારીઓને જોઇને સંતોષ પ્રકટ કર્યો હતો, તે સર્વ આપનેજ આપું છું. આપ કૃપા કરીને તે સર્વ વસ્તુઓનો સ્વીકાર કરશો, નહીં તો હું અત્યંત દુઃખી થઇશ. વધુ શું લખું! આપની પાસે મારી એ પ્રાર્થના છે કે જેથી આપ આપના આ આજ્ઞાંકિત અબુલકાસિમને ભૂલી ન જશો, જેથી આ દાસનું સ્મરણ આપના હૃદયમાં હંમેશને માટે રહ્યાં કરે તેમ કરશો. ફરી જો આપ ભુલે ચૂકે પણ આ દેશમાં પધારો તો કૃપા કરીને જરૂર આ દાસના ઘરને પાવન કરશો. હું આશા રાખું છું કે, આપ આ અનુગ્રહથી દાસને નિરાશ નહીંજ કરો. ઇતિ.

આપનો દયાભિલાષી,

**અબુલકાસિમ.**

બગદાદનો અમીર આ પત્ર વાંચીને તો ચકિતજ થઈ ગયો. તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું કેવો મહાન મૂર્ખ છું. અબુલકાસિમની દાન—શકિતનું કાંઇ સમજ્યા વગર મેં તેની કેટલી નિંદા કરી છે. હું કેવો દુર્બોધ છું કે હજુ સુધી પણ તેને ઓળખી શકયો નહિ, દુનિયામાં આની બરોબર કોઇ દાની હશે એવું મારી બુદ્ધિમાં આવતુંજ નથી. જે સર્વ વસ્તુઓ રાજા મહારાજાઓએ કદી આંખોથી પણ જોઇ નહી હોય, સ્વપ્નમાં જેનો

ઉપભોગ પણ કર્યો નહીં હોય, તે સર્વ વસ્તુઓને સાધારણ સમજીને અબુલકાસિમે મને આપી દીધી. અબુલકાસિમ! ખરેખર, તને ધન્યજ છે. હું બગદાદનો અમીર હોવાથી હંમેશાં ઘમન્ડમાં ચૂર રહેતો હતો, મને આ વાતનું મહાન અભિમાન હતું કે, મારા જેવો ધનવાન, દાની અને સમજુ રાજા આજ સુધીમાં કોઇ પેદા થયો નથી અને થશે પણ નહિ. આ પ્રકારની જે મારા મનમાં ભ્રાંતિ હતી તે એકદમ દૂર થઇ ગઇ. આજ મારૂં તે અભિમાન ચૂરેચૂરા થઇ ગયું. મારા વ્હાલા દિવાન જાફર! મેં તને નકામીજ આટલી બધી સખ્ત સજા કરી છે. વિના અપરાધે તને મેં દોષિત ઠરાવ્યો છે. અહંકારમાં અંધ બનીને મેં ઘણુંજ ખરાબ કામ કર્યું છે. હું આ અવિચારને માટે તારી માફી માગું છું. મને ક્ષમા કર. હું પાછો આવીને તને આજ રત્નસિંહાસન ઉપર બેસાડીને મારા પાપનું પ્રાયશ્ચિત કરીશ."

એ પછી અમીરે અબુલકાસિમની મોકલેલી સર્વ વસ્તુઓને સારી રીતે જોઇ તપાસીને ઘરમાં રાખી દીધી. પછી સર્વ લોક ભોજન કરીને પોતપોતાની જગ્યાએ ગયા. અમીર પણ આરામ કરવાની ઇચ્છાથી એક પલંગ પર સુઇ રહ્યો. પણ તેને ઉંઘ ન આવી. સેંકડો પ્રકારની ચિંતાએ તેના ચિત્તને ઘેરી લીધું, અબુલકાસિમની વાતનો વિચાર કરતાં કરતાં તે પાછો ચંચલ થઇ ગયો. અબુલકાસિમે આટલી દોલત કેવી રીતે મેળવી હશે? આ પ્રકારે બેહિસાબ દાન કરવા છતાં પણ તેનું ધન ઓછું કેમ થતું નહિ હોય? ખરેખર આ એક ઘણો આશ્ચર્યનો વિષય છે. જણાય છે કે, તેણે જરૂર કંઇ દાટેલું બેસુમાર ધન મેળવ્યું હશે. જે હશે તે ખરૂં, તેની ખરી હકીકત હવે હું જાણ્યા વગર રહીશ નહિ. કાલે સવારે હુ

પાછો અબુલકાસિમને ત્યાં જઈશ અને યુક્તિ પ્રયુક્તિથી તેની દોલતનો પત્તો મેળવીશ. આ જાણવાને માટે જો મારે અહીં રહેવું પડશે તો રહીશ પણ ખરો, પણ આ સર્વ ભેટની વસ્તુઓ હું અબુલકાસિમને પાછી આપી દઇશ. કારણ કે આ સર્વ વસ્તુઓને મારી સાથે લઈ જવાથી લોક એમ સમજશે કે હું આ સર્વ વસ્તુઓ અબુલકાસિમને ત્યાંથી માગી લાવ્યો છું. અબુલકાસિમ પણ કદી એ વાત સાંભળીને પોતાના મનમાં એમ કહેશે કે બગદાદનો અમીર મારા દાનની વાત સાંભળીને લોભનો માર્યો વેષ બદલીને અહીં આવ્યો હતો, અને તેથી આ સર્વ વસ્તુઓ સાથે લઈ જવી એ યોગ્ય નથી.

આ પ્રમાણે વિચાર કરીને બીજે દિવસે તે અબુલકાસિમના દરવાજા પર ગયો અને તેની મુલાકાત કરી. બીજી વખતની મુલાકાતથી પણ આદરસત્કારમાં ન્યુનતા ન જણાઇ પણ વધારોજ જણાયો.

અમીરે અબુલકાસિમને કહ્યું, "આપના અતુલ જ્ઞાનથી હું આશ્ચર્યમાં પડયો છું. દુનિયામાં આપનાથી કોઇ બીજો મહાન દાતા નહીંજ હોય. આપની ઉદારતાનું વર્ણન મારાથી થઇ શકતું નથી. પરંતુ હું તો એક સાધારણ વણિક છું જેથી આટલી મોટી ભેટ લઇને હું શું કરીશ? હું આ સર્વ બહુમૂલ્ય પદાર્થોની શોભા જોઇને પૂર્ણરૂપથી સંતુષ્ટ થયો છું. આ વસ્તુઓનું ગ્રહણ કરવામાં જેવી યોગ્યતા જોઈએ તે મારામાં નથી. હું આ અનુપમ ઉપહારને યોગ્ય પાત્ર નથી. જો આપને ખોટું ન લાગે તો હું આપની આપેલી સર્વ વસ્તુઓ પાછી મોકલી આપું."

આ સાંભળી અબુલકાસિમે એક લાંબો નિસાસો મૂકયો, પછી કહ્યું, "હું સમજી ગયો કે, એ મારા દુર્ભાગ્યનોજ દોષ છે કે હું

આપને સંતુષ્ટ ન કરી શક્યો. જો હું આપને પ્રસન્ન કરી શકત તો આપ આવી વાત કદી કહી શકત ?"

અમીર અબુલકાસિમનું આવું મધુર ભાષણ સાંભળીને લજ્જિત થઇને બોલ્યો,—આપના જેવો વિવેકી અને ઉદાર આ સંસારમાં કોઇ નહીંજ હોય, પરંતુ હું આપના જેવાને અપરિમિત દાની જોઉંછું, એ રીતે દાન કરવાથી તો કુબેરના રત્ન પરિપૂરિત ભંડાર પણ ખાલી થઇ શકે તેમ છે, તો મનુષ્યોની તો વાતજ શી ? ધનને કમાવાની જેવી જરૂર છે તેવીજ રીતે તેનો સંગ્રહ કરવાની પણ જરૂર છે."

**અબુલકાસિમ**—" તેને માટે આપે કાંઇ ચિંતા ન કરવી. મારૂં ધન અક્ષય છે. હજારો યુગ સુધી દાન કરવા છતાં પણ તે નિઃશેષ નહીં થાય. જો આપે મારી સમ્પત્તિની વાત જાણી હોત તો આપ મારા આ દાનને અતિ દાનમાં નહીંજ ગણત."

**અમીર**—આપના ઐશ્વર્યનો હેવાલ જાણવાની મારી ઘણીજ ઇચ્છા થાય છે, જો કહેવામાં કાંઇ અડચણ ન હોય તો તે કહીને મારા મનના ઉદ્વેગને દૂર કરશો."

**અબુલકાસિમ**—હા, હું તે કહી શકીશ, પણ તે વાત ખુલ્લી જગ્યામાં કહી શકાશે નહીં. "આપ કૃપા કરીને એક ખાસ ઓરડામાં પધારો" એમ કહીને બંને જણ એક સુંદર શણગારેલા ઓરડામાં ગયા.

અમીરે તે ઓરડામાં જઇને જોયું, તો તેની ભીંત ભાતભાતના મનોહર ચિત્રોથી સુશોભિત છે. તરેહ તરેહની શણગારેલી વસ્તુઓ ચારે તરફ મૂકેલી છે, કે જેની શોભા વર્ણી શકાય તેમ નથી. હીરા

મોતિથી જડેલાં વાજીંત્રો, ભાતભાતના રત્નોથી જડેલા સુંદર પલંગો રાખેલા છે, જેના પ્રકાશથી ચારે તરફ ચાંદનીના જેવી પ્રભા ફેલાઇ રહી છે, માનો કે તે ઓરડી ઇંદ્રભવનની માફક શોભી રહેલી છે.

અબુલકાસિમે અમીરને એક મણિમન્ડિતસુવર્ણ સિંહાસન ઉપર બેસાડયો અને પોતે એક બીજા આસન પર બેસીને પોતાનું પૂર્વ વૃતાન્ત કહેવા લાગ્યો.

# अबुलकासिमनुं पूर्व वृतान्त.

અબુલકાસિમે કહ્યું, મારા પિતાનું નિવાસસ્થાન પ્રથમ કેરો નગરમાં હતું. મારા પિતાનું નામ અબ્દુલઅજીજ હતું. તે ઝવેરીનું કામ કરતા હતા. ઝવેરાતના ધંધામાં તેમણે એટલું બધું ધન પેદા કર્યું કે તે ત્યાંના નામાંકિત અમીરોમાં ગણાવા લાગ્યા. તે વખતે કેરો નગરમાં જે રાજા હતો તે સ્વેચ્છાચારી હતો. તેના મનમાં જે આવતું તે તે કરી દેતો. તે લાગ આવે તો ધનાઢય પ્રજાનું સર્વત્ર લુંટી લેવાને પણ જરા ડરતો નહિ. આથી તેને મારા પિતાના અતુલ ઐશ્વર્યની અદેખાઇ આવી અને તેમનું સર્વસ્વ હરી લેવાના ઇરાદાથી તેમની સાથે તેણે જુદેજુદા ઝગડા ઉત્પન્ન કર્યા એ મારા પિતાના જાણવામાં આવવાથી તેના ભયમાંથી બચવાને માટે તેમણે કેરો શહેરનો ત્યાગ કર્યો અને બશરામાં આવીને રહેવા લાગ્યા. ત્યાં આવીને તેમણે એક અલૌકિક રૂપગુણવાળી વણિક બાળિકાની સાથે લગ્ન કર્યું. તે બાળિકાજ મારી માતુશ્રી હતી. મારા પિતા અતુલ ઐશ્વ-

ર્યના સ્વામિ હતા. એક તો ધનની કાંઇપણ કમી નહોતી, અને બીજી વાત એ કે મારા બાપની અડધી ઉમ્મર વિત્યા પછી મારો જન્મ થયો, એથી મારાં માબાપના આનંદની સીમા ન રહી, અને મારા લાડ-પ્યારનો પણ અંત ન રહ્યો. આવી રીતે ચૌદ વર્ષ તો મેં મારા માબાપના લાડના સુખમાંજ વિતાવ્યાં. સંસારની કોઈ પણ જાતની મારે ચિંતા નહોતી. કોઇપણ પ્રકારની ફીકરે મારા હૃદયમાં વાસ કર્યો નહોતો. પરંતુ સુખ હંમેશાં સ્થિર રહેતું નથી. કોઇની પણ જેવીને તેવી સ્થિતિ હંમેશાં કાયમ રહેતી નથી. સર્વ દિવસ સરખા જતા નથી. સુખની પાછળ દુ:ખ અને દુ:ખની પાછળ સુખ આ જીવનમાં હંમેશાં લાગેલાંજ હોય છે.

**सुखस्यान्ते भवेद् दुखं दुःखस्यान्ते भवेत्सुखम् ।**
**द्वयमेतद्धि जन्तूनामलङ्घ्यं दिनरात्रिवत् ॥**

સંસારનો આજ નિયમ છે. મારા સુખના દિવસો પણ વિતિ ગયા, એકાએક મારા ઉપર આફતનો પહાડ તૂટી પડયો. કવખતેજ મારા પિતાનો કાળ થયો. તેમના મરણથી અમારા દુ:ખનો અંત ન રહ્યો. દુ:ખ એકલુંજ આવતું નથી. મારા બાપના શોકથી મારી મા પણ છ મહિના સુધી તો બરોબર ખાટલામાંજ પડી રહી, અને ચિંતામાંજ રાત દિવસ વિતાવવા લાગી. તેને ખાવા, પીવાનો કે ઉંઘવાનો કોઈ નિયમજ નહોતો. દાસીઓની અત્યંત વિનંતિથી તે જરા ઉઠીને હાથ મોં ધોઇ થોડું ઘણું ખાધું ન ખાધું કરીને એકાદ ઘુંટડો પાણી પીને પથારીમાં સુઇ રહેતી. એથી તે એવી સખ્ત રોગના પંઝામાં પડી કે તેમાંથી તેનું ઉગરવું કઠિન થઈ પડયું. ઘણા ઘણા ઇલાજ કરવા છતાં પણ તેને સારૂં ન થયું. થોડાજ

દિવસોમાં તે પણ આ સંસારમાંથી ચાલી ગઇ. (મરી ગઇ). આ વખતે મારી ઉમ્મર ચૌદ વર્ષનીજ હતી. આટલા દિવસ સુધી મેં કદી દુઃખનું મુખ સ્વપ્નમાં પણ જોયું નહોતું. કોઈ વાતની ફીકર પણ નહોતી. સંસારી રહેણી કરણી પણ હું કાંઇ જાણતો નહોતો. માબાપના મૃત્યુથી ચિત્ત એકદમ ચિંતા સમુદ્રમાં ડૂબી ગયું. આ વખતે હું નિરાશ્રિત થઇ ગયો.

ધનવાનનાં મોંઢે ચઢાવેલાં બાળકો જ્યારે માબાપ વગરનાં થઇ જાય છે ત્યારે તેમને ખુશામતિયા લોકો ચારે તરફથી વિંટાઇ વળે છે અને તેવા બિચારા નિરાધાર ધનવાનના બાળકના સ્વભાવને બગાડી નાંખીને તેના બાપદાદાની ચિરસંચિત સમ્પત્તિને હતી ન હતી કરવાના દરેક પ્રયત્ન કર્યા કરે છે. મુખપર મિત્રતાનો ભાવ રહે છે પણ હૃદયમાં હલાહલ ઝેર ભરેલું હોય છે. વાતોમાં મોટી મિત્રાચારી બતાવે છે પણ કરણી તો દુશ્મનોના પણ કાન કાપે તેવી કરે છે. તેમની ખરી મતલબ કોઇ જાણી શકતું નથી કારણ કે તેઓ પોતાના મનોગત ભાવને ઘણીજ યુક્તિથી છુપાવી રાખે છે. તેવીજ રીતે મારી પણ દશા થઈ. જે લોક મારા મોંઢે મારા મિત્રો બનીને સજ્જનતા બતાવતા હતા, મારા સુખદુઃખના સાથી બનવાને માટે દરેક વખતે તૈયાર રહેતા હતા તે લોકોજ મારા સર્વ નાશનું કારણ થયા. તે લોકોની કપટ ચાતુરીથીજ છ મહીનાની અંદર મારી મિલકત હતી નહતી થઇ ગઇ. લક્ષ્મીના વિદાય થવાની સાથેજ મારો કૃત્રિમ બંધુવર્ગ પણ ક્રમે ક્રમે ગુપ્ત થવા લાગ્યો. એક એક કરતાં સર્વ જતા રહ્યા. માત્ર ચિંતા અને અનુતાપ મારા સાથી બની રહ્યા, જ્યારે હું મારા પૂર્વ સુખભોગનું સ્મરણ કરી રહ્યો હતો ત્યારે મારૂં હૃદય, દુઃખના કઠિન આઘાતથી ફાટું ફાટું થઇ રહ્યું હતું.

કદી કદી મને એવો વિચાર આવતો કે, આવી રીતે કષ્ટથી જીવવા કરતાં મરવું સારૂં છે. જે લોક જન્મથીજ દુઃખી છે, જન્મથીજ જેને દુઃખ ભોગવવાનો અભ્યાસ પડી રહ્યો છે, તે સહસા દુઃખથી ગભરાતા નથી પરંતુ જેમણે નાનપણથીજ સુખ ભોગવ્યું છે, જેમણે સ્વપ્નમાં પણ કદી દુઃખનો અનુભવ નથી કર્યો, તેના ઉપર કદી એકાએક વિપદનું આકાશ ફાટી પડે તો તેમની કેવી દશા થશે એ સુખી માણસોજ સમજી શકે છે. પાછો ધીરજ રાખીને એમ વિચાર કરતો હતો કે, ગમે તે રીતે મારે જરૂર મારી ઉન્નતિ તો કરવીજ. પરંતુ જ્યાં સુધી બશરા શહેર છોડીને બીજે નહીંજ જઉં ત્યાં સુધી મારી સ્થિતિ સુધરવી મુશ્કેલ છે. આખરે એ નિશ્ચય કર્યો કે હું ઘરબાર, ખેતીવાડી, સર્વ વેચી સાટીને પરદેશ ચાલ્યો જઉં. પરંતુ જ્યારે શું કરવું તે વિષે કાંઇ સુઝ ન પડી ત્યારે મેં મનમાં ને મનમાં વિચાર કર્યો કે કેરો નગર મારા પિતાનું ધનોપાર્જન કરવાનું મુખ્ય સ્થાન છે. ત્યાં જઈ મારા પિતાના નામથી કોઇ શેઠ શાહુકારને મળી મારૂં ઓળખાણ આપીશ તો જરૂર મારૂં દુઃખ ઓછું થશે. આમ નક્કી કરી હું કેરો નગરમાં ગયો અને ત્યાં ધર્મશાળામાં ઉતર્યો. મારા મનમાં હંમેશાં એજ ચિંતા રહેતી કે હું કોની સાથે કેવી રીતે મળું અને કેવી રીતે મારા દુઃખના અનિવાર્ય સંકટમાંથી બચું. એક દિવસ વિચારમાં ને વિચારમાં હું રાજભૂવન આગળ થઇને જતો હતો એટલામાં એકાએક મારા કાનમાં કોઇના બોલાવાનો અવાજ સંભળાયો પણ મારા વિચારો બીજીજ તરફ હોવાથી હું કાંઇ સાંભળી શકયો નહિ. એથી હું સાવધાન થઇને કેટલોક વખત ભીંત આગળ ઉભો રહ્યો, તે વખતે મેં કોઈ સ્ત્રીના કંઠસ્વરથી નીચેની કવિતા ગવાતી સ્પષ્ટ સાંભળી,

નૈન હમારે પાહરૂં રહેં સજગ દિન રાત,
પ્રિય એહેં કખદ્વાર દિસ જોહત જીય અકુલાત.

ઉપરની તરફ નજર નાંખતાં તો એક અત્યંત સુંદર નવ યૌવના કામિની ઝરોખામાં ઉભેલી મેં જોઈ. તેના જમણા હાથમાં એક પોપટ છે. તે, તે પોપટની તરફ હેતથી જોતી હતી અને વારંવાર તેને ચુંબન કરતી હતી. તેને જોતાંજ મારૂં મન તેના શરીરની અલૌકિક શોભાપર મોહિત થયું. તેના તરફ મેં નજર કરી, તેના મુખચન્દ્રની શોભા જોવા માંડી. મારી તેના સામી નજર હતી તે પ્રથમ તેના જાણવામાં ન આવ્યું પણ જયારે તેની દૃષ્ટિ મારા તરફ પડી ત્યારે તે ઘણીવાર સુધી એકી ટસે મારા સામી જોઇ રહી તે પછી તેણે મને હાથના ઇસારાથી મને ત્યાં થોડી વાર ઉભા રહેવાનું જણાવી તે ત્યાંથી ખસી ગઈ. કેટલીકવારે તે પાછી તેજ જગ્યાએ આવી અને મારા આગળ એક કાગળનો કકડો ફેંકયો. જે મેં જોયો તો તેમાં આ પ્રમાણે લખ્યું હતું:—

"આપ એક પરદેશી સજ્જન છો એવું જણાય છે. મને આ રાજભૂવનમાં કેદી બનાવીને રાખેલી છે. હું અહીં એક લુંડીની માફક રહીને દિવસો વિતાવું છું. આપ કૃપા કરીને કાંઇ સહાયતા કરશો તો હું આ કારાગારમાંથી છુટકારો મેળવી શકીશ. આપની મદદ મળશે. તો હું જરૂર છુટી શકીશ. જો આ અભાગિણી ઉપર આપને દયા આવતી હોય તો કાલ રાત્રે આપ અહીં જરૂર આવવાની કૃપા કરશો. હું આપની રાહ જોઇને અહીંજ બેસી રહીશ. આપના આવવાથી અહીંથી નીકળવાનું નક્કી કરીશું. જો આપને દયા ન હોય તો કૃપા કરીને આ વાતને ગુપ્તજ રાખશો."

રમણી આ પ્રકારે લખેલી ચિઠ્ઠી નાંખીને ચાલી ગઈ, હું પણ ત્યાંથી મારે ઉતારે પાછો આવ્યો. બીજે દિવસે સંધ્યાકાળે હું તેજ ઝરોખાની નિચે જઇને ઉભો રહ્યો. જોયું તો તે યુવતિ ત્યાં નહતી. બારી બંધ હતી. હું ઉભો ઉભો એ વાતનો વિચાર કરતો હતો તેવામાં એક વૃદ્ધ સ્ત્રીએ આવીને મને મધુરસ્વરે કહ્યું કે. "મારી સાથે ચાલો." હું ખરૂં ખોટું કાંઇપણ વિચાર કર્યા વગર તેની પાછળ પાછળ ગયો અને તેની સાથે એક ગુપ્તમાર્ગમાં થઇને એક ચોર દરવાજા પર જઈ પહોંચ્યો. ત્યાં એક દોરડું ઉપરથી લટકી રહ્યું હતું. આથી વૃદ્ધ સ્ત્રીએ કહ્યું "અહીંથી બીજા માળે જવાનો કોઈ રસ્તો નથી માટે આપ આ દોરડું ઝાલીને ઉપર ચઢી જાવ." હું બીજાને ઉપકાર કરવાની તિવ્ર ઇચ્છાથી ત્યાંથી તુરતજ તે દોરડાને પકડીને બીજા માળે ચઢી ગયો. મને જોતાંજ મારો હાથ પકડીને તે યુવતિ મને એક ઓરડામાં લઇ ગઈ અને અંદરથી ઓરડાનાં દ્વાર બંધ કરી દીધાં. તેણે મને ઘરમાં લઇ જઇને પુષ્પથી સુવાસિત કરેલી સ્વચ્છ અને કોમળ શય્યા પર બેસાડયો. અને તેણી બીજા આસને બેઠી. તે પછી યુવતિએ ઘણીજ મમતાથી મારો પરિચય પૂછ્યો. મારૂં જીવન વૃત્તાંત સાંભળીને યુવતી ઘણીજ દુઃખી થઇ. પછીથી તેણે કહ્યું, મેં આપની સઘળી હકીકત સાંભળી. હવે હું મારી હકીકત જણાવું છું. જો આપ સાવધાન થઇને સાંભળશો એમ કહીને તે કહેવા લાગી:—

"મારૂં નામ દાહાર્દિની છે. હું દુમાસ્ક નગરના રાજ્યમંત્રીની પુત્રી છું. મને નાનપણમાં મૂકીનેજ મારા પિતા ગુજરી ગયા હતા. મારી માપણ મારા પિતાના શોકથી થોડાજ દિવસ પછી મરી ગઈ. જેથી મારૂં રક્ષણ કરનાર કોઇ નજીકનું સગું ન રહ્યું. પણ મારે

એક દૂરનો સગો હતો જેને ત્યાં જઇને હું રહેવા લાગી. પરંતુ તે એવો આપસ્વાર્થી હતો કે તેણે મને ધનના લોભથી એક વાણીયાને ત્યાં વેચી દીધી. જે વણિકે મને ખરીદી હતી તે મને વેચવાને માટે આ દેશના રાજાની પાસે આવ્યો. રાજા મારી સુંદરતા જોઇને મારી ઘણીજ પ્રશંસા કરી ને વણિકને માગ્યા કરતાં પણ વધુ ધન આપીને વિદાય કર્યો. ત્રણ વર્ષથી હું અહીં રહું છું. અને હવે અહીંથી નાસવાનો લાગ શોધ્યાં કરૂં છું. આપને જોઇને કોણ જાણે કે કેમ આપના ઉપર મને આટલો બધો વિશ્વાસ આવ્યો છે. આપ મને આ સંકટમાંથી છોડાવો." યુવતીના મોંઢે આ પ્રકારે વિશ્વાસની વાત સાંભળીને હું, આનંદ સમુદ્રમાં લ્હેરો ખાવા લાગ્યો. ત્યાર પછી અનેક પ્રકારની પવિત્ર વાર્તાઓ કરીને પછી યુવતીએ કહ્યું, "રાત બહુ વીતી ગઇ છે. કાંઇક રાત રહે તે વખતે મેં અહીંથી નાસવાનો વિચાર કરેલો છે તો બ્હેતર છે કે આપણે આ વખતેજ ચાલી નીકળીએ." મેં પણ તેની તે વાતને પસંદ કરી. અમે બંને જ્યાં ઝરોખાની નીચે ઉતરવાને માટે તૈયાર થયાં કે તરતજ બહારથી કમાડ ખખડાવવાનો અવાજ સંભળાયો. આ સાંભળી યુવતી કંપી ઉઠી. તેણે લથડતી જીભે કહ્યું, "હવે બચવાનો કાંઈ ઉપાય નથી. રાજા આવ્યા છે." આ સાંભળીને મારા પ્રાણતો સુકાઈજ ગયા. હું કંપતો કંપતો પલંગની નીચે કાંમળી ઓઢીને શ્વાસ ઘુંટીને પડી રહ્યો. દાહાર્દીનીનું સઘળું શરીર પરસેવો પરસેવો થઇ ગયું. તે પલંગપરજ બેસી રહી, તે ઉભી થઈ શકી નહી.

આ તરફ રાજા દ્વાર ઉઘડતાં વાર થવાથી પગની લાત મારીને કમાડ તોડીને ઘરમાં પેઠો. તેની આંખોમાંથી ક્રોધાગ્નિની ચિનગારીયો ઝરી રહી હતી. તે રોષથી ભરેલી કઠોર દૃષ્ટિથી દાહાર્દિની

તરફ જોઇને બોલ્યો, " કેમ રે શૈતાન ! તારૂં આ કામ છે કે ? તું અહીંથી નાસવાની કોશિશ કરી રહી છું કે ? શું આ રાજકિય સુખ તને સારૂં નથી લાગતું કે ? ઠીક, એ તો બતાવ કે કોની મદદથી તું નાસવાનો પ્રયત્ન કરી રહીછું ? આ સાંભળી દાહાર્દિની કાંઇ બોલી નહીં. રાજાએ કહ્યું, મારી વાતનો જવાબ કેમ દેતી નથી ! તું ચૂપ કેમ બેસી રહી છે ? હું જે પૂછું છું તેનો જવાબ આપ નહીં તો હમણાંજ હું તારૂં માથું ધડથી ઉડાવી દઉં છું. " આ તરફ પહેરેદારો રાજાની આજ્ઞાથી ઘરની ચારે તરફ શોધતા શોધતા પલંગની નીચે મને પડેલો જોઇને મારી ચોટલી પકડીને બહાર ખેંચી લાવ્યા. રાજા મને જોઇને ક્રોધાંધ થઇને જેવો મને તરવાર ખેંચીને મારવા જાય છે તેવી તલવાર પલંગના પાયામાં વાગવાથી ટુકડે ટુકડા થઇ નીચે પડી અને તેના હાથમાં તો માત્ર તરવારની મૂઠજ રહી.

રાજા નિઃશસ્ત્ર થવાથી શું કરે ? તેણે ક્રોધાંધ બની જોરથી મારી છાતીમાં લાત મારી, જેથી હું એકદમ મૂર્છિત બનીને પૃથ્વિપર પડયો. તે પછી રાજાએ મારે માટે શું સજા કરવાની તજવીજ કરી તે મેં કંઇ જાણ્યું નહિં. કેટલીકવારે જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં જાણ્યું કે, રાજા અમને બંનેને હાથ પગ બાંધીને દરીયાના અગાધ જળમાં ફેંકી દેવાની આજ્ઞા આપીને ચાલ્યો ગયો છે. હું મરવાની કાંઈ પરવા કરતો નહોતો, પણ દાહાર્દિનીના દુઃખનો વિચાર કરતો વ્યાકુલ બની ગયો. કરવું શું ! ઉપાય તો હવે રહ્યો ન હતો.

**" दयालोरसमर्थस्य दुःखायैव दयालुता "**

જ્યાં હું જાતે ફંદામાં ફસાયો હતો ત્યાં બીજાને ઉદ્ધાર-

વાની વાતજ ક્યાં રહી ! પહેરેદારો રાજાની આજ્ઞા અનુસાર તુરતજ અમારા બંનેના હાથ પગ બાંધીને સમુદ્રમાં ફેંકીને ચાલતા થયા. હું ભગવાનની કૃપાથી તરવામાં અત્યંત નિપુણ હતો, તેથી બેસુમાર પાણીમાં તરતો તરતો ધીરે ધીરે કિનારે આવી પહોંચ્યો. પરંતુ દાહાર્દિનીની શી ગતિ થઈ તેનો કાંઇ પત્તો ન મળ્યો. હું તરવામાં ખૂબ હોંશિયાર હતો, જેથી મેં ફરી સમુદ્રમાં પ્રવેશ કર્યો અને જે જગ્યાએ નિર્દય નર પિશાચોએ દાહાર્દિનીને ડુબાડી હતી તે જગ્યાએ તરતાં તરતાં ગયો અને ચારે તરફ બહુજ દૂર સુધી શોધ કરી પણ કાંઈ પત્તો ન લાગ્યો. ત્યારે મેં મારા મનમાં નિશ્ચય કર્યો કે ગમે તો તેને કોઇ જળચર પ્રાણી ગળી ગયું, કિંવા પાણીમાં ડુબી તે મરી ગઇ હોવી જોઇએ. હું કિનારે આવીને જુદા જુદા વિચાર કરવા લાગ્યો. દાહાર્દિનીને ખોઇને હું શોકાકુલ થઈ ગયો. દાહાર્દિની સિવાય હવે હું જીવીને શું કરીશ એમ વિચારી ફરી હું સમુદ્રમાં કૂદી પડયો. પરંતુ મને તરતાં આવડતું હતું જેથી હું ડુબી ન ગયો પણ ફરી પાછો કિનારે આવ્યો તો પણ સવાર થયું નહોતું. ચારે તરફ ઘોર અંધકાર જણાતો હતો. હું સમુદ્રતટપર બેસીને ચુપ ચાપ આંસુ વરસાવવા લાગ્યો. " હાય ! કયા અપશુકનમાં મેં કેરો નગરમાં પગ મૂકયો ! કેવા ખરાબ લગ્નમાં મેં દાહાર્દિનીને જોઈ! અફસોસ ! હુંજ તેના સર્વ નાશનું કારણ છું. આમ વિચાર કરતાં કરતાં મારી છાતી ફાટવા લાગી. જ્યારે તેના પ્રસન્ન મુખમંડલની કમનીય કાંતિનો ઉદય મારા મનમાં થવા લાગ્યો, જ્યારે તેના મધુર ભાષણ અને ઉલ્લસિત ભાવની સુધ એકે એકે મારા મનમાં આવવા લાગી, ત્યારે શોકાગ્નિના તાપથી મારૂં હૃદય ગળીને અનિવાર્ય ગતિથી આંસુ બનીને આંખો-

માંથી બહાર વહેવા લાગ્યું. ત્યારે હું અધિરો બનીને માથે ઓઢીને રોવા લાગ્યો, અને કોઈ પણ રીતે મને પોતાને સંભાળી ન શકયો. હું મોટા આવેગની સાથે ઉઠીને ઉભો થયો, પરંતુ ચારે તરફ તો ગાઢ અંધકાર છાયેલો હતો, તથાપિ હું શોકથી અધીરો બનીને જે તરફ પગ પડે તે તરફ ચાલવા લાગ્યો. એમ નિરંતર જતાં જતાં દૈવયોગથી એક પહાડની તળેટીમાં જઇ પહોંચ્યો. ત્યાંથી આગળ વધવાનો રસ્તો નહતો. જેથી તે તરફ જવાનો રસ્તો છોડીને હું બીજી તરફ જવા લાગ્યો. બહુજ દૂર ગયા પછી મને એક મોટું લાંબું પહોળું મેદાન મળ્યું, જેનો છેડો કાંઇ જણાતો નહોતો. હું કયાં જતો હતો તેનું તો કાંઈ ઠેકાણુંજ નહોતું. આખરે મને દૂરથી એક સરોવર જણાયું. હું ત્યાં ગયો અને તે સરોવરના તટપર એક વૃક્ષની નીચે રાત વિતાવવાની ઇચ્છાથી બેસી ગયો. તે સરોવરનો કિનારો અત્યંત રમણીય હતો. તેની ચારે તરફ વૃક્ષોની ઝાડી ઉગેલી હતી. જેમાં ભાત ભાતનાં ફુલ ખીલી રહ્યાં હતાં, આ જલાશયના સુગન્ધિત જળના મિશ્રણથી ઠંડા થયેલા પવનના લાગવાથી શરીર યત્ કિંચિત્ શીતલ થયું. બહારના તાપની કાંઇક શાંતિ અવશ્યજ થઈ, પરંતુ તે લાવણ્યમયી ચન્દ્રમુખી દાહાદિંની વિના અંતર્દાહ કોઇ પણ રીતે શાંત ન થયો. હું તે વૃક્ષની નીચે બેસીને દાહાદિંનીના વિષયમાં ભાતભાતની વાતો વિચારી રહ્યો હતો. એવા સમયમાં એક સ્ત્રીના રડવાનો અવાજ મારા કાનમાં પડયો. જેથી હું ચોંકી ઉઠયો અને ઝટ લઈને ઉભો થઈને શબ્દની તરફ લક્ષ્ય કરીને કાન દઇને સાંભળવા લાગ્યો, પાછો ગુમો પાડવાનો અવાજ સંભળાયો, તે અવાજથી ચોક્કસ જણાયું કે જાણે કોઈ કોઇનું ખુન કરી રહ્યું છે,

હું આ વખતે કોઈ પણ રીતે મને રોકી ન શકયો, જે તરફથી રડવાનો અવાજ આવતો હતો તેજ તરફ દોડયો, એક વૃક્ષના ઓથેથી જોયું. તો કેટલેક દૂર એક પુરૂષ એક ખાડો ખોદી રહ્યો હતો. જ્યારે ખાડો ખોદાઈ ગયો ત્યારે તેણે એક લાંબા આકારનો ઉજળો પદાર્થ તેમાં રાખીને ઉપરથી માટી નાંખી અને ઘણીજ ઉતાવળથી તે ત્યાંથી નાસી ગયો. હું મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો, કે આ જરૂર કોઇ ચોર છે, કોઈનું ધન ચોરીને તે આ જગ્યાએ દાટી ગયો છે. ફરી કોઈ વખતે આવીને તે લઈ જશે. મેં જ્યારે જોયું કે ચોર મેદાન પાર કરીને મારી દૃષ્ટિથી બહાર નીકળી ગયો છે ત્યારે મેં માટી ખસેડીને તે ઉજળા પદાર્થને ખાડામાંથી ખેંચીને બહાર કાઢયો. બહાર કહાડતાંજ તે શ્વેત પદાર્થ કંપવા લાગ્યો. અને ધીમા સ્વરમાં કાંઇક અવાજ કરવા લાગ્યો. આથી ભયનો માર્યો હું ઉછળીને વીશ હાથ દુર કુદી ગયો પછી હું સમજ્યો કે ચોર કોઈ શખસને ખરેખર ઘાયલ કરીને અહીં દાટી ગયો છે, પરંતુ હજુ પણ તેમાં ભેદ છે. આમ વિચારી હું તેની પાસે ગયો અને તે ઘાયલના શરીરપરનું કપડું ઉઘાડી નાંખ્યું.

આ વખતે રાત વિતી ગઇ હતી. હવે થોડીજવારે સૂર્ય ભગવાને પોતાનાં કોમળ કિરણોથી ઉદયગિરીના શિખરને ઉજ્વલ કરી દીધું. ઘાયલ વ્યક્તિના ઉપરથી કપડું કહાડી લેતાં જોયું તો એક સુંદરી લોહિથી લચપચ થઇને દમ ખેંચી રહી છે, તેની ઉમ્મર સોળેક વર્ષથી ઉપર નહીં હોય. તેના શરીરમાં તલવારના કેટલાક ઘા પડેલા હતા. જેથી લોહિની ધારા વહી રહી હતી. તેનો ચ્હેરો જોતાં જણાયું કે તે કોઇ અમીરના ઘરની પુત્રી હશે. મેં જ્યારે તેના મોં પરનું કપડું ખસેડયું ત્યારે તેણી અધખુલ્યાં નેત્રે ભાગ્યાતુટયા ધીમા

અવાજે કહેવા લાગી કે, હું હાથ જોડું છું. હવે માફ કરો, મને બરોબર ફળ મળ્યું છે, હવે દયા કરો. મારો જીવ ન લ્યો." હું સમજ્યો કે આ સ્ત્રી મને તેનું ખૂન કરનાર પેલો ચોર સમજીને પ્રાર્થના કરી રહી છે. ત્યારે મેં તેની ભ્રાંતિ દૂર કરવાને માટે તેને કહ્યું, "બીશો નહિ. હું તમારો જીવ લેનાર નિષ્ઠુર પાપી નથી. હું તમને મારવાને માટે નહીં પણ તમારો જીવ બચાવવાને માટે આવ્યો છું. મારાથી જ્યાં સુધી બનશે ત્યાં સુધી ઉપકાર કરીશ." આ સાંભળી તે સ્ત્રીએ હાથ જોડીને વિનયપૂર્વક મને કહ્યું, "પરમેશ્વર આપનું ભલું કરશે. તરસથી મારો જીવ નીકળી જાય છે" હું તરતજ દોડીને સરોવરમાંથી ખોબો ભરીને પાણી લઇ આવ્યો અને થોડું થોડું તેના મોંમાં રેડવા લાગ્યો. તે ધીમે ધીમે પીવા લાગી. પાણી પીવાથી તેને કાંઇક હોંશીઆરી આવી. મેં મારાં પહેરેલાં કપડાંનો કેટલોક ભાગ ફાડીને તેને પાણીમાં પલાળીને તેના જખમો પર પાટા બાંધી દીધા. જેથી તેનું લોહી વહેવું બંધ થયું તેનું ચિત્ત કાંઇક સ્થિર થયું. ત્યારે તે બોલી, "આપની કૃપાથી મારો પ્રાણ બચ્યો છે. આજ આપે મારા ઉપર એવો ઉપકાર કર્યો છે કે જે કોઈનાથી થઇ શકે તેવો નથી. હું હંમેશાંને માટે આપની કૃતજ્ઞતાના પાશમાં બંધાયેલી છું. હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી કદી પણ આપનો ઉપકાર ભુલીશ નહી."

મેં કહ્યું—તમે હાલ વધુ બોલશો નહિ. આ વખતે તમારી જે હાલત છે તેમાંથી ઉપચાર ન કરવાથી બચવું મુશ્કેલ છે. તેમ સમય પણ નકામો જાય છે. જ્યારે તાપ વધુ પડશે ત્યારે દરદ પણ વધુ જણાશે. જેથી આપનું અહીં નજીકમાં જો કોઇ ઓળખાણ પીછાણ હોય તો બતાવો તો હું તમને ત્યાં લઇ જઉં."

આથી તે સ્ત્રીએ કહ્યું—" મારૂં ઘર અહીંથી બહુજ દૂર છે. આપ એટલે દૂર મને એકલીને લઇ જઇ શકશો નહીં જેથી આપણે અહીંથી નજીકના કોઇ ગામમાં જઇને રહીએ, પછી ઘા રૂઝાયે જોઇ લઇશું. જો કે હું આ દેશનું નામ જાણતો નહોતો, અહીંના આચાર વિચારથી પણ પરિચિત નહોતો તથાપિ તેના વિચારને અનુસાર તેને મારી પીઠે બાંધીને હું એક નજીકના ગામમાં ધર્મશાળામાં ગયો, અને ત્યાં થોડાક દિવસ રહેવાનો વિચાર કર્યો. મેં તે ધર્મશાળાના અધ્યક્ષને જઈ કહ્યું કે, સાહેબ, હું ભારી વિપદમાં આવી ફસાયો છું એથી થોડા દિવસ આપના આ સ્થાનમાં રહેવાને ઇચ્છું છું. હમારે ખાવા પીવાને માટે આપનું જે ખર્ચ થશે તેને માટે આપને હું હાલ કાંઇ આપું તેમ નથી. પરંતુ અમારે માટે આપને જે કાંઇ ખર્ચ થશે તે હું અમારા જતા પહેલાં તમને આપીશ અને પછીજ વિદાય થઇશ. આથી તેણે તે વાત કબુલ કરી. હું પણ તેને ધન્યવાદ આપીને ત્યાં ખુશીથી રહેવા લાગ્યો. અને જીવ જાનથી તે સ્ત્રીની સેવા શુશ્રૂષા કરવા લાગ્યો. હમારી પાસે તે સ્ત્રીના વાળે બાંધવાની એક મોતીની લટ હતી. તે લટ લઇને હું એક ડાકટરને ત્યાં ગયો અને હાથ જોડીને મેં તેને તે લટ આપી અને કહ્યું કે, હું મુસાફરી કરવાને માટે ઘેરથી નીકળ્યો હતો તેવામાં રસ્તામાં લુંટારાઓના હાથમાં પડીને મારૂં સર્વસ્વ ખોઇ બેઠો છું. અને તે અત્યાચારોના કઠોર આઘાતથી મારી એક બહેન બહુજ ઘાયલ થઇ ગઇ છે. કે જે આ વખતે મૃત્યુની દશામાં પડી છે. જેથી જો આપ કૃપા કરીને સુચિકિત્સા વડે તેનો જાન બચાવી દેશો તો હું આપના તે ઉપકારને કદી પણ ભૂલીશ નહિ. હાલ આપ આ મોતીની લટ લ્યો પછી તેના મટયા પછી હું આપની ફી, દવાના પૈસા

અને ઇનામ જ્યાં સુધી મારાથી બની શકશે ત્યાં સુધી આપને અવશ્ય આપીશ. આ સાંભળી ડાકટરે મને ગભરાયલો જોઇને દવા કરવાની ખુશી બતાવી, તેણે હંમેશાં મારે ત્યાં આવીને ઘણીજ મહેનતથી ઉપાયો કરીને થોડાજ દિવસોમાં તે સ્ત્રીને મટાડી દીધું. ધર્મશાળાના માલિકે અમારે જરૂર પડે તેમ પૈસા ખર્ચવાને માટે અમને આપવા માંડયા. આ તરફ યુવતી પણ આરોગ્ય પ્રાપ્ત થવાથી ધીરે ધીરે પોતાની અસલની હાલત પર આવવા લાગી.

એક દિવસ મેં યુવતીને કહ્યું, જુઓ અહીં હું બહુ દિવસ રહ્યો, હવે મારે દેશ જવાની મને બહુ ઉત્કંઠા થઇ છે. જેથી કાલે સવારે હું અહીંથી રવાના થઈશ. આ સાંભળી યુવતી મારા બંને પગ પકડીને ઘણીજ આજીજી સાથે બોલી, ભગવાનની કૃપાથી મને આપ મળવાથી પુનર્જીવન પ્રાપ્ત થયું છે. આપ હશો તો મને હજુ પણ અધિક લાભ થશે. જેથી જો આપ મારા પર દયા કરીને હજુ પણ થોડા દિવસ અહીં દુઃખ વેઠીને પણ રહેવાનો સ્વિકાર કરશો તો મારૂં તે કામ પણ થઇ જશે. મારે તેનું કહેવું માનવું પડયું. જવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં પણ હું જઈ શકયો નહી. આજ કાલ કરતાં એક મહીના ઉપર દિવસો વહી ગયા. યુવતી દરરોજ સાંજે મારી પાસે આવીને બેસતી અને મને આમનેમ વાતો પૂછતી હતી. મારૂં નામ, ઘર, લગ્ન થયું છે કે નહીં, કુટુંબી વર્ગ કોણ કોણ છે, તે વખતે અર્ધી રાત્રે હું તે મેદાનમાં કેમ આવ્યો હતો વિગેરે અનેક પ્રશ્નો તે મને પૂછતી હતી, અને હું તેની વાતોનો સંક્ષેપથી ઉત્તર આપતો હતો, જેથી તે સંતુષ્ટ થઇને પોતાની પ્રસન્નતા બતાવતી હતી.

વળી કેટલાક દિવસ વિતી ગયા. એક દિવસ યુવતીએ એક

રૂક્કો લખીને મારા હાથમાં આપ્યો અને કહ્યું કે, "આ ગામની બહાર મેદાનમાં મહાવીર નામનો એક સજ્જન માણસ રહે છે. આપ આ રૂક્કો લઇને તેમની પાસે જાવ અને તે જે કાંઇ આપે તે લઇ આવો." હું તેના કહેવાથી તે રૂક્કો લઇને શોધતો શોધતો તે સજ્જનને ઘેર જઇ પહોંચ્યો. મેં તે રૂક્કો તે મહાપુરૂષના હાથમાં આપ્યો. તેણે પત્ર વાંચીને ઘણા હેતથી મને બેસાડયો અને કોઈ પણ પ્રકારની ખાત્રી કર્યા વગર એક હજાર મહોરોની એક થેલી મારા હાથમાં આપી. હું તે કોથળી લઇને ત્યાંથી જ્યારે ચાલવા લાગ્યો ત્યારે મનમાં વિચારવા લાગ્યો કે, આ ઘણીં તાજુબીની વાત છે કે આ મહા પુરૂષે રૂક્કો જોઇનેજ કાંઈ પૂછ પરછ કર્યા સિવાયજ આટલી બધી મહોરો લાવીને મને આપી દીધી. આ સ્ત્રી કોઇ સાધારણ સ્ત્રી જણાતી નથી. પણ કોઇ મોટા ઘરની હોવી જોઇએ. એમ મનમાંને મનમાં વિચાર કરતો ઘેર આવ્યો અને તે હજાર મહોરોની થેલી મેં યુવતીના હાથમાં આપી દીધી. યુવતીએ તે મહોરોમાંથી ધર્મશાળાના અધ્યક્ષ અને ડાકટરનું દેવું ચૂકવી દીધું. બીજે દિવસે યુવતીએ મને કહ્યું, આ ગામની નજીકના શહેરમાં નામધારી નામનો એક વણિક રહે છે, તે ઘણો સત્પાત્ર છે. ત્યાં જઇને કેટલીક જરૂરી વસ્તુઓ ખરીદી લાવો. આમ કહીને તેણે તે ચીજોનું લીસ્ટ અને એક કોથળી મહોરોની મારા હાથમાં મુકી, અને તેણે તેની સાથે તે પણ કહી દીધું કે "તે વણિક જે પૈસા માગે તે તેને આપી દેજો અને તેની સાથે કાંઇ પણ ભાવ તાલ ઠરાવશો નહિ." હું તે વણિકની પાસે ગયો અને મેં તેની દુકાનમાંથી નાના પ્રકારનાં બહુ મૂલ્ય વસ્ત્રો, રત્ન જડીત અંગુઠીયો, રમકડાં, હાથીદાંતનો પલંગ, અને બીજી પણ કેટલીક ભાત ભાતની વસ્તુઓ ખરીદી લીધી. વણિકે જે મૂલ્ય માગ્યું તે મેં તુરતજ

તેને આપી દીધું. આથી તે વેપારી બહુજ ખુશ થયો. બીજે દિવસે સવારે તે યુવતીએ ફરી એક મહોરોની થેલી મને આપીને કહ્યું કે, આપ આ થેલી તે વેપારીને આપી આવો અને તેને કહેજો કે તેની દુકાનમાં જે જે કીંમતી વસ્તુઓ હોય તે સર્વના થોડા થોડા નમુના લઇને દિવસના પાછલા પહોરે અહીં આવે. અને તેના વિશ્વાસને માટે આ મહોરો તેને બાંનામાં આપજો, પછી આપણે અહીં આવેથી સર્વ ચીજો ખરીદીશું. અને તેની જે કિંમત હશે તે આપીશું. મેં તે યુવતીના કહ્યા પ્રમાણેનું કામ કર્યું. વણિકે મન-માંને મનમાં વિચાર્યું કે આ કોઇ સામાન્ય માણુસ નથી પણ જરૂર કોઇ કરોડપતિ હશે એથી તેની ઇચ્છાનુસાર કામ કરવાથી જરૂર અત્યંત ધનનો લાભ થશે. આમ વિચારી વેપારી અમારે ઉતારે આવવાને કબુલ થયો, મેં ઘેર આવીને તે વાત યુવતીને કહી.

આ તરફ યુવતીએ ભાત ભાતની ખાવા પીવાની વસ્તુઓ તૈયાર કરીને તે ઓરડીમાં ત્રણ આસન બિછાવી રાખ્યાં. અને પોતે મરદનો વેશ ધારણ કરીને વેપારીના આવવાની રાહ જોતી બેઠી. જયારે સુરજ આથમવા આવ્યો ત્યારે વેપારી પોતાની પ્રતિજ્ઞા અનુસાર નાના પ્રકારની કિંમતી સામગ્રી લઇને અમારી પાસે આવ્યો. હમે બંનેએ ઘણીજ ખાત્રી કરીને તેને અમારી પાસે બેસાડયો અને એક એક કરીને તેની સર્વ વસ્તુઓને જોઇ પછીથી પુરૂષના વેષધારીણી યુવતીએ તેને કહ્યું કે, આપની સર્વ વસ્તુઓ એક એકથી ચઢીઆતી છે, જે જોઇને મારૂં મન અને નેત્રો તૃપ્ત થયાં છે. તેનુ શું મૂલ્ય આપવું તે આપ કહો ? હું આ સર્વ વસ્તુઓ ખરીદવા ઇચ્છું છું.

વેપારીએ સ્મિતહાસ્ય કરીને કહ્યું, "આ સર્વ વસ્તુઓનું મૂલ્ય પાંચસો મહોરો થશે." યુવતીએ આથી તુરતજ તેને પાંચસો મહોરો

ગણી આપી, વેપારી આટલી બધી મોટી રકમ મળવાથી ઘણોજ ખુશી થયો.

કેટલીક વાર આડી તેડી વાતો કર્યા પછી વેષધારી (યુવતી) યુવકે વેપારીને કહ્યું, "રાત બહુજ વીતી છે, કાંઇક જળપાન કરીને જાવ તો સારૂં" વેપારીએ તે કબુલ કર્યું જેથી યુવતી તે વેપારીનો હાથ પકડીને ઘરની અંદર લઇ ગઇ. પ્રથમ તેને એક આસન પર બેસાડીને બીજા આસન પર પોતે જઈ બેઠી અને ત્રીજા આસન પર મને બેસવાનો ઇસારો કર્યો. પછી અમે જળપાન કરીને પલંગ પર બેસીને એકમેક સાથે વાતો કરવા માંડી. વેપારી તમાકુ પીતાં પીતાં ઘોર નિંદ્રામાં પડવાથી ત્યાંજ સુઇ રહ્યો અને નસકોરાં બોલાવવા લાગ્યો. યુવતીએ મને કહ્યું કે, વેપારી આખા દિવસના પરિશ્રમથી થાકી ગયેલો જણાય છે. એથી જળપાન કરવાથી શરીર સ્વસ્થ થતાંજ તરત સુઈ ગયો હશે. તેની સુખ નિંદ્રામાં વિઘ્ન નાંખવાની જરૂર નથી. આપ આપના સ્થાને જઇને સુઇ રહો અને હું પણ સુઇ જઉં છું" આમ કહીને યુવતી ત્યાંથી ચાલી ગઇ. હું મારી ઓરડીમાં જઇને સુઈ રહ્યો. હું દિવસે આમ તેમ ઘૂમતો ફરવાથી નિશ્ચિંત રહેતો હતો પણ રાત્રે સુવાની વખતે સર્વ ચિંતાઓ આવીને મારા ચિત્તને ઘેરી લેતી હતી. એક તો દાહાર્દિનીની ચિંતાથી મારૂં મન હંમેશાં બેચેન રહેતું હતું, અને આ તરફ આ યુવતીનો અદ્દભૂત વ્યાપાર જોઇને મને અધિક આશ્ચર્ય લાગતું હતું. આમ વિચારમાંને વિચારમાં હું નિદ્રા દેવીની રાહ જોતો હતો, કેટલીકવારે ઉંઘ આવી. પણ એટલામાંજ યુવતીએ આવીને મને જગાડયો અને કહ્યું, " આપ મારી સાથે જલ્દી ચાલો અને જુવો કે પેલા વેપારીની કેવી દશા થઇ છે?" આથી હું ઝટ લઇને ઉઠયો. પણ તે

વખતે હું ઉંઘમાંજ હતો મારા મનમાં થયું કે વેપારી અને યુવતીના સંબંધની વાત વિચારતાં વિચારતાં હું સુઈ ગયો હતો તેથી કદાચ સ્વપ્નું હશે. પણ યુવતીએ જ્યારે મારો પગ પકડીને જોરથી હલાવ્યો ત્યારે મારી ઉંઘ ઉડી ગઇ, અને મેં યુવતીને પૂછ્યું કે છે શું?

**યુવતી**—"કાંઇ નહી, પાપનો યોગ્ય બદલો મળ્યો છે ચાલો જુવો." દોડીને વેપારી સુતો હતો ત્યાં પ્રવેશ કરીને જોયું તો, દીવો બળી રહ્યો છે, પલંગ ઉપર લોહીની ધારા વહી રહી છે, હથિયારના કંઇ જખમો વેપારીના અંગપર જણાય છે, તે પલંગપર મરેલો જણાયો. આ ભયંકર દેખાવ જોઇને મારૂં સર્વાંગ કંપવા લાગ્યું. ત્યારે મેં ક્રોધ કરીને કહ્યું, "અરે રાક્ષસી, તેં વ્યર્થજ આ માણસનો જીવ લીધો. આ વેપારીએ તારો એવો કયો અપરાધ કર્યો હતો કે તેં તેને જીવથી મારી નાંખ્યો? આના કોમળ અંગ પર શસ્ત્રનો ઘાત કરતાં શું તારા હૃદયને એક તલભાર પણ દયા ન આવી?"

યુવતીએ હસતાં હસતાં કહ્યું, "આ મારા કોઈ અન્યાયનું કામ નથી. આ માણસે મારી સાથે જેવું વર્તન ચલાવ્યું હતું તેવુંજ મેં તેની સાથે ચલાવ્યું છે. આજ નિર્દય અને ઘાતકી માણસે મને મારીને કપડાંમાં લપેટીને નિર્જન અરણ્યમાં દાટી દીધી હતી. એના જેવો વિશ્વાસઘાતી આજ સુધી મને કોઇ જણાયો નથી, એના જેવો મનુષ્ય કુળમાં કોઈ પેદા નહીં થયો હોય. આજ સુધી મેં તેની હકીકત આપને કહી નહતી. કારણ કે પોતાનો મનોગત ભાવ પ્રકટ કરવાથી પછીથી ઇપ્સિત સિદ્ધિ થતી નથી. નીતિશાસ્ત્રમાંપણ લખ્યું છે કે, "**मनसा चिन्तितं कार्यं वचसा न प्रकाशयेत् ।**" હવે હું મારો સર્વ હેવાલ આપને કહી સંભળાવું છું તે સાંભળો, આ સાંભળી

મારૂં સઘળું શરીર ભયથી કંપવા લાગ્યું. હું ઉભો ન રહીશકયો જેથી એક ખુરશી પર બેસી ગયો અને છાનો માનો તેની વાત સાંભળવા લાગ્યો. તે આ પ્રમાણે કહેવા લાગી કેઃ--

હું આ દેશના બાદશાહની પુત્રી છું. મારૂં નામ સરોજનયની છે, જેની પાસે રૂક્કો લઇને મહોરો લેવાને માટે આપ ગયા હતા તે મારા બાપનો કોષાધ્યક્ષ છે. આ વેપારી મારો પતિ હતો. કેટલાય રાજાધિરાજો, મહારાજકુમારો, મારી ખુબસુરતીની વાત સાંભળીને મારાપર આશક થયા હતા, અને મારી સાથે લગ્ન કરવાનાં માગાં કર્યાં હતાં. મારાં માબાપો મને પરણાવવાને બહુજ ઉત્સુક હતાં, પરંતું હું આ વેપારીને પ્રાણથી પણ વધુ પ્યારો સમજતી હતી, તેને જોયા સિવાય મને ક્ષણભર પણ ચિત્તમાં ચેન પડતું નહોતું, તેના વિના મને વસ્ત્રાભુષણો પહેરવાનું, ચોટલો હોરવાનું, કે ખાવા પીવાનું પણ સારૂં લાગતું નહોતું. હું તેની ચિંતામાંને ચિંતામાં આખી રાતના ઉજાગરા કરતી હતી. તે એટલે સુધી કે હું મારા સુવાના ઓરડાનાં દ્વાર પણ ઉઘાડતી નહીં. આખરે મેં છાની રીતે તેની સાથે લગ્ન કર્યું. તેણે રાજાના જમાઈ થવાની લાલસાથી મારી સાથે લગ્ન કર્યું તો ખરૂં, પણ તે મને હૃદયથી ચાહતો નહોતો. તે વાત મને જણાવા દીધી નહિ. અને છાના માના એક બીજી સ્ત્રીની સાથે લગ્ન કરી દીધું. એ વાત મારા જાણવામાં પણ આવી. એક દિવસ હું છાનીમાની તે વેપારીને ત્યાં જઇને જોયું તો તે દુષ્ટ મારી શોકની સાથે બેસીને પ્રેમાલાપ કરી રહ્યો છે, એ જોઇને મારૂં આખું શરીર ક્રોધથી ભરાઇ ગયું. મેં તેને મારા પિતાને કહીને શિક્ષા કરાવવાનો તેને ભય બતાવ્યો. ત્યારે તેણે એકદમ ઉભા થઇને મારી છાતીમાં કટાર મારી. હું બેહોશ થઈને પૃથ્વિ પર પડી. ત્યારે તેણે મને મા-

યત્ન કરીને પેલા નિર્જન સ્થાનમાં દાટી આવ્યો. જ્યારે તેણે ખાડો ખોદીને મને દાટવા માંડી ત્યારે મને કાંઇક ભાન હતું. મેં તેને વારંવાર રડી રડીને ક્ષમા માગી. પણ તે નિર્દય અને નિષ્ઠુર હૃદયના પામરે મારી પ્રાર્થના સાંભળી પણ નહીં, અને મને જીવ-તીજ દાટીને ત્યાંથી ચાલી ગયો. મારા સુભાગ્યથી આપ ત્યાં હાજર હતા તો મારો જીવ બચ્યો. આપજ વિચારો કે આ વેપારીએ મારી સાથે કેવું નિર્દયતાનું કામ કર્યું છે. કયાં હું એક બાદશાહની પુત્રી અને ક્યાં આ એક સાધારણ વાણીયો તોપણ મેં મારા બાપનું કહ્યું ન માનીને તેને મારો પતિ બનાવ્યો. નિશ્ચલ અને નિઃસ્વાર્થ ભાવથી મેં મારૂં તન, મન અને જીવન તેના હાથમાં અર્પણ કર્યું. સંસારમાં મારી જેટલી પ્રિય વસ્તુઓ હતી, જે લોક મારા ઉપર પૂર્ણ પ્રેમ-ભાવ રાખતા હતા. તે સર્વને છોડીને કેવળ આ એક પામરને મેં મારા હૃદય મંદિરમાં સ્થાન આપ્યું હતું. તેનામાંજ રાત્રિ દિવસ મારૂં ધ્યાન લાગેલુંજ હતું, પરંતું વગર વિચાર્યે આ અબુઝને મેં મારૂં હૃદય આપવાથી મને જે ફળ મળવાનું હતું તે મળ્યું. અને એને પણ એના દુષ્ટ કર્મનું પૂરૂં ફળ મળી ગયું છે. વેપારીનો જી-વન પ્રદીપ બુઝાઇ ગયો, તેની સાથે મારા સંસારીક સુખનો પણ અંત આવી ગયો. હું પણ જીવીને હવે શું કરીશ. એમ કહીને તે યુવતીએ પોતાની ચોળીની અંદરથી એક કટાર કહાડીને ખુબ જોરથી પોતાના હૃદયમાં મારી, કે તુરતજ તે બેહોશ થઈને જમીન પર પડી ગઈ અને કેટલીક વારે તેનો જીવ પણ તેના શરીરમાંથી ચાલ્યો ગયો.

આ જોઈ મેં વિચાર કર્યો કે, જો કોઈ મને અહીં જોશે તો એમ કહેશે કે આજ માણસે ધનના લોભથી આ બંનેને મારી નાંખ્યાં

હશે એથી મારે હવે એક પળ પણ અહીં રહેવું યોગ્ય નથી, એમ વિચારી હું તુરતજ ત્યાંથી ચાલી નીકળ્યો અને બગદાદ તરફ રવાના થયો.

રસ્તામાં એક મકાન દેખાયું, હું વિશ્રામ લેવાના ઇરાદાથી ત્યાંજ બેઠો. કેટલીકવારે એક વૃદ્ધ મળ્યો. તે મારો પરિચય જાણવાની ઇચ્છાથી મારૂં નામ—ગામ વિગેરેની જીજ્ઞાસા કરવા લાગ્યો. મેં તેને મારો સઘળો હેવાલ કહી સંભળાવ્યો. વૃદ્ધ તે વાત સાંભળીને ખેદ કરવા લાગ્યો. પછી તેણે કહ્યું, "મેં જે અનુમાન કર્યું હતું તેજ સાચું પડયું. તમારો ચ્હેરો જોતાંજ મને લાગ્યું કે તમે અબ્દુલ અજીજના પુત્ર હશો. એથીજ મેં તમારો પરિચય પૂછયો હતો. તમારો પિતા મારો મિત્ર થતો હતો. અમે બંને સાથે મળીને કેરો અને બશરા શહેરમાં વણજ વ્યાપાર કરતા હતા. તેણે મારી સહાયતાથી બહુજ ધન ઉપાર્જન કર્યું હતું, અને મારી એક પુત્રીનું લગ્ન તારી જોડે કરવાનું વચન આપ્યું હતું. જ્યારે તું દસ વર્ષનો હતો ત્યારે મારી પુત્રી પાંચ વર્ષની હતી. તે વખતે તમારી સાથે મારી પુત્રીના લગ્નની વાતચીત થઇ હતી. મારા દુર્ભાગ્યથી તે દીકરી અકાળેજ આ દુનિયામાંથી ચાલી ગઈ. તેના શોકમાં હું ૭ મહીના સુધી તો ખાટલામાં પડયો પડયો ચિંતામાં દિવસો વિતાવવા લાગ્યો. કોઈ કામમાં જીવ ચોટતો નહીં. ત્યારથી મેં બશરે જવાનું છોડી દીધું. તમારી સાથે મારી પુત્રીનું લગ્ન થશે, એ જાણીને મારા આનંદનો પાર રહ્યો નહોતો. તમારા જેવો સુંદર જમાઇ મળશે એ જાણી હું આનંદ માનતો હતો. તમારા ઉપર મને સ્વાભાવિકજ પ્રેમ ઉત્પન્ન થયો હતો. પરંતુ વિધાતાએ બનેલી બાજી બગાડી નાંખી, મારા મનના વિચારો મનમાંજ રહી ગયા. આજ તમને

જોઇને ફરી મારા હૃદયમાં છુપેલી આગની માફક કન્યાનો શોક પ્રજ્વલિત થઇ ગયો. " એમ કહેતાં કહેતાં વૃદ્ધની આંખોમાં આંસુ ઝર ઝર ગરવા લાગ્યાં. કેટલીકવારે શોકના આવેગને રોકીને તેને મેં કહ્યું કે, "જે મારા ભાગ્યમાં લખ્યું હતું તે બન્યું, હવે શોક કરવાથી શું વળશે? આમ કહીને વૃદ્ધ મારો હાથ પકડીને બોલ્યો. " ચાલો મારે ઘેર પધારો." હું તેની સાથે ગયો. વૃધ્ધે સારી રીતે મને ખવરાવી પીવરાવી એક સુંદર બિછાના પર સુવાની આજ્ઞા આપી, બીજે દિવસે સવારે વૃધ્ધે મારી પાસે આવીને કહ્યું, "જુઓ, મારી પાસે અસંખ્ય ધન છે, પણ તેને ભોગવનાર કોઈ નથી એથી તમે મારે ત્યાં રહો. હું તમને મારા પુત્ર તુલ્ય ગણીશ. મારા પછી તમે મારી સઘળી સમ્પત્તિના અધિકારી થઇને અતુલ સુખને ભોગવશો." આ વાત સાંભળીને મારા હર્ષની વાત રહી નહી. મેં ઘણીજ પ્રસન્નતાની સાથે હાથ જોડીને તેને કહ્યું કે, " આથી વધુ મારા સૌભાગ્યની બીજી શી વાત છે? મારી નાની ઉમ્મરમાં મારાં માબાપ પરલોકવાસી થયાં છે. હું માબાપ વગરનો થઇને એક પ્રકારના અનાથ જેવો થઇ ગયો છું. પરંતું આજે તમે મળવાથી મારૂં દુઃખ ગયું છે. હું હંમેશાં આપની સેવામાં હાજર રહીશ. અને નિશ્ચલ ભાવથી આપની આજ્ઞાનું પાલન કરીને હંમેશાં આપને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કરીશ."

વૃદ્ધ આ સાંભળીને આનંદથી વિહ્વલ થઇને ગદ્ગદ્ સ્વરે બોલ્યો, " તમને જોઇને આજે મારા મનમાંથી પુત્ર હીનતાનું દુઃખ જતું રહ્યું છે."

પછી વૃદ્ધ મહાશયે મારી સેવાને માટે મારે સ્વાધિન કેટલાક નોકર ચાકરોને સ્વાધિન કર્યાં અને પોતાની ધન સંમ્પત્તિની રક્ષા

કરવાનો ભાર મારા હાથમાં સોંપ્યો. હું ઘણા સુખચેનથી ત્યાં રહેવા લાગ્યો. હું વૃદ્ધને પિતાની તુલ્ય માનતો હતો. વૃદ્ધ પણ મને પોતાના પુત્રની માફક માનતા હતા. કેટલાક વખત પછી એક દિવસ વૃધ્ધે મને બોલાવીને કહ્યું કે, જુઓ બેટા, હું હવે વૃદ્ધ થયો છું, આ દુનિયાંનો હવે થોડા દિવસ સુધી મહેમાન છું. એથી હાલથીજ હું તમને થોડો થોડો ઉપદેશ આપું છું. જો તું મારા ઉપદેશ અનુસાર ચાલીશ તો કદી પણ કાંઈ કષ્ટ મેળવી શકીશ નહિ. પરંતુ મારા ઉપદેશ વિરૂદ્ધ કામ કરશે તો જરૂર આફતમાં આવી પડશે. મેં આટલી ઉમ્મરમાં કેટલીક સારી ખોટી વાતો જોઇને ઘણુંજ સહન કર્યું છે. જેથી તારી દિવસે દિવસે ધન વૃદ્ધિ થાય અને અદૂરદર્શિતાને માટે જેથી કદી પણ તને દુઃખ પડવાનો વખત ન આવે તે માટે તને સાવધાન કરવો યોગ્ય છે. જો મારા જેવો રૂદ્ધિમાન ઐશ્વર્યશાળી આ સંસારમાં શોધતાં પણ તને કોઇ મળશે નહિ. જો કે આ કહેવાથી મારી પ્રશંસા કરવાનો દોષ લાગે છે તોપણ સાચી વાત કહેવામાં કાંઇ ડર નથી. "**सत्ये नास्ति भयं क्वचित्।**" મારી પાસે એટલું અસંખ્ય ધન છે કે જેથી હું મને બીજો ધનકૂબેર સમજું તો પણ કદાચ અયોગ્ય નહીં ગણાય. પરંતુ એ ગુપ્ત ધનને આજ સુધી કોઇ જાણતું નથી. મેં અન્ય સાધારણ વેપારીયોની માફક વાણિજ્ય કરીને બહુજ ધન જમા કર્યું છે એ ખરૂં પરંતુ મારી પાસે તો પૂર્વજોનું સંચિત ગુપ્ત ધન એટલું બધું છે કે જેની સંખ્યા પણ નથી. બંને હાથે રાતદિવસ પાણીની માફક ઉલેચવા છતાં પણ ધનનો છેડો આવવો મુસ્કેલ છે. હું આટલું બધું અસંખ્ય ધન મેળવ્યા છતાં પણ દેશ દેશાંતરમાં વેપાર કરતો રહેતો હતો અને જાદે ખર્ચ કરતો નહોતો. હું ખર્ચ કરી શકતો ન

હતો કેમકે ખર્ચ કરવાથી જો કોઈ ચોર લુંટારાઓને મારા અતુલ ધનનો પત્તો લાગી જાય તો તે લૂંટી જાય. અથવા પ્રબળ શત્રુ રાજા ઇર્ષ્યાનો માર્યો મારૂં સર્વ નાશ કરી બેસે, એથી મારા વિચાર એવા છે કે, મારી પછી જ્યારે તું આ અસંખ્ય ધનનો અધિકારી થાય ત્યારે તારે બહુજ સાવધાનતાથી રહેવું, કે જેથી ગુપ્ત ધનની વાત કોઇ જાણે નહિ. મારા પૂર્વ પુરૂષોના નિયમાનુસાર વાણિજ્ય વ્યવસાય કરવો, અને કોઇ તરેહનો વિશેષ આડમ્બર યા અપરિમિત દાન ન કરવું. જેમાં જેટલું ખર્ચ કરવું યોગ્ય હોય તેમાં તેથી અધિક ખર્ચ કરવાથીજ લોક સંદેહ કરવા લાગે છે. જો તુ મારા ઉપદેશપર ધ્યાન ન રાખતાં મનમાં આવે તે કામ કરશે તો જરૂર કોઇ એક દિવસે તું સંકટમાં ફસાઈ જશે. એથી હું તને સાવધાન કરી દઉંછું. જેથી મારો ઉપદેશ વ્યર્થ ન જાય એવું કરવું. અમે પરમ્પરાથી પૂર્વજોના નિયમપર ચાલતા આવીએ છીએ. એથી અમારા ઉપર કદી પણ કાંઇ તરેહની વિપદ આવી નથી. અને નિર્વિવાદ થઇને અમે સર્વે સુખ ભોગવતા આવ્યા છીએ. ઠીક, કહે, તું આ નિયમને કયાં સુધી પસંદ કરે છે ? મેં કહ્યું, મને આપનો ઉપદેશ સર્વથા શિરોધાર્ય છે. હું પણ આ કૌશલ્યથી ધનની રક્ષા કરીશ. બલ્કે જેથી ઐશ્વર્યની વૃદ્ધિ થશે તેવા હું યત્નો કરીશ." વૃદ્ધને મારા આ અનુકૂળ ભાષણથી વિશેષ સંતોષ થયો. તે બીજો પણ અનેક પ્રકારનો મને ઉપદેશ આપતા હતા. અને મને પોતાના બેટાની માફક પાસે બેસાડીને સંમ્પત્તિની રક્ષાના નીતિ નિયમો, મિત્રત્વપાલનનો સદુપાય, અને પોતાના પૂર્વજોની નિયમાવલી વિગેરે વિષયોનું શિક્ષણ આપતા હતા. હું પણ તેનો ઉપદેશ જીવ રાખીને સાંભળતો હતો. અને તદનુસાર કામ કરવાનો દઢ સંકલ્પ કરતો હતો. હું ઘણી ભક્તિ

અને વિનયની સાથે હંમેશાં તેની સેવામાં તત્પર રહેતો હતો અને તેની પાસે હાજર રહીને તેના ચિત્તને પ્રસન્ન કરતો હતો. આથી તેમને વારંવાર કહ્યાં કરતો હતો કે પુત્રહીન હોવાથી મારા મનમાં જે દુઃખ હતું તે તમને જોઇને દુર થયું છે. હવે મરવામાં પણ મને સુખજ છે. "એમ કહીને તેણે પોતાના અંગરખાના ખીસ્સામાંથી એક કાગળ કહાડીને મારા હાથમાં આપીને કહ્યું." મેં મારી સઘળી સંમ્પત્તિ તમને આપી દીધી છે. " મેં તે કાગળને શરૂથી આખર સુધી વાંચીને જોયો. ખરેખર તે દાનપત્ર હતો. એક દિવસ તેણે મારા કાનમાં કહ્યું, " ચાલો હું તમને મારો ગુપ્ત ધનનો ભંડાર બતાવું. " આ સાંભળીને મને આનંદ થયો. હું તેની સાથે ચાલ્યો, મને સાથે લઇને તેણે એક અંધારી કોટડીમાં પ્રવેશ કર્યો. ત્યાંથી કેટલીક સીડીયો પાર કરીને ગુપ્ત રસ્તે થઇને તે મને એક બહુજ ઉંડા કુવાની પાસે લઇ ગયો. તે કુવાનું મુખ એક ગોળ પત્થરથી ઢાંકેલું હતું. જે ઉપર ભાત ભાતનાં ઝાડવાં અને ઘાસ ઉગેલું હતું. જોતાં કોઇ એમ ન સમજી શકે કે આ હરિયાલિયોની નીચે પત્થરનો ટુકડો હશે. અને તે પત્થરની નીચે વિશાળ કુવો હશે. અમે બંને જણે મહામુશીબતે તે ઢાંકણાનો એક છેડો ખસેડયો. તે પછી અમે બંને જણ એક દોરડાની સહાયતાથી તે ઘોર અંધકારમય કુવામાં ઉતર્યા. બહુજ નિચે પહોંચતાં હમારા પગ જમીનને અડકયા. ત્યારે અમે દોરડું છોડી દીધું. વૃધ્ધે મને કહ્યું, હવે દૂર જવું નહિ પડે. આ જે પ્રકાશ જણાય છે તેજ મારો રત્નભંડાર છે. "

મેં પૂછયું; આ પાતાળની અંદર પ્રકાશ કયાંથી આવ્યો ? વૃદ્ધ—એ એક પ્રકારની રોશની નથી. રત્નોના પ્રભાવથી, ભાતભાતના ઝવેરાતના ચકચકાટથી, ભંડાર આ પ્રકારે પ્રકાશમાનજ રહે

છે. મેં ધીરે ધીરે પાસે જઈને જોયું. યથાર્થમાં સૂર્યના પ્રકાશની માફક મણિગણની પ્રભા ચારે તરફ દેદીપ્યમાન થઇ રહી છે. રત્ન-ભવનના પ્રથમ ખંડમાં પ્રવેશ કરીને જોયું, તો કેવળ સોના ચાંદીના ઢગલા પહાડની માફક પડેલા છે. તે પ્રમાણમાં એટલા બધા હતા કે સેંકડો મનુષ્યો જો જીંદગીપર્યંત તેને બંને હાથે હંમેશાં અપરિ-માણ દાન કરે તોપણ તેનો અંત આવે તેમ નહોતું. મેં સ્થિર દૃષ્ટિથી તે અસંખ્ય ધનને જોવા માંડયું. વૃધ્ધે કહ્યું, " આ જોવામાં વધુ સમય ખોવાની જરૂર નથી. બીજા ખંડમાં ચાલો. હું તેની સાથે ત્યાં ગયો તો જોયું કે, લગભગ એક હજાર સ્ફટિક પત્થરના કુંડ, હીરા, મોતી, માણેક, નીલમ, પુખરાજ, પરવાળાં વિગેરે અનેક પ્રકારનાં બહુ મૂલ્ય રત્નોથી ભરેલા હતા. આ જોઇ મને કે-ટલો આશ્ચર્ય થયો તે હું કહી શકતો નથી. મેં મનમાં ને મનમાં કહ્યું, આમાંથી એક પણ રત્ન મળવાથી રાજા મહારાજા પોતાના ભાગ્યનો ઉદય કરી શકે તેમ છે. આ અસંખ્ય બહુ મૂલ્ય રત્નરાશિ કોણ જાણે ક્યાંથી સમુદ્રની માફક ઉભરાઇને અહીં આવી પડયાં હશે ! આ વૃદ્ધ મહાશય જરૂરજ કોઇ ઈન્દ્રજાલિક વિદ્યા જાણતા હશે, તે આ બાજીગરની વિદ્યાથી આટલી બધી બે શુમાર મિલકત મને બતાવીને મારા ચિત્તને ચકિત કરી રહ્યા હશે ? નહિંતો આટલું બધું અસંખ્ય ધન મનુષ્યના ભાગ્યમાં હોવું એ કદી પણ સંભવિત નથી. તે પછી ત્રીજા ખંડમાં જઈને જોયું, તે ખંડ કેવળ રત્નજડીત, જાત જાતના વિચિત્ર પલંગો, અને ટેબલ ખુરશીઓથી ભરેલો હતો. તે સર્વની વચ્ચે એક અનુપમ રત્ન સિંહાસન હતું, તેની ઉપર એક સ્ત્રી અને એક પુરૂષ સુતેલાં હતાં. જો કે તે બંને નિર્જીવ મૂર્તિયો હતી તથાપિ જોતાં તે જીવતી હોય એમ જણાતું

હતું. વૃધ્ધે કહ્યું, તમે જે જોઇ રહ્યા છો તે બંને રાણી અને રાજાની મૂર્તિઓ છે. પૂર્વજોનાં મુખથી સાંભળ્યું છે કે, આ સમસ્ત ઐશ્વર્ય એમનુંજ હતું.

જોતાં જોતાં તો જીવ ગભરાઈ ગયો, તો પણ કેટલીક વસ્તુઓ જોવાની બાકી રહી ગઇ. મેં વૃદ્ધને કહ્યું, આજ અહીંથીજ અટકીયે. સૂર્યાસ્ત થયો હોય એમ જણાય છે. જે રસ્તેથી આપણે આવ્યા છીએ તે ખરેખર બીજા યમદ્વાર જેવોજ છે, એથી આ દુર્ગમ માર્ગમાંથી બહાર નીકળવાનો વિલંબ કરવો યોગ્ય નથી. વૃધ્ધે મારી વાત કબુલ કરી અને અમે બંને જણ મહાકષ્ટથી પાછા તે દોરડાની સહાયતાથી પાતાળમાંથી બહાર આવ્યા. બહાર આવીને જેવી રીતે હતું તેવીજ રીતે કુવાનું ઢાંકણું ઢાંકીને અમે અંધારી કોટડીના રસ્તે થઇને બહાર નીકળી આવ્યા. બહાર આવીને જોયું તો એક પહોર રાત વીતી હતી. ત્યારે અમે બહુ વિલંબ ન કરતાં ભોજનાદિ કરીને સુઇ રહ્યા. રત્ન ભંડાર જોવા જવાથી થાક બહુજ લાગેલો હતો; તેથી સુતાંજ નિંદ્રા આવી ગઇ. ઉંઘ આવતાં જ મેં એક અપૂર્વ સ્વપ્ન જોયું. અહા! એક અત્યંત સુંદર અપૂર્વ દેવ એક હાથે પ્યારી દાહાદિંનીનો હાથ પકડીને અને બીજા હાથમાં એક બેસુમાર દોલતની તરફ આંગળી બતાવીને મને કહેતા હતા કે, વત્સ! ચિંતા ન કરો, આજે હું તને અસંખ્ય ધન બતાવું છું તે મેં તને આપી દીધું છે. જો, તારી પ્યારી દાહાદિંનીને માટે આવ્યો છું. તેને પણ ગ્રહણ કરો. પરંતુ તારે દેશ જવાને માટે તૈયાર થા." મેં આ દેવને કરોડો વખત પ્રણામ કર્યા અને હાથ પહોળા કરીને હું જ્યાં દાહાદિંનીને ભેટવા જઉં છું કે ત્યાંજ મારી આંખ ઉઘડી ગઇ. આંખો ઉઘાડીને જોયું તો તે દેવ પણ ન મળે, ઐશ્વર્ય

પણુ ન મળે અને મારી પ્યારી દાહાર્દિની પણુ ન મળે. જે પથારીમાં સુતો હતો ત્યાંજ સુતેલો હતો. ચિંતાએ આવીને મારો હાથ પકડયો. અનેક યત્નો કરવા છતાં પણુ ફરી ઉંઘ ન આવી ત્યારે હું ઉઠયો. કમાડ ખોલીને જોયું તો થોડીજ રાત જણાતી હતી. હું થોડીકવાર અગાશીમાં ટેહેલતો આકાશની શોભા જોવા લાગ્યો એટલામાં પૂર્વમાં સફેદી જણાવા લાગી. હું નીચે ઉતરીને હાથ મોં ધોઇને પ્રાતઃ કામોમાંથી નિવૃત્ત થઇને મારા નિયમિત કામમાં જોડાયો. કેટલીક વારે ચિત્તમાંથી ચિંતા મટી ગઇ.

આ બનાવ બન્યા પછી કેટલાક દિવસે વૃદ્ધ સખ્ત બિમાર થયા અને અનેક ઉપચાર કરવા છતાં પણુ તેનો રોગ નિવૃત્ત ન થયો. આખરે તેનું મૃત્યું થયું. તેના મૃત્યુ પછી હુંજ તેની સારી સમ્પત્તિનો વારસ થયો. ત્યારે મને સ્વપ્નાની વાત યાદ આવી. હું સ્વપ્નની વાતને જુઠી માનતો હતો પણુ તેમાંથી એક સાચી નીકળી એમ માની તે દેવને નમન કરી વિનય પૂર્વક કહેવા લાગ્યો કે, જો " દાહાર્દિની જીવતી હોય તો આપ કૃપા કરીને મને તેની મુલાકાત કરાવો. " આમ કહીને પાછું મેં તેમને નમન કર્યું. પરંતું તે દેવે મને સ્વદેશ જવાનો ઉપદેશ કર્યો હતો જેથી હું તેની તે આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિં. જે બનશે તે ખરૂં પણુ આ દેશને છોડીને બશ્ચરે તો જવુંજ. દેવ વાકયની રક્ષા થશે અને '**स्वर्गादपि गरीयसी.**' માતૃ ભૂમીનાં પણુ દર્શન થશે. " આવો નિશ્ચય કરીને હું બશરા શહેરમાં આવ્યો. ત્યાં આવીને કેટલાક મહીના ગુપ્તપણે રહીને મેં એક મોટું મકાન બનાવ્યું અને બગદાદના ગુપ્ત ભંડારની માફક અહીં પણુ એક ગુપ્ત ભંડાર બનાવ્યો જ્યારે અહીં ઘરબાર વિગેરે સર્વે બરોબર તૈયાર થઇ ગયું ત્યારે

હું કેટલીક મહેનતે બગદાદનું સર્વ ધન અહીં લઈ આવ્યો, પણ આ વાત કોઇને પણ જાહેર થવા ન દીધી. જ્યારે સર્વ ધનને હું અહીં લાવી બરોબર ગોઠવી રહ્યો ત્યારે હું પ્રકટ થઇને મારાં પૂર્વ પરિચિત કુટુમ્બાદિ ભાઈ ભાંડુઓને મળવા લાગ્યો તે લોક મને જોઇને બહુજ ખુશી થયાં. કેટલાક દિવસ વિત્યા પછી મેં વિચાર કર્યો કે, મેં જે આટલું બધું અસંખ્ય ધન મેળવ્યું છે. તેનો યોગ્ય ઉપયોગ ન કરવાથી ધન મળ્યું તોય શું અને ન મળ્યું હોત તોપણ શું ? એથી જે થશે તે ખરૂં પણ પરોપકાર કરવાને માટે આ ધનનો ઉપયોગ કરૂં તો ઠીક." આમ વિચારીને ખુલ્લા હાથે હંમેશાં દાન કરવાનો આરંભ કર્યો. આ દાનની વાત જાણીને જેટલા દીન, દરિદ્રિ, આંધળાં, લૂલાં, લંગડાં, લોભી, કૃપણ, અને ઠગ વિગેરે સર્વે બશરા શહેરમાં આવીને એકઠાં થવા લાગ્યાં. હું તે લોકોને માગવા કરતાં પણ અધિક ધન આપીને સારી રીતે સંતુષ્ટ કરીને વિદાય કરવા લાગ્યો. ત્યાં સુધી કે બશરા શહેરમાં એવો કોઈ નથી કે જે મારા ધનથી સુખ ન ભોગવતો હોય. ગમે તો ગરીબ કીંવા તવંગર સર્વે મારા ધનની ઇચ્છા રાખીને મારી પાસેથી તે મેળવતા હતા. વધુ શું કહું. આ શહેરનો હાકેમ, રાજમંત્રી અને ખાસ બશરાનો રાજા પણ મારા વાર્ષિક ઉપહારના ઉપભોગી છે. સર્વ મારી પાસેથી વર્ષાસન મેળવે છે. આ શહેરના હાકિમને આજ સુધીમાં મારી પાસેથી છપ્પન હજાર મહોરો મળી ચુકી છે. રાજમંત્રીને પાંચ લાખ અને આ દેશના રાજાને પચાસ લાખ મહોરો મળી ચુકી છે. એ ઉપરાંત મેં કેટલું ખર્ચ કર્યું છે તેની તો કાંઇ સંખ્યાજ નથી. મારો એ નિયમ છે કે જે કોઇ ધન મેળવવાની આશાથી મારે ત્યાં આવે, તે જ્યાં સુધી સંતુષ્ટ ન થાય, યા હું

તેને ધન આપીને સંતુષ્ટ ન કરી શકું ત્યાં સુધી હું આ મારૂં દાન જારીજ રહેશે." આ પ્રકારે રાત દિવસ અખંડપણે દાન ચાલુ રહેવા છતાં પણ મારા ધનાગારમાંથી હજુ એક ખુણો પણ ખાલી થયો નથી. પરંતુ તે દિવસે દિવસે વધ્યાંજ જાય છે. અને મેં આજે તમને જે ઇનામ આપ્યું છે તે કદાપિ પણ અતિ દાનમાં ગણી શકાશે નહીં. આવું દાન તો હું દરરોજ કોણ જાણે કે કેટલુંય કરૂં છું. આપ નિઃસંકોચ થઇને મારી આપેલી ભેટનો સ્વિકાર કરશો."

અમીર આ સાંભળીને આશ્ચર્યથી બોલ્યો, "આપનો વૃતાંત સાંભળીને મારી બુદ્ધિ ચક્કર ખાઈ ગઇ છે. આપ જે અસંખ્ય ધન રત્નનો ઉપભોગ કરી રહ્યા છો, તેને જોઇને સાક્ષાત કુબેર પણ મનમાં ઇર્ષ્યા ઉત્પન્ન કરી શકે તેમ છે, તો મનુષ્યોની તો વાતજ શી! આપે જે અતુલ સમ્પત્તિનું હાલ વર્ણન કર્યું છે તે ખરેખર અસંભવિત લાગે છે. તે કલ્પનાની પણ બહારની વાત છે. તો પ્રત્યક્ષની તો વાતજ કેમ મનાય? સ્વપ્નમાં પણ કદી કોઇએ આજ સુધીમાં એટલું અસંખ્ય ધન જોયું નહિ હોય, જો અડચણ ન હોયતો કૃપા કરીને આપનું રત્નભૂવન મને બતાવીને કૃતાર્થ કરશો. જ્યાં સુધી હું તે મારી નજરે જોઉં નહીં, ત્યાં સુધી મારો સંદેહ જાય તેમ નથી." અબુલકાસિમે કહ્યું હાજી, એમાં અડચણ શી? પણ મારો એક કઠોર નિયમ છે, જો આપ તે નિયમનું પાલન કરવાનું સ્વીકાર કરો તો હું તમને મારો રત્ન ભંડાર બતાવી શકું તેમ છું.

**અમીરે** કહ્યું, આપનો શો નિયમ છે? તે કહો, જો તે મનુષ્યને પાલન કરવા યોગ્ય હશે તો હું તેનો જરૂર સ્વિકાર કરીશ.

**અબુલકાસિમ**—" મહાશય! આપ મારા અવિવેકની ક્ષમા

કરશો, મારો નિયમ એ છે કે, હું મારા હાથે આપની બંને આંખ્યો કપડાથી સારી રીતે બંધ કરી દઇશ. એક ધોતીયા સિવાયનાં આપના શરીર પરનાં તમામ કપડાં ઉતારી દેવાં પડશે. કાંઇ હથિયાર સાથે લઇને આપ અહીંથી જવા પામશો નહીં. હું મારા હાથમાં એક નાગી તલવાર લઇને બરોબર આપની સાથે રહીશ. હું જે કહું તે આપે જલ્દીજ કરવું પડશે. જો નહીં કરો તો તેજ ઘડીએ હું આપનું માથું ધડથી જુદું કરી દઇશ. "

**અમીરે** કહ્યું, ઠીક આપ જે કહેશો તે હું તુરત કરીશ. આપના સઘળા કોલકરાર મારે કબુલ છે.

**અબુલકાસિમે** કહ્યું, તો મને પણ કાંઇ વાંધો નથી. આપ મહેરબાની કરીને આજ મારે ત્યાં રહી જાવ. રાત્રે જ્યારે મારા ઘરના સર્વ લોક સુઈ જશે ત્યારે આપને રત્નભૂવનમાં લઈ જઈશ." આ પ્રકારે બંનેમાં પરસ્પર વાત વિચાર કરી, પાન ઇલાયચી ખાધી. જ્યારે ઘરનાં સર્વ માણસો ખાઇપીને સુઈ ગયાં, ત્યારે અબુલકાસિમે ફરી તેને પૂછયું, કહો આપ આપના કરાર પ્રમાણે કબુલ છોને? " અમીરે કહ્યું, હું ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે હું કદી પણ પ્રતિજ્ઞાનો ભંગ નહીં કરૂં. " અબુલકાસિમે તેને એક નાગી તલવાર બતાવીને કહ્યું, આ તલવાર લઇને હું આપની સાથે આવીશ. નિયમ એ કે જે હું આપને પ્રથમ કહી ગયો છું. ઠીક, આવો, આપની આંખોએ હું પ્રથમ પાટા બાંધી દઉં. આમ કહીને તેમણે કપડાથી અમીરની આંખો બંધ કરી દીધી. અને એક ધોતીયા સિવાયનાં સર્વ કપડાં ઉતારી દીધાં. પછી કહ્યું, મહાશય, આપનામાં વિશ્વાસપાત્રતા બહુજ પ્રમાણમાં જાણવા છતાં પણ આપની સાથે આવો વ્યવહાર કરવો યોગ્ય નથી, એ હું જાણું છું, પણ

શું કરૂં, દૃઢ પ્રતિજ્ઞાથી બંધાયો છું. જેથી લાચારીથી આમ કરવું પડે છે. બેઅદબી માફ કરશો."

**અમીરે** કહ્યું, હું આપના નિયમથી પ્રસન્ન છું. કેમકે પોતાની પ્રતિજ્ઞાથી ડગવું નહિં એ મહાપુરૂષોનું વચન છે.

**અબુલકાસિમે** કહ્યું, ચાલો હવે વિલંબ કરવો યોગ્ય નથી. એમ કહીને તેમણે અમીરનો હાથ પકડીને તેને ઘરની ચારે તરફ ફેરવ્યો. પછી એક ગુપ્ત માર્ગમાં થઇને કુંન્ડાળાકારની સીડીયોમાં કંઈવાર ઉપર કંઇવાર નીચે ચઢતાં ઉતરતાં એક જગ્યાએ આવી પહોંચ્યા. ત્યાંથી કેટલીક સીડીયો નીચે ઉતરીને સુરંગના રસ્તે થઇને એક વિશાળ કુવાની પાસે આવ્યા. આ કુવાનું મુખ એક મોટા પત્થરના કકડાથી બંધ કરેલું હતું. તેના ઉપર અને તેની ચારે તરફ જાત જાતના છોડવા ઉગેલા હતા. જેથી કુવાનું કાંઇ નામ નિશાન પણ જણાતું નહોતું અને એ પણ જણાતું નહોતું કે આ પત્થરનો ટુકડો હશે. આ પથરો એવી કળાથી રાખેલો હતો કે એક કળ સિવાય હજારો આદમી પણ તેને બળ કરીને એક તલપુર પણ ખસેડી શકે નહિ. અબુલકાસિમે અમીરને એક જગ્યાએ બેસાડીને તે કળ વડે પત્થરને ખસેડીને કુવાનું મોં ખોલ્યું. તે કુવાની અંદર પ્રવેશ કરવાને માટે એક લોઢાની સાંકળ સિવાય બીજો કોઈ ઉપાય નહોતો એથી અબુલકાસિમે અમીરને કુવાના મોંની પાસે લઇ જઇને કહ્યું, આ સાંકળને આપ ખુબ મજબુતીથી પકડો, આ સાંકળના આશરાથી કુવામાં ઉતરવું પડશે એ સાંભળી અમીર ભયથી કંપવા લાગ્યો, તેણે જાણ્યું કે આ વખત પ્રાણ બચવાની આશા નથી. પણ કરે શું? કાંઇ બોલવાનું પણ રહ્યું નહોતું, એથી ખુબ જોરથી લોઢાની સાંકળ પકડીને

કુવામાં લટકીને ઝુલવા લાગ્યો. અબુલકાસિમે સાંકળના બંધનને ઢીલો કરવાથી અમીર ધીરે ધીરે નીચે ઉતરી પડ્યો. પછી અબુલકાસિમ પણ સાંકળના આશરાથી કુવામાં પ્રવેશ કરીને નિચે પહોંચી ગયો તેણે અમીરનો હાથ પકડીને એક સુરંગના રસ્તે થઈને કેટલેક દૂર જઇને એક ધનાગારના બારણા આગળ જઇને અમીરની આંખોના પાટા છોડી દીધા. અને કહ્યું કે, જુઓ ધન ભંડારના બારણા આગળ આવી પહોંચ્યા છીએ ! "

રાજાએ આંખો ખોલીને જોયું, તો ચારે તરફ ઢગલા બંધ જવાહીર પડેલું છે, જેના ચક ચકાટથી તેની આંખે અંધારાં આવવા લાગ્યાં, કેટલાક હીરા, કેટલાંક મોતી, કેટલાક માણેક, કેટલાંક નીલમ, વિગેરે ભાત ભાતનાં અમૂલ્ય મણિયોથી સેંકડો કુન્ડ ભરેલા હતા. આ જોઈ અમીરના આશ્ચર્યની સીમા ન રહી. બીજા ખંડમાં તેણે સોના ચાંદીના પહાડ જેવા ઉંચા ટેકરા જોયા અને કંઇ તરેહના અપૂર્વ પદાર્થ જોતાં જોતાં તેણે ત્રીજે ખંડ માત્ર ભાત ભાતના રત્ન જડીત સુંદર પલંગોથી ભરેલો દીઠો, સર્વ વસ્તુ એક એક કરતાં ચઢિયાતી અને મૂલ્યવાન હતી. ચોથા ખંડમાં ચારે તરફ શણગારની વસ્તુઓ હતી. વચમાં એક રત્ન સિંહાસન હતું, જેના ઉપર એક અત્યંત સુંદર પ્રભાવશાળી પુરૂષ અને એક ચંદ્રમુખી સ્ત્રી બંને વિરાજી રહ્યાં હતાં. અમીરે પૂછ્યું અબુલ કાસીમ આ કોણ છે? "

અબુલ કાસીમે કહ્યું, " આ મૂર્તિયો રાજા અને રાણીની છે એવું સાંભળ્યું છે. એજ આ અતુલ ધનનાં માલિક હતાં. આ બંનેના પગમાં નીચે સોનેરી અક્ષરોમાં જે કવિતા લખી છે તે આપ વાંચશો તો સર્વ વાત સમજાશે અમીરે કવિતા વાંચી કહ્યું, આપજ આ

કવિતાનો યથાર્થ મર્મ સમજ્યા છો અને તેજ પ્રમાણે કામ પણ કરી રહ્યા છો. હવે હું આપના આ દાનને કદી પણ અતિદાન કહી શકીશ નહિ તે કવિતા જેવી ઉપદેશથી ભરેલી છે, તેવીજ હૃદય ગ્રાહિણી છે. તે વૃદ્ધિ વેપારીએ મરતી વખતે આપને જે ઉપદેશ આપ્યો હતો તે અનુસાર કામ ન કરતાં આપે બુદ્ધિનું કામ કર્યું છે.

અબુલ કાસિમે કહ્યું, સાહેબ, જણાય છે કે, રાત વીતી ગઇ છે. હવે વિલંમ્બ કરવો યોગ્ય નથી, આવો હવે આપણે આ સુરંગથી બહાર નીકળીએ. આમ કહીને પાછો ધનાગારના દ્વારપર આવીને અમીરની આંખોએ કપડાનો પાટો બાંધ્યો, અને જે રસ્તેથી આણ્યો હતો તેજ રસ્તેથી તેને પાછો લઈ ચાલ્યા. બહાર આવીને અબુલ કાસિમે ઝટ લઇને પૂર્વ પ્રમાણેજ કુવાનું મોં બંધ કરીને અમીરનો હાથ પકડીને પોતાની બેઠકમાં લઈ જઇને તેના પાટા છોડી નાંખ્યા તે વખતે પણ કાંઇક રાત હતી. એથી બંને જણ બેસીને વાર્તાલાપ કરવા લાગ્યા. અમીરે કહ્યું, આપને ધન્ય છે. અબુલ કાસિમે કહ્યું હું ધનનો ભોગ કરી રહ્યો છું. તેમાં સંદેહ નથી, પરંતુ ખરેખરા સુખથી રહિત છું. જ્યારે મને મારી પ્યારી દાહાર્દિનીની વાત યાદ આવે છે, ત્યારે સઘળો સંસાર મને અંધકાર મય જણાય છે. મારી આંખોની ચારે તરફ અંધારૂં છવાઇ જાય છે. ધન ભોગવવાની પણ સ્પૃહા રહેતી નથી. " એમ કહેતાં કહેતાં તો તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. અમીરે દુ:ખી થઇને કહ્યું, અહા ઇશ્વરે આપને સર્વ સુખના અધિકારી બનાવીને પણ અપાર દુ:ખસાગરમાં ડૂબાવી રાખ્યા છે, એ ઘણીજ ખેદની વાત છે, એમ પરસ્પર વાતો કરતાં કરતાં સવાર થયું અમીરે અબુલકાસીમ પાસેથી વિદાયગીરી માગી અબુલકાસિમે વિવેક પૂર્વક તેને વિદાયગીરી આપી અને તેની સાથે

સાથે કેટલેક દુર સુધી તે ગયો. અમીરે વારંવાર વિનંતિ કરવાથી અબુલ કાસિમ પાછો આવ્યો. આથી અમીર ધર્મશાળામાં આવ્યો.

બગદાદનો અમીર ધર્મશાળામાં ગયો અને અબુલકાસિમની આપેલી વસ્તુઓને સાથે લઇને પોતાને દેશ ગયો. તેણે રાજધાનીમાં જઇને મંત્રી મીરજાફરને કેદમાંથી મુક્ત કર્યો. પછી બેગમ, મંત્રી અને સર્વ પ્રધાન મંડળ સમક્ષ બશરાનો સર્વ વૃતાન્ત અમીરે કહી સંભળાવ્યો. સર્વ લોક આ અલૌકિક અદ્દભૂત ભેટની વસ્તુઓને જોઇને અને ભ્રમણ વૃતાન્ત સાંભળીને આશ્ચર્ય પ્રકટ કરવા લાગ્યા, અને અમીરની પ્રશંસા કરીને પોતાના જીવનને સફળ માનવા લાગ્યા. એ પછી એ પ્રશ્ન પૂછવામાં આવ્યો કે અબુલકાસિમને આ મહાદાનના બદલામાં શું આપવામાં આવે તો ઠીક, એ ઉપર સર્વ લોક પોતપોતાના અભિપ્રાય જણાવા લાગ્યા. જાફરે કહ્યું, મહારાજ આપ અબુલકાસિમને બશરાનો રાજા બનાવો. બશરાનો હાલનો રાજા પ્રજા પીડક છે, તે પ્રજા ઉપર બહુજ જોર જુલમ કરે છે. જેથી તેને પદભ્રષ્ટ કરીને બશરાના સિંહાસન ઉપર પ્રજા હિતૈષી ધાર્મિક અબુલકાસિમને બેસાડો.

અમીરે એ સલાહને પસંદ કરી, અબુલકાસિમને બશરાનું રાજ્ય આપવાનું યોગ્ય છે, એમ નક્કી કરીને એક હુકમ લઇને બશરાના રાજાની પાસે સવાર મોકલ્યો.

બશરાનો રાજા ચિઠ્ઠી વાંચીને ચોંકી ઉઠયો, મંત્રીને પત્ર બતાવીને કહેવા લાગ્યો કે, સર્વ નાશ થયું, રાજ્ય તો હાથમાંથી જાય જ છે. પણ તેની સાથે જીવપર પણ આવી પડે તો કાંઈ આશ્ચર્યની વાત નથી. હવે આ આફતથી બચવાનો કોઇ ઉપાય છે ?

આથી તેના પ્રધાને કહ્યું, " ઉપાય છે, આપ દૂતને એક દિવસ

અહીં અટકાવી રાખો, હું અબુલકાસિમને જન્મભરને માટે રસાતાળ પહોંચાડી આવું છું." રાજાએ મંત્રીની આ વાતને પસંદ કરીને બગદાદથી આવેલા દૂતને વિસામો લેવાની આજ્ઞા આપી અંદર ગયો. દુષ્ટ મંત્રી તેજ ઘડીએ નકલી વેશ પહેરીને અબુલકાસિમને ત્યાં ગયો. અબુલકાસિમે તેનું અતિથિ સમજીને પૂરું સન્માન કર્યું. પરસ્પર અનેક પ્રકારનાં મધુર ભાષણ થયા પછી અબુલકાસિમે તેને ઘણાજ આદરથી ભોજન કરાવ્યું. મંત્રી છાની રીતે સાથે થોડુંક ઝેર લઈ ગયો હતો. શરબત પીતી વખતે તેણે છાનેમાને તે ઝેર અબુલકાસિમના પ્યાલામાં નાંખી દીધું. અબુલકાસિમ તે પીતાંજ બેહોશ થઇ ગયો. દાસ દાસીગણ તેના બેહોશ થતાંની સાથેજ હોહાકાર કરી ઉઠયાં. મંત્રી પણ જુઠે જુઠું રડવા લાગ્યો. સર્વ લોક રોતાં રોતાં તેના અચેતન શરીરને ઉઠાવીને કબરમાં રાખી આવ્યા. કેટલીકવારે તેની કબર પર આંસુ વરસાવીને જે તેનાં સગાં હતાં તે પાછાં આવ્યાં પણ તે દુષ્ટ મંત્રી તો ત્યાં બેસીજ રહ્યો. જ્યારે ખુબ રાત ગઇ ત્યારે તે નિર્દય દુર્બુદ્ધિ મંત્રીએ અબુલકાસિમને કબરમાંથી બહાર કાઢીને તેના માથા તથા આંખો પર પાણીનો છંટકાવ કરીને તેને હોશમાં આણ્યો. તેને ભાન આવતું જોઇ તે નર પિશાચ મંત્રી અટલ હાસ્ય કરીને કહેવા લાગ્યો કે, " અરે પાપીષ્ટ, બતાવ કે હાલ તારું કોણ રક્ષણ કરનાર છે ? તું તારું ગુપ્ત ધન બતાવ, નહિ તો હાલજ તારો જાન લઇ લઉંછું. આ સાંભળી અબુલકાસિમે કાંઇ પણ જવાબ ન આપ્યો. ક્રુર મંત્રી તેને બેઅદબી ગાળો દઇને લાકડીયે લાકડીયે મારવા લાગ્યો. તે મૂર્છિત થઇને પડી ગયો ત્યારે મંત્રી તેના બંને હાથપગ બાંધીને પાછો કબરમાં રાખીને ત્યાંથી ચાલી ગયો.

મંત્રીએ રાજાની પાસે આવીને હસીને કહ્યું કે, આપણા સું-

ખનો કાંટો દુર થઇ ગયો. અબુલકાસિમ મરી ગયો. આ સાંભળી રાજાના આનંદની સીમા રહી નહીં. તેણે ઘણીજ ખુશીથી અમીરને પત્ર લખ્યો, પરંતુ આ તરફ અમીરનો દૂત પાછો આવીને મળે તે પહેલાંજ અબુલકાસિમના નામની સનંદ લઇને જાફરને બશરે મોકલ્યો હતો. રસ્તામાં દૂત જાફરને મળ્યો. દૂતે કહ્યું, આપ નકામા બશરા જાવછો. અબુલકાસિમ તો આ દુનિયાંમાંથી વિદાય થઈ ગયો છે. " આ અનિષ્ટ વાત સાંભળીને મંત્રીના હૃદયમાં ખરેખર આઘાત થયો. તેણે પૂછ્યું, શું તમે અબુલકાસિમના મુડદાને લઈ જતાં જોયું હતું? દૂતે આ પ્રશ્નનો બરોબર જવાબ ન આપ્યો. તે આમ તેમ ખાલાં મારવા લાગ્યો.

આથી મંત્રીના હૃદયમાં શંકા ઉત્પન્ન થઈ. તેણે તુરતજ પાછા આવીને તે ખબર અમીરને આપી. અમીરે ક્રોધી થઇને જાફરને કહ્યું, " બશરાના રાજા અને તેના મંત્રીને જલ્દીજ બાંધીને લઈ આવો. અબુલકાસિમનું મૃત્યુ થયું છે તે વાત મારા માનવામાં આવતી નથી. જણાય છે કે બશરાના દુષ્ટ મંત્રીનોજ આ પ્રપંચ છે.

આજ્ઞા મળતાંજ જાફર કેટલાક ઘોડેસ્વાર અને પેદલ સેના સાથે અસ્ત્રશસ્ત્ર લઇને સુસજ્જિત થઇને બશરા તરફ રવાના થયો.

આ તરફ અબુલકાસિમ કબરની અંદર હાથપગ બંધાઇને પડેલો હોવાથી તેમજ નેતરનો માર પડવાથી અસહ્ય વેદના ભોગવતો ઇશ્વર પાસે પોતાના અપરાધની ક્ષમા માગી રહ્યો હતો. એવા વખતે કોઇએ કબરનું બારણું ખોલ્યું. દ્વાર ખૂલતાંજ ભયથી અબુલકાસિમનો જીવ સુકાઇ ગયો. તેણે જાણ્યું કે આ વખત મારો જીવ જરૂર જશે. હવે મારો પ્રાણ બચવો મુશ્કેલ છે. પરંતુ તેને ડરવાનું કાંઇ કારણ નહોતું. આ વખત મંત્રી નહોતો; પરંતુ તેની

એક પુત્રી હાથમાં બળતી મીણબત્તી લઇને ત્યાં આવી હતી. તેણે કબરમાં પેસીને અબુલકાસિમને બંધનમાંથી મુક્ત કર્યો. અને કહ્યું, "આપ ડરશો નહિ, હું મારા ભાવિપતિ યુવરાજ અલીની સહાયતાથી આપને આ સંકટમાંથી છોડાવાને આવીછું. તે પહેરેદાર બનીને દ્વારપર ઉભા છે. હું તેમને હમણાંજ બોલાવું છું" એમ કહીને તેણે પોતાના પ્રણયીને અંદર આવવાનો ઇસારો કર્યો. ઇસારો થતાંજ યુવરાજઅલી ત્યાં આવીને ઉભો રહ્યો. ત્યારે મંત્રીની પુત્રીએ અબુલ કાસિમને કહ્યું કે, હવે આપ વિલંબ કેમ કરી રહ્યા છો? અહીંથી જલ્દીજ ઉઠો અને ચાલો, પરંતુ આપ હાલ આપને ઘેર ન જશો, કારણ કે જો મારા પિતાને તે વાતની ખબર પડશે તો વળી કોઇ અનિષ્ટ કરી શકશે. એથી આપ કેટલાક દિવસ યુવરાજનાજ ઘરમાં રહો અને ત્યાં આપને કોઇપણ પ્રકારનું ભય રહેશે નહિ."

અબુલકાસિમે તેમની પાસે ઘણીજ કૃતજ્ઞતા પ્રકટ કરી, કબરમાંથી નીકળીને તે અલીને ઘેર ગયો. અલીએ તેના જખમોપર મલમ પટી લગાવી અને તેની સેવા શુશ્રુષાનો પણ બંદોબસ્ત કરી દીધો. કેટલાક દિવસે અબુલકાસિમને સંપૂર્ણ રીતે મટી ગયું. આ તરફ અમીરના મંત્રી જાફરે પોતાના સૈન્યસાથે આવીને જોયું તો, રાજા અને મંત્રીનો કાંઈ પત્તો જણાતો નથી. તે બંને બીકને લીધે, પ્રથમથીજ નાસી ગયા હતા.

અબુલકાસિમને જ્યારે સારી રીતે મટી ગયું ત્યારે તેને એક દિવસ અલીબાબાએ કહ્યું કે, અહીં હવે આપને અધિક દિવસ રહેવું યોગ્ય નથી. કદાચ આપની ખબર તે લોકોને પડી જશે તો કોણ જાણે વળી બીજી કોઇ વિપત્તિમાં નાંખશે. અબુલકાસિમે અલીની આ સલાહ પસંદ કરી. જેથી સાંજે અલીબાબાએ એક

ખુબ તેજી અને કસાયેલો ઘોડો મંગાવીને અબુલકાસિમને કહ્યું કે આપ હાલ આ ઘોડા પર સવાર થઇને બગદાદ શહેરમાં ચાલ્યા જાવ. અબુલકાસિમે અલી અને તેની પ્રણયિની પ્રેમલત્તાને ધન્યવાદ આપીને તે ઘોડા પર સવાર થઇને બગદાદ તરફ પ્રયાણ કર્યું. ઘોડો ઠોકર ખાતો પણ હવાની માફક દોડવા લાગ્યો, રસ્તામાં કોઇ પણ જગ્યાએ પગ મૂકયા સિવાયજ રાત દિવસ ઘોડાની સવારી કરીને તે બગદાદ પહોંચી ગયો. શેહેરની અંદર પ્રવેશ કરીને અમીરના રાજમંદિરની પાસે કોટની ઠંડી છાયામાં વિશ્રામ કરવાને માટે ઘોડા ઉપરથી ઉતરી પડયો. ઘોડાને દોરડાથી બાંધીને પોતે જમીન ઉપર બેઠો. અમીરના રાજભૂવનની શોભા જોતાં જોતાં એકાએક અબુલકાસિમની દૃષ્ટિ કોટના ઝરોખાની અંદર જઇ પડી. તેણે જોયું તો તે ઝરોખાની અંદર તેણેજ દાનમાં આપેલું એક બાળક ઉભૂં છે. તે બાળકને જોઇને તેને મહા આશ્ચર્ય થયું. તે વિચારવા લાગ્યો કે, આ બાળક અહીં કયાંથી આવ્યું. આ તો મારે ત્યાંનું છે. મેં એક અતિથિ વેપારીને આ બાળક આપી દીધું હતું, તેણે જેમ આશ્ચર્યની દૃષ્ટિથી તે બાળકની તરફ જોયું હતું, તેવીજ રીતે તે બાળક પણ તેની તરફ અચરજ ભરી દૃષ્ટિથી જોઈ રહ્યું. તેને બરોબર ઓળખીને તુરતજ દોડીને અમીરની પાસે ગયું, અને તેને કહ્યું મહારાજ પ્રથમ હું જેને ત્યાં હતો, તે મહાત્મા અબુલકાસિમ અહીં આવ્યા છે. અમીરને તે વાત ઉપર વિશ્વાસ ન પડયો. તેણે કહ્યું. તને ઓળખવાની કાંઇ ભ્રાંતિ થઇ હશે, તે અબુલકાસિમ નહિ હોય, કોઇ બીજો માણસ હશે. સાંભળ્યું છે કે અબુલકાસિમ તો મરી ગયો છે.

બાળકે કહ્યું, નહીં મહારાજ? મને ભ્રમ થયો નથી. મેં તેને સારી રીતે ઓળખીને તેના આવવાની વાત આપને કરી છે. કોણ

કહેછે કે તે મરી ગયા છે? તે જીવતા જાગતા છે. આથી અમીરને સંદેહ થયો. તેણે આ વખતે ઝરોખામાં આવીને જોયું, તો ખરેખર તે અબુલકાસિમજ હતો. ત્યારે અમીરે ઘણાજ હેતથી અબુલકાસિમને રાજભૂવનમાં બોલાવી લીધો. એ જોઇ અબુલકાસિમને ઘણુંજ આશ્ચર્ય થયું. બગદાદનો અમીર કે જે તેનો અતિથિ થયો હતો, તેની તેને ખબર પણ નહતી. ખબર શી રીતે પડે! અમીરતો પોતાનો વેષ બદલીને ત્યાં ગયો હતો, બંને પરસ્પર એક બીજાના મુખ સામું જોઇને આશ્ચર્ય પામવા લાગ્યા.

બગદાદનો અમીર અબુલકાસિમને જોઇને ખરેખર ખુશ થયો. તે તેને પોતાના ખાસ મહેલની અંદર લઇ ગયો. ત્યાં પ્રથમથીજ નાચગાન થઈ રહ્યું હતું. દેશ દેશાંતરની નાચનારીઓ અને ગાનારીઓ ત્યાં આવેલી હતી. અબુલકાસિમના ત્યાં આવવાની સાથેજ તેમાંની જે મુખ્ય ગાનારી હતી તે મૂર્છિત થઈ પડી ગઈ. અબુલકાસિમ પણ તેને જોતાંજ બેહોશ થઇ ગયો. અનેક પ્રકારના ઠંડા ઉપચારથી અબુલકાસિમને ભાન આવ્યું. તેણે આંખ ઉઘાડીને જોયું તો સામેજ તે ગાનારી ઉભી છે. ગળું ભરાઇ જવાથી તે કાંઇ બોલી શક્યો નહિં. અમીરે અબુલકાસિમને પૂછ્યું, આપ આમ એકાએક બેહોશ કેમ થઇ પડયા? અબુલકાસિમે કહ્યું, "મહારાજ! આ ગાનારીજ મારી દાહાર્દિની છે. એનીજ સાથે મને સમુદ્રમાં ફેંકી દેવામાં આવ્યો હતો. આટલા દિવસ પછી ઈશ્વરે મને દાહાર્દિનીને મેળવી દીધી." આ સાંભળી અમીર અને તેની બેગમનું હૃદય આનંદથી ભરાઈ આવ્યું. અમીરે મોટા સમારંભની સાથે અબુલકાસિમની સાથે દાહાર્દિનીનું લગ્ન કરી દીધું.

એક દિવસ અમીરના લશ્કરે બશરાના રાજમંત્રીને હાથે હાથ-

કડી કરીને અમીરની આગળ રજુ કર્યો. બશરાના રાજાએ અશુભ લક્ષણુ જોઇને પ્રથમથીજ આત્મઘાત કર્યો હતો. જેથી તેને પકડી લાવવાની તક ન મળી. અમીરે દુષ્ટ મંત્રીને પોતાની સામે હાજર થયેલો જાણીને તેને ફાંસીની સજા કરી. અને આખા શહેરમાં ખબર પહોંચાડી કે બશરાના મંત્રીને ફાંસી દેવામાં આવશે. દિવસના પાછલા પહોરે મંત્રીને વધ્યભૂમિમાં લાવવામાં આવ્યો. તમાશો જોવાને માટે ચારે તરફથી લોકોની ભીડ જામી ગઇ, અમીરે અબુલકાસિમને પૂછ્યું. કહો, આ પાપીનો જીવ કેવી રીતે લેવો? અબુલકાસિમે કહ્યું, "આપ મારી પ્રાર્થના કબુલ કરતા હો તો એ અભાગીઆને જીવતદાન આપો. અમીરે કહ્યું, ઠીક, તમારૂં કહેવું કબુલ છે.

અમીરે તેને ફાંસી ન દેતાં જ-મ ટીપની સજા કરી, પછી તેણે અબુલકાસિમને કહ્યું, "મિત્ર મેં આપને બશરાનું રાજ્ય અર્પણ કર્યું છે. ભગવાન આપને દીર્ઘાયુ કરે અને બશરાના રહેવાસીઓને સુખી રાખે." અબુલકાસિમે હાથ જોડીને નિવેદન કર્યું કે, મહારાજ આપે કૃપા કરીને મને બશરાનું રાજ્ય આપ્યું, તો આપે મારા ભાગ્યને વધાર્યું છે જેથી હું આપને અનેકવાર ધન્યવાદ આપુંછું. પરંતુ જેની સહાયતાથી મારો જીવ બચ્યો છે, તેજ અલીયુવરાજ અને મંત્રીની પુત્રી પ્રેમલતાને બશરાનું રાજ સિંહાસન આપવાથી હું મારો યોગ્ય સત્કાર થયો સમજીશ. આ વૃદ્ધાવસ્થામાં આપ મારે માથે રાજ્યનો ભાર ન સોંપો, એ બંનેએ મારો પ્રાણુ બચાવ્યો છે. હું તેમની આગળ હંમેશાં કૃતજ્ઞતાના પાશથી બંધાયલો છું. જો દાસની આ પ્રાર્થના સ્વીકારવામાં આવશે તો આ દાસ ઘણીજ ખુશીથી પોતાના જીવનનો શેષ સમય વિતાવી શકશે.

આ સાંભળી અમીર અબુલકાસિમની વારંવાર પ્રશંસા કરવા

લાગ્યો. પછી તેણે ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું, "પ્રેમલતા અને યુવરાજઅલી યથાર્થમાં મારા અનુગ્રહના પાત્ર છે. તો પણ આપની મરજી પ્રમાણે હું તેમને બશરાનું રાજ્ય આપું છું." અમીરની આ ઉદારતા ઉપર દરબારમાં ચારે તરફથી જય જયકારનો શબ્દ થવા લાગ્યો. સર્વ લોક અમીર અને અબુલકાસિમની તારીફ કરવા લાગ્યા.

કેટલાક દિવસ પછી અબુલકાસિમે બશરા જવાની પોતાની ઇચ્છા પ્રકટ કરી અમીરે તેને ભાત ભાતની બહુ મૂલ્યવાન વસ્તુઓ ઇનામમાં આપીને તેને જવાનો સર્વ બંદોબસ્ત કરી દીધો. જ્યારે અબુલકાસિમ વિદાય થયો ત્યારે બગદાદ શહેરના સર્વ આગેવાન માણસો અને અમીર પોતે પણ કેટલેક દૂર સુધી અબુલકાસિમની પાછળ પાછળ ગયા. અબુલકાસિમે ઘણીજ નમ્રતાથી તે લોકોનો યોગ્ય સત્કાર કરીને પાછા જવાની પ્રાર્થના કરી, અબુલકાસિમ આ લોકોને વિદાય કરી પોતે દાહાદિંનીની સાથે બશરા તરફ વિદાય થયો. ઘણા દિવસે તેઓ બશરે પહોંચ્યાં અને પછી ઘણાજ આનંદથી દિવસો વિતાવવા લાગ્યાં. યુવરાજઅલી પણ બશરાના રાજ સિંહાસન ઉપર આરૂઢ થઇને પોતાની પ્રણયિની પ્રેમલત્તાની સાથે નીતિ પૂર્વક રાજ્ય સુખ ભોગવવા લાગ્યો."

આ પ્રકારે વાત પુરી કરીને ધાવે પૂછયું. કહો, બેટા, આ વાર્તા તેં કદી સાંભળી હતી? "શાહજાદીની સર્વ સાહેલીયો બોલી ઉઠી, નહીં આવી અપૂર્વ વાર્તા અમે કદી સાંભળી નહોતી." ધાત્રીએ કહ્યું, તો કહો કે હારૂન ઉલરસીદ, અબુલકાસિમ, દાહાદિંની, મંત્રી મીરજાફર, યુવરાજઅલી અને પ્રેમલત્તા એ સર્વમાં વધુ પ્રશંસાપાત્ર કોણ હતું? એક જણીએ કહ્યું, સર્વથી વધુ અબુલકાસિમ પ્રશંસાને પાત્ર હતો, કારણકે તે અગણ્ય ધનનો સ્વામી થઇને

અહંકાર વિગેરે દોષોથી બચ્યો હતો. બીજી બોલી ઉઠી, હા, અબુલ કાસિમની ઉદારતા અને શિષ્ટતા અધિક પ્રશંસનીય છે, ત્રીજીએ કહ્યું, અમીર હારૂનઉલરસીદ પણ ખોટો નહોતો. તેનો અબુલકાસિમ પ્રતિનો વ્યહાર બેશક પ્રશંસા પાત્ર હતો, ચોથીએ કહ્યું, સર્વથી વધુ અબુલ કાસિમનો પ્રેમ પ્રશંસા પાત્ર છે, તે અતુલ સંમ્પત્તિનો અધિકારી હોવા છતાં પણ દાહાર્દિને એક ક્ષણ પણ ભૂલતો નહોતો. દાહાર્દિનીના વિના રાત દિવસ તેનો પ્રાણ વિકળ રહેતો હતો. સાચું પૂછો તો તેમાં પ્રેમની નિષ્ટાજ સર્વ ગુણોથી વધુ પ્રશંસાપાત્ર છે. ધાવે કહ્યું, " શાબાશ ! તારૂં કહેવું સાચું છે, પુરૂષ જાતિ કે જે અત્યંત વિશ્વાસી, સ્નેહ પૂર્ણ અને સર્વ વિષયોમાં ચતુર થાય છે તેનુંજ્વલંત પ્રમાણ એ અબુલકાસિમ છે. શાહજાદીએ કહ્યું, હું અબુલ કાસિમને સર્વ ગુણોવાળો આદર્શ પુરૂષ માની શકતી નથી.

ધાવે કહ્યું–શાહજાદી તું શું કહે છે ? પુરૂષો અનેક સદ્‌ગુણોના ભંડાર રૂપ હોય છે. તેની એક બીજી વાર્તા તને કહી સંભળાવું છું.

---

# રાજકુમારી ચિત્રાવતીની વાર્તા.

---

ચીન દેશમાં રાજા વનશાહ નામનો એક મોટો મશહુર રાજા થઇ ગયો છે. તે જેવો હૃદયનો પવિત્ર, સત્યનિષ્ટ અને ધર્માત્મા હતો તેવોજ ધીર, વીર, અને પ્રતાપી પણ હતો. સુંદર પણ એવોજ હતો. જેને જોતાં કામદેવ પણ મુખ છુપાવતા હતા. તેણે ચિર કૌમાર વૃત્ત ધારણ કર્યું હતું. કોણ જાણે કે શાથી તેણે લગ્ન કરવું પસંદ કર્યું નહોતું ? તેને શિકાર ખેલવાનો ઘણોજ શોખ હતો.

એક દિવસ તે મંત્રી અને ચતુરંગીણી સેનાને સાથે લઇને ઘણીજ ધામ ધુમથી શિકાર ખેલવાને માટે એક ઘાડા જંગલમાં ગયો. તેણે શિકારને માટે સર્વ જંગલ શોધી નાંખ્યું. અને આખો દિવસ હેરાન થવા છતાં એક પણ શિકાર તેના હાથમાં ન આવ્યો. આખરે તે બહુજ થાકી જવાથી ઘોડેથી ઉતરીને એક વૃક્ષની નીચે બેઠો. તેણે મંત્રીને કહ્યું, આ મહા અચંબાની વાત છે કે આટલા મોટા ઘાઢ જંગલમાં એક પણ શિકાર મળી શકતો નથી. આમ તે કહેતો હતો તેવામાં તેના કાનમાં એકાએક નપુરનો મધુર શબ્દ પડયો, તેણે પાછળ ફરીને જોયું તો એક સુવર્ણ મૃગી ફરતી દીઠી. રાજાએ ચકિત થઇને મંત્રીને કહ્યું, " અમે આખા જંગલને ધુમી વળ્યા છતાં એક પણ હરણ જણાતું નહોતું, પણ આતો જુવો! આવી સુંદર હરિણી તો આજ સુધી કાંઈ જણાઇ નથી.

મંત્રીએ કહ્યું, મહારાજ! આ સાધારણ હરિણી જણાતી નથી. તેની પીઠ હીરા મોતિયોથી જડેલું આસન અને તેના પગે સોનાના ઘુઘરા બાંધેલા છે. શું તે આપે જોયા નથી?

**રાજા**–હા, જણાય છે કે તે કોઇની પાળેલી હરિણી છે. રક્ષકો-ની અસાવધાનતાથી તે નાસીને અહીં આવી હશે. જે થાય તે ખરૂં હવે હું તેને જરૂર પકડીશ. એમ કહીને તેણે તરતજ ઘોડા પર સ્વાર થઇને મંત્રીને કહ્યું, જુવો તમે અહીં ખૂબ સાવધાનીથી રહેજો. હું આગળ જઇને તેનો માર્ગ રોકું છું. સેનાને તેની ચારે બાજુ ફરી વળીને ઘેરી લેવાનો હુકમ આપો કે જેથી તે કંઇ નાસી જાય નહિં. સર્વને એ પણ જાહેર કરી દો કે તેને કોઈ મારે નહિં. જે તેને મારશે તે તેનું સોબતી થશે, પણ જે તેને જીવતી પકડી લાવશે તેને પૂરૂં ઈનામ મળશે. આમ આજ્ઞા આપીને તેણે ઘોડાને દોડાવ્યો.

રાજાને ઘોડાપર ચઢેલો જોઇને હરિણી છલંગો મારતી નાસવા લાગી. ચીનના મહારાજાએ પણ વાયુ વેગે તેની પાછળ ઘોડો દોડાવી મૂકયો પરંતુ હરિણી ઘણુંજ વેગથી દોડીને તેની નજર આગળથી ગુમ થઇ ગઈ. રાજા હરિણીને ન પકડી શકવાથી બહુજ દુઃખી થયા, અને મનમાં ને મનમાં પોતાને ધિક્કારવા લાગ્યા. હાય મારો સઘળો શ્રમ વ્યર્થ ગયો છે ! આટલો કલેશ ઉઠાવ્યો તો પણ કોઇ રીતે આ મનોહારિણી હરિણીને હું પકડી ન શકયો. આ તરફ મંત્રી પણ હરિણના નાસવાથી અને રાજાને એકાએક તેની પાછળ દોડી જતાં જોઇને ઘોડા ઉપર સવાર થઇને તેની પાછળ દોડયો. આખરે વનની અંદર બહુજ દૂર પ્રવેશ કરીને તેણે રાજાને જોયો જેથી ઘોડો રોકયો. રાજા મંત્રીને પોતાની પાસે આવતો જોઇને ઉત્સુક થઇને બોલ્યો. હું ચારે તરફ ખોળી ખોળીને હેરાન થઇ ગયો. પણ તે કયાં છુપાઈ ગઇ તેનો કંઇ પત્તોજ ન મળ્યો. આ પ્રમાણે બંને વાતો કરતા કરતા એક નદીના કિનારે જઈ પહોંચ્યા. એવામાં રાજાએ એકાએક એક વૃક્ષની નીચે તે હરિણીને સુતેલી જોઇને આનંદથી કહ્યું, જુવો, આ હરીણી કોઇ રીતે પકડી શકાતી નથી જેથી હું હવે તેને અહીંથીજ બાણ મારૂં છું એમ કહીને તેણે ધનુષપર બાણ ચઢાવીને જ્યાં હરિણીને નિશાન તાકીને મારવા જાય છે કે તરતજ હરિણી છલંગ મારીને નદીના જળમાં જઇ પડી.

મંત્રીએ કહ્યું—મહારાજ આ સારૂં થયું. હરિણી ભયથી પાણીમાં જઇ પડી છે. હવે તે અહીંથી નાસી શકશે નહીં, હવે આપણે તેને સહેલથી પકડી શકીશું, બંનેજણ ઘોડા પરથી ઉતરી પાણીમાં પેઠા, રાજા અને મંત્રીએ પાણીની અંદર બહુજવાર સુધી હરિણીને શોધી, પણ હરિણી ન મળી. કોણ જાણે અંદરને અંદર

ક્યાંય ગુમ થઈ ગઇ. આખરે બંને નિરાશ થઇને પાછા કિનારે આવ્યા. કપડાં બદલીને થોડીવાર થાક ખાવા માટે નિચે બેઠા. મંત્રીએ કહ્યું, મહારાજ, મેં તો પ્રથમજ કહ્યું હતું કે આ સાધારણ હરિણી નથી. એ જરૂર માયાવિ રાક્ષસી હશે. આપણને છળવાને માટે તેણી મૃગનો વેષ ધારણ કરીને વનમાં ફરતી હશે.

રાજા—હું પણ તે સમજું છું કે હરિણીને પાણીમાં પડતાં તો આજસુધી કદી જોઈ નથી.

મંત્રી—આપ જ્યારે સમજોછો ત્યારે તેની આશા છોડીદો, દિવસ પણ હવે પુરો થવા આવ્યો છે. જંગલમાં રાત વિતિ જવાથી આ માયાવિની દ્વારા વિપદમાં પડવાનો અધિક સંભવ જણાય છે.

રાજા—તમારૂં કહેવું વ્યાજબી છે, પણ હું તેની આશા કોઇ પણ રીતે છોડી શકું તેમ નથી. જ્યારે તેણે પાણીમાં પ્રવેશ કર્યો છે તો પાણીમાંથીજ તે પાછી નીકળશે, તે વખતે તેને પકડીશ અથવા તો તીરથી તેને વીંધી નાંખીશ. વિપદની શંકા કરવાથી ફળ પ્રાપ્તી થતી નથી. જેથી આજ રાત્રે હું આ નદીનાજ કિનારે રહીશ. સેનાઓને ઘેર જવાનું કહો. મંત્રી લાચાર થઈને સેનાઓને વિદાય કરીને પોતે રાજાની પાસે રહ્યો. બંનેજણ નદીનાજ કિનારે બેસીને હરિણીના વિષયનીજ વાતો કરવા લાગ્યા.

એમ કરતાં કરતાં સૂર્ય આથમી ગયો, ચારે તરફ અંધકાર છવાઈ રહ્યો, ત્યારે રાજાએ મંત્રીને કહ્યું, હું આખા દિવસના પરિશ્રમથી થાકી ગયો છું. સઘળા શરીરમાં પીડા થાય છે, તેથી થોડીવાર હું ઉંઘી જઉં છું. તમે જાગતા રહેજો અને નદીના જળ તરફ ધ્યાન રાખજો કે, હરીણી નાસી ન જાય. એમ કહીને રાજા જમીન

ઉપર સુઇ ગયો. મંત્રી પણ નદીના પાણી તરફ જોઈ રહ્યો. આખરે તેને પણ બેઠાં બેઠાં ઉંઘ આવી ગઇ.

કેટલીકવારે એકાએક તાનસુર સહિત સંગીત વાદ્યના ગંભિર શબ્દથી આખું જંગલ ગાજી રહ્યું, એથી રાજા અને મંત્રી બંનેની આંખો ઉઘડી ગઇ. બંને ચકિત થઈ બેઠા થયા અને આંખો ઉઘાડી જોયું તો સામે એક સુશોભિત કોટ નજરે પડયો. જેના ઝરાખામાંથી ચકચકાટ પ્રકાશ નીકળી રહ્યો હતો. તે પ્રકાશથી આખા જંગલમાં અજવાળું થઈ રહ્યું હતું. રાજાએ આ સર્વ અદ્ભૂત દેખાવ જોઇને મંત્રીને કહ્યું, અહા! આટલી વારમાં આ શું? આ ઘોર જંગલમાં આટલી મોટી ઇમારત કોણે તૈયાર કરી? શું પહેલાં આ કોટ આ સ્થળે હતો?

મંત્રીએ કહ્યું, મહારાજ, આપ શું જોઇ રહ્યાછો. એ સર્વ ભૌતિક લીલા છે. આ જંગલમાં આવા મહેલનું નામનિશાન પણ નહોતું છતાં એક ક્ષણવારમાંજ આવું સુંદર અને વિશાળ રાજમંદિર તૈયાર થઇ ગયેલું જણાય છે. એ સર્વ જાદુની કરામત છે. કોણ જાણે કે આપણા નસીબમાં શું લખ્યું છે. જણાય છે કે કોઈ જાદુગરેજ આપણા લોકોને હેરત પમાડવાની ખાતરજ આ સર્વ ભાતભાતનું કુતુહલ મચાવી મૂકયું છે. તેની માયાજાળમાં ફસીને જરૂર આપણે દુઃખી થઇશું. રાજાએ કહ્યું, આવી સાધારણ વાતોથી ડરવાની જરૂર નથી. ચાલો, આપણે બંને એ જગ્યાએ જઇ જોઇએ કે કોણ ગાયન કરે છે, અને કયા કારણથી મહોત્સવ થઈ રહ્યો છે.

મંત્રીએ કહ્યું કે, માફ કરો, રાજમંદિરમાં પ્રવેશ કરવાથી વિપદમાં પડીશું, પછી આપણને આ માયાજાળમાંથી નીકળવું ઘણુંજ મુશ્કેલ પડશે.

રાજા—તમારો સ્વભાવ આવો બિકણ છે. એ હું પ્રથમ જાણતો નહોતો, તમે અહીં રહો. હું એકલોજ ત્યાં જઉં છું, અને જોઉં કે કોણ શું કરે છે?

આમ કહીને ચીનનો રાજા નાગી તલવાર હાથમાં લઇને રાજ ભૂવનની અંદર પેઠો. મંત્રી બિચારો અથડાતો કુટાતો રાજાની પાછળ ગયો. પરંતુ ભયથી તેની છાતી ધડકવા લાગી. રાજા અટારીની શોભા જોઇને દીંગ બની ગયો તેણે મંત્રીને કહ્યું। આવો અપૂર્વ મહેલ તો મેં કદી પણ જોયો નહોતો. મહેલ જોતાંજ હું મારો શ્રમ સફળ થયેલો માનું છું. પરંતુ આશ્ચર્યનો વિષય તો એ છે કે, આટલો મોટો મહેલ હોવા છતાં આદમી એક પણ જણાતું કેમ નથી? મકાન જોતાં તો તેમાં સેંકડો માણસો રહેતા હોય એમ જણાય છે. ચાલો જ્યાં ગાયન થાય છે ત્યાં જોઇએ કે કોણ ગાય છે. એમ કહીને રાજા મંત્રીને લઇને તે તરફ ગયો. બંને ધીરે ધીરે પ્રથમ, બીજે, ત્રીજે અને ચોથે માળે ચઢ્યા પણ કોઈ માણસ જણાયું નહિ. ત્યારે જોયું તો કોઇ રૂમમાં અત્યંત સુંદર આસન, કોઇ ઘરમાં સેંકડો પ્રકારના સુસ્વાદુ ભોજનના પદાર્થો, સોનાની થાળીઓમાં રાખેલા છે. ભાત ભાતની સુગંધિત ફુલમાળાઓ, કઇ અત્તર, ગુલાબ વિગેરે અનેક પ્રકારની સુગંધમય વસ્તુઓ રાખેલી છે. કંઇ ગાવા બજાવવાનાં સાધનો પડેલાં છે. કંઇ અનેક ઉપયોગી પદાર્થો ઢગલાબંધ પડેલા છે. આ જોઇ રાજા બહુજ ખુશ થયો. તેણે મંત્રીને કહ્યું, જુવોછો આ સર્વ વસ્તુઓને સંપાડવામાં કાંઈ ઓછો પરિશ્રમ અને ખર્ચ થયો નહીં હોય, પણ આ યોજના કાંને માટે કોણે કરેલી છે તે જાણવાને માટે મારા જીવમાં ચટપટી લાગી રહી છે. એથી આ સર્વ વસ્તુઓને જોવામાં સમય ન ગુમાવતાં સીધા ત્યાં ચાલો કે જ્યાં ઉ-

ત્સવ થઇ રહ્યો છે. એમ કહી અમે સર્વથી ઉપરના માળે ગયા. ત્યાં જઇ જોયું તો એક બહુજ શણગારેલો ખંડ છે. જેની ભીંતો સોનેથી મઢેલી છે. વચમાં વચમાં હીરા મોતી જડેલાં છે. તે ખંડની વચ્ચોવચ એક રત્ન સિંહાસન છે. જેના ઉપર એક અત્યંત સુંદર, સૌદામિની નવ યૌવના જેવી કામિની બેઠેલી છે. તેના અદ્ભૂત રૂપ લાવણ્યની છટા, નવ યોવનની બહાર, તે ઉપર જુદી જુદી જાતના સુંદર શણગારો અને મણિમય હાર વિગેરે વિવિધ અલંકારથી અપાર સૌંદર્ય જોઇને જાણી શકાય છે કે જેમ સઘળા સંસારની શોભા એકઠી થઇને આજ અંગમાં આવી વસી હશે? તેની સામે સેંકડો દાસીયો પોતપોતાના હાથમાં જુદી જુદી જાતનાં વાદ્યંત્રો લઇને એકી સ્વરથી ગાઇ રહી હતી. રાજા ચિત્રવત્ ઉભો રહીને આ અદ્‌ભૂત રહસ્યને જોવા લાગ્યો. પછી મંત્રીને કોમળ સ્વરથી કહ્યું, " ચાલો, આપણે સિંહાસન પાસે જઈએ, જોઇએ શું કરે છે? એમ કહીને તેઓ સિંહાસન ઉપર બેઠેલી કામિનીની પાસે જઇને વિનયપૂર્વક મધુર સ્વરથી પૂછવા લાગ્યા, "તમે કોણ છો? શા માટે આ કનકભૂવન બનાવીને આવો અલૌકિક ઉત્સવ કરી રહ્યાં છો. આપનું રૂપ લાવણ્ય જોઇને હું મુગ્ધ બની ગયો છું." ગાનારીઓએ રાજાનું આગમન જોઇને કેટલીકવાર ગાવા બજાવવાનું બંધ કરી દીધું. તે મુખ્ય કામિનીએ સિંહાસન ઉપરથી ઉઠીને પ્રસન્નતાપૂર્વક રાજાનો હાથ પકડીને તેને સન્માન પૂર્વક બીજા સિંહાસન ઉપર બેસાડીને પાછી પોતે પોતાના આસન ઉપર બેઠી.

પછી તે કામિનીએ રાજાની તરફ સંકુચિત દૃષ્ટિથી જોઇને મધુર સ્વરથી કહ્યું, " મહારાજ! હું તેજ સ્વર્ણ હરિણી છું કે જેને પકડવાને માટે આપે આખો દિવસ ઘોર પરિશ્રમ કર્યો હતો; આપ

શિકાર ખેલવાને માટે આ જંગલમાં આવ્યા છો એ જાણીને મેં આ-પનું મન લોભાવાને માટે જ હરિણીનું રૂપ ધારણ કરીને આપના મનને મારા તરફ ખેંચ્યું હતું. જ્યારે આપ મારા લોભમાં પડીને અહીં થોભી ગયા ત્યારે મેં મારી અમાનુષી શક્તિથી થોડાજ વખ-તમાં આ સુંદર મહેલ બનાવ્યો અને આપનેજ રીઝાવાને માટે અમે સર્વે સંગીત દ્વારા આ ઉત્સવ કરી રહ્યાં છીએ. આપ હાલ જે રૂપમાં મને જુવો છો તેજ મારૂં સ્વભાવિક રૂપ છે."

રાજા—સુંદરી, તારા રૂપગુણથી હું મોહિત થયો તો પણ શું? સર્વ સંસાર મુગ્ધ અને ચકિત થઇ શકે છે. હું ચીનનો રાજ-કુમાર છું, મેં આ જીવન કુમારવૃત ધારણ કરવાનો સંકલ્પ કર્યો હતો. સ્ત્રિયોનો સ્વભાવ ચંચળ હોય છે, તેની બુદ્ધિ ખોટી હોય છે એથી તે પ્રતિ મને તિરસ્કાર ઉત્પન્ન થવાથી મેં અવિવાહિત રહેવાની પ્રતિજ્ઞા કરી લીધી હતી. પણ આજે મારી તે પ્રતિજ્ઞાનો ભંગ થયો છે. તને જોતાંજ મારૂં દિલ મારા હાથમાંથી જતું રહ્યું છે. જો તારી ઇચ્છા હોય તો હું હાલ તારી સાથે લગ્ન કરવાને તૈયાર છું. હું મારી ધનસમ્પત્તિનો ત્યાગ કરીને, તારાજ પ્રેમનો ભિખારી બનીને, દરરોજ તારીજ નજર આગળ હાજર રહીશ. આથી તે નૌજ-વાન સ્ત્રી, હસીને ઘણાજ હેતથી રાજાનો હાથ પોતાના હાથમાં લઇને બોલી, "મહારાજ, હું પણ આપના પ્રેમની ભૂખી છું. આપને મોહિત કરવાને માટેજ મેં આટલીબધી માયાજાળ ફેલાવી છે. જો કે હું ઇંદ્રના ઘરની અપ્સરા ( પરી ) છું, મનુષ્ય લોક કરતાં અમારા લોક કંઇક શ્રેષ્ટ છે. પરંતુ આપના રૂપથી મોહિત થવાથી મને હવે મારી જાતિના લોકનો ગર્વ રહ્યો નથી." રાજા આનંદથી બોલ્યો, "તેં જે આ મારા ઉપર અસીમ કૃપા બતાવી છે, તેથી

છું કૃત કૃત્ય થયોછું. પરંતુ તું અપ્સરા છું અને હરિણીનો વેષ ધારણ કરીને જંગલમાં ઘૂમતી ફરતી હતી તે ઉપર મને વિશ્વાસ આવતો નથી. એથી મારો સંદેહ દૂર કરવાને માટે તું કૃપા કરીને તારી સઘળી વાત કહી સંભળાવ." આથી સુંદરીએ કહ્યું, "ઠીક, જો આપ સાંભળવાજ ઇચ્છોછો તો સાંભળો, હું મારૂં સઘળું વૃતાન્ત આપને કહી સંભળાવુંછું.

"મહાસાગરમાં ચિત્રસ્થાન નામનો એક દાનવ દ્વીપ છે, એ દ્વીપમાં, દૈત્યદાનવ, અપ્સરા અને કિન્નર વિગેરે રહે છે, ત્યાં મનુષ્યોને જવાનો અધિકાર નથી. ત્યાંના રહેવાસીયો દૈત્યગણ એવા પ્રતાપી અને પ્રબળ સાહસી છે કે તેઓ જે ઇચ્છે છે તે કરી શકે છે. મારા પિતા એ ટાપુના રાજા છે. મારૂં નામ ચિત્રાવતી છે. હું એક તો રાજકુમારી છું, બીજું મારા બાપને હું એકજ પુત્રી છું. એથી મારાં લાડની કાંઇ સીમા રહી નથી. વિદ્યાભ્યાસ વખતે માનવ જાતિનો ઈતિહાસ વાંચીને મારા મનમાં માનવ જાતિ જોવાનું કુતુહલ ઉત્પન્ન થયું. એથી કેટલાક દિવસો થયાં હું મારો ટાપુ છોડીને માનવ ભૂમિની શોભા જોવાને માટે આવીછું. આટલા થોડા વખતમાં મેં નાના પ્રકારનું રૂપ ધારણ કરીને કેટલાય દેશ, કેટલાય શહેર, કેટલાંય ગામ, કેટલાય પહાડ, કેટલીય નદીયો અને કેટલાંક જંગલો જોયાં છે. આજ હું આ જંગલની ઉપરથી આકાશમાર્ગે જતી હતી. એકા એક મારી નજર આપની ઉપર પડી, જોયું તો આપ ઘોડા પર ચઢીને જંગલમાં શિકારની શોધ કરી રહ્યા હતા. આપને જોઇને મારૂં ચિત્ત ચંચળ થઇ ગયું, અને આપના મનોહર રૂપથી હું મોહિત થઈ ગઇ. આપને જોઇને મેં એક વખત મનમાં વિચાર કર્યો કે હું અપ્સરા થઇને મનુષ્યના રૂપ ઉપર આસકત થઉંછું,

એ ઘણીજ લજ્જાની વાત છે. પરંતું આપનું સુંદર સ્વરૂપ વારંવાર જોતાં મારા મનનો તે ભાવ જતો રહ્યો. મારી જાતિનું એક તલભાર પણ અભિમાન મને ન રહ્યું. હું આપના મનને શી રીતે લોભાવું એ એક ચિંતા મારા ચિત્તમાં થવા લાગી. હું તેનો ઉપાય શોધવા લાગી. આથી હું આગળ ન જતાં એકાએક આ જંગલમાં ઉતરી પડી અને આપને મોહીત કરવા માટે વિચિત્ર હરિણીનું રૂપ ધારણ કરીને આમ તેમ ઘૂમતી હું આપની નજરે પડી. આપ મને પકડવાને માટે આતુર થઇને ઉઠયા. આપને ઘોડેશ્વાર થતાં જોઈ મેં છલંગોભેર દોડવા માંડયું, અને થોડીજવારમાં આપની નજર ચુકાવી હું ગુમ થઇ ગઇ. તે પછી આપને હું નદી કિનારે જણાઇ. જ્યારે આપ મને મારવા તૈયાર થયા ત્યારે હું નદીમાં પડી. આપે મારી આશામાં નદીના કિનારેજ રહી ને રાત વિતાવવાનો સંકલ્પ કર્યો ત્યારે મને બહુજ આનંદ થયો. મેં ધાર્યું કે હવે જલ્દીજ મારો મનોરથ સફળ થશે.

એકવાર ઇચ્છા થઈ કે હું આપને રાત્રેજ મળું અને મારા મનની વાત કહું, પરંતું તેથી કયાં સુધી કૃતકાર્ય થઇ શકીશ, તેનો કાંઇ નિશ્ચય ન કરવાથી તે વાત માંડીવાળી. આખરે મેં મારી અપ્સરા સખીઓને સાથે લઇને અલક્ષિત રૂપથી આપના શરીરમાં વસન્તની ઠંડી અને સુગંધિત હવા પહોંચાડવા માંડી. એથી આપ બંને નિંદ્રાવશ થઈ સુઇ ગયા. મેં તે વખતે આ અપૂર્વ સુંદર મહેલ બનાવીને સખીગણોને ગાવા બજાવવાની આજ્ઞા આપી. એ સર્વ રચના માત્ર આપના મનને લોભાવાને માટેજ કરવામાં આવી છે. આપનેજ બતાવંવાને માટે મેં આ વખતે આટલા બધા શ્રૃંગાર સજ્યા છે. આજ મારૂં મૂળ રૂપ છે. પરંતુ આપની અનુપમ

સુંદરતા આગળ મારૂં આ રૂપ સર્વદા તુચ્છજ છે. આપનું મનોહર રૂપ જોઇને મારૂં જાતિ અભિમાન અને ખુબસૂરતીનું ગુમાન એકદમ જતું રહ્યું છે. મેં જે વખતે આપને જોયા તેજ વખતે મારૂં તન, મન, ધન સર્વે આપને અપર્ણ કરી દીધું છે. આપ મને દાસી સમજીને કદી પણ આપની પાસેથી દુર ન કરો એવી મારી પ્રાર્થના છે.

ચિત્રાવતી ચીનપતિની સાથે આ પ્રમાણે પ્રેમાલાપ કરી રહી છે, એટલામાં તો એક દૈત્ય કુમારી આકાશમાર્ગે ત્યાં આવી પહોંચી. તેનો ચ્હેરો સવારના ચંદ્રમાના જેવો મલિન હતો. તેનું મન શોક સાગરમાં ડુબેલું હતું. તેને એવી ઉદાશ જોઇને ચિત્રાવતીએ પૂછ્યું. કેમ સખી, તારો ચહેરો આવો ઉદાસ કેમ છે? તારૂં સુકાયલું મુખ-કમળ જોતાં જણાય છે કે, ભારે અનિષ્ટ થયું હશે, શું છે તે તુરત જ કહો, દૈત્યકન્યા તે ત્યાંના મંત્રીની પુત્રી હતી, તેણે આંખોમાં આંસુ લાવીને કહ્યું કે, "શું કહું, સર્વ નાશ થયું છે, આજ ચાર દિવસ થયાં આપના પિતાનું મરણ થયું છે, પ્રજાગણ ચારે તરફ હાહાકાર મચાવી રહ્યા છે. તે આપને સિંહાસન ઉપર બેસાડવાને માટે બહુજ આતુર થઈ રહ્યા છે. આપ રાજ્ય કરો તેવી તેમની અંતરની ઇચ્છા છે. જેથી તે લોકોએ આપને શોધી કાઢવાને માટે મને મોકલી છે. મારા પિતા આપના આવવાની રાહ જોઇ રહ્યા છે. આપના આવવામાં વિલંબ થવાથી રાજ્યમાં અનેક ઉપદ્રવ થવાનો સંભવ છે. જેથી આપ આવવામાં જરા પણ વિલંબ ન કરો. પિતાનું રાજસિંહાસન ગ્રહણ કરીને પ્રજાપાલન કરો. સખી, આપ આજ ઘડીએ અહીંથી ચાલો."

ચિત્રાવતી પોતાના પિતાના મૃત્યુની ખબર સાંભળીને માથું કૂટતી રડવા લાગી. આંસુઓથી તેનો પાલવ ભીંજાઇ ગયો. આ

જોઇને રાજા અને અન્ય સર્વે ખેદ પ્રકટ કરવા લાગ્યા, અને તેની શાન્ત્વના કરવા લાગ્યા કેટલીક વારે ચિત્રાવતીએ ધૈર્ય ધારણ કરીને રાજાને કહ્યું, "મહારાજ! આટલા દિવસ પિતાના આશ્રયમાં રહીને મેં બહુજ સુખ ચેનથી સમય વિતાવ્યો છે. હંમેશાં નિશ્ચિંત રહેતી હતી. કોઈ વાતની ચિંતા કે ફિકર મારા મનમાં નહોતી. સંસારી કોઇ સંકટ મારા માથે નહોતું. હું સ્વચ્છંદતા પૂર્વક વિચરતી હતી અને મારી સખી સાહેલિયોની સાથે આમોદ-પ્રમોદ કરતી હતી. આ વખતે મારા સર્વ સુખોના આધાર દાનવકુલના સરદાર પિતાના જવાથી હું નિ-રાધાર થઈ ગઇછું. હું હવે પ્રથમની માફક નિશ્ચિંત થઇને રહી શકીશ નહીં. મારે હવે દેશમાં જવું પડશે."

એમ કહીને ચિત્રાવતી રાજાનો હાથ પકડીને આંસૂ ભરી આં-ખોથી તેની તરફ જોઇને બોલી, "મહારાજ, આ દાસી હવે આપની પાસે વિદાયગીરી માગે છે. જો આપ નિશ્ચલ ભાવથી મારા પર હંમેશાં આવીજ પ્રીતિ રાખશો તો હું કોઇ પણ એક દિવસે આપને જરૂર મળીશ, નહીંતો મારી અને આપની આ છેવટની મુલાકાત સમજજો. આપને છોડતાં મારો જીવ ચાલતો નથી, પણ શું કરૂં, ચાલે તેમ નથી. આપ મારો અપરાધ ક્ષમા કરશો. આપને હું કદી પણ ભૂલીશ નહિ. જો જીવતી હઇશ, અને આપનો અટલ પ્રેમભાવ મારા ઉપર હશે તો હું આપને જરૂર મળીશ. હાલ આપની પાસે રજા માગું છું. મારી કસુર માફ કરશો." એમ કહીને ચિત્રાવતી ત્યાં-થી અંતર્ધ્યાન થઈ ગઇ. જોત જોતામાં તો તે અપૂર્વ સુવર્ણ મંદિર ગાઢ જંગલની સાથે મિશ્ર થઈ ગયું. ગાવા બજાવવાનો સર્વ સામાન કોણ જાણે કે કયાં ગુમ ગઇ ગયો. રોશની બુઝાઈ ગઇ. ચારે તરફ અંધ-કાર છવાઇ રહ્યો, અને મકાનનું નામ નિશાન પણ રહ્યું નહિં. આ

સર્વ દેખાવ થોડી ક્ષણુમાં સ્વપ્નવત્ થઇ ગયો. તે પછી બંને જણુ પાછા નદીના કિનારે આવીને બેઠા. અને તે દૈત્ય કુમારીના સંબંધમાં ભાત ભાતનાં ગપ્પાં મારવા લાગ્યા. મંત્રીએ કહ્યુ, "આપણું ભાગ્ય હતું તેથી તે દૈત્ય કન્યા આવીને ચિત્રાવતીને લઈ ગઈ. નહીંતો આપણે કઇ મુશીબતમાં આવી પડત તે કહી શકત નહીં." રાજાએ કહ્યું, હજુ પણુ તારો સંદેહ ન ગયો, તમે ચિત્રાવતીને સાધારણુ જાદુગર ન સમજશો. તે ઇન્દ્રાસનની અપ્સરા છે. અહાહા, તેનું શું અલૌકિક રૂપ! તેનું મધુર ભાષણુ પલભરને માટે પણુ હું ભૂલી શકું તેમ નથી. ચિત્રાવતીએ કહ્યું છે કે ફરી મળીશ, પરંતુ ક્યારે મળશે તે કહ્યું નથી. જો હું ચિત્રાવતીની સાથેજ ગયો હોતતો તેના વિયોગનો આટલો સંતાપ ન થાત.

મંત્રી—"મહારાજ! જો તે એક જાદુગર ન હોત તો એક ઘડીમાં તે આપને આમ મોહિત શી રીતે કરી શકત? હું ધારૂં છું કે, તે કોઇ માયાવિની હતી. તેને આપ એકદમ ભૂલી જાવ." ચીનાધિરાજે મંત્રીની આ વાતને સાંભળી ન સાંભળી કરી. જ્યારે રાત્રિ વિતી ગઇ ત્યારે રાજા મંત્રીની સાથે પોતાને દેશ ગયો. પરંતુ હવે પ્રથમની માફક રાજકાજમાં જીવ ચોટતો નહોતો. ચિત્રાવતીની મોહિની મૂર્તિ હંમેશાં તેના હૃદયમાં જાગ્રત રહીને તેની બુદ્ધિને ચંચળ કર્યા કરતી હતી. ફરીને જંગલમાં જ મળશે. આ આશાથી તે વનવનમાં ભ્રુમવા લાગ્યો. આ પ્રમાણે રખડવા છતાં પણુ તેનો કાંઇ પત્તો ન લાગ્યો ત્યારે એક દિવસ મંત્રીને બોલાવીને કહ્યું, કે "જુવો, ચિત્રાવતીની ચિંતાથી રાત દિવસ મારૂં ચિત્ત બળી રહ્યું છે. જ્યાં સુધી તેની ચિંતા મારા મનમાંથી દુર નહીં થાય ત્યાં સુધી રાજકાજમાં મારૂં મન ચોટશે નહિ. એથી મેં એ નિશ્ચય કર્યો છે કે, કેટલોક વખત

દેશાટનના બ્હાને બહાર ફરીને સંસારની નવી નવી વસ્તુઓ જોઉં, કે જેથી તે મનમોહિત મૂર્તિને એકદમ ભૂલી જઉં, કેટલાક દિવસને માટે રાજનો ભાર તમે સંભાળી લેજો."

મંત્રીને આવી આજ્ઞા આપી, રાજા બીજે દિવસે સવારે ઘોડા પર સવાર થઇને પોતાની રાજધાનીમાંથી નીકળીને, હિમાલય પર્વતની તરફ રવાના થયો. ચીન દેશાધિપતિ એકલો નાના દેશમાં ભ્રમણ કરતો કરતો એક દિવસ ટીબેટ દેશની સીમમાં નિર્જન વનમાં આવી પહોંચ્યો. ત્યાં એકાએક એક સ્ત્રીના રડવાનો અવાજ તેના કાનમાં આવી પડયો. ત્યારે તે ઘોડા ઉપરથી નીચે ઉતરીને ઘોડાને એક ઝાડના થડે દોરડાથી બાંધીને જે તરફથી રડવાનો અવાજ સંભળાતો હતો તે તરફ પોતે ગયો. કેટલેક દૂર આગળ જતાં તેણે જોયું તો એક અત્યંત સુંદર યુવતિ પત્થરની શીલા ઉપર બેસીને રડયાં કરે છે, અને પોતાનાં આંસુઓની અવિરલ ધારાથી જમીન પલાળી રહી છે. તેણે યુવતિની પાસે આવીને પૂછયું, " કહે સુંદરી, તું કોણ છું, શા માટે આ નિર્જન વનમાં એકલી બેસીને આ પ્રમાણે ડસકાં ખાતી રડયાં કરે છે? યુવતી અકસ્માત રાજાને સામે જોવાથી ભયથી ચોંકી ઉઠી, અને તેના સામે જોવા લાગી, રાજા તેને ભયભીત જોઇને બોલ્યો, " બીશો નહિ, હું તમને કોઇ પણ પ્રકારનું દુઃખ દેનાર નથી." ત્યારે યુવતિએ હાથ જોડીને કહ્યું કે, હું મારી વિપત્તની વાત આપને શી કહું? હું એક દેશના રાજાની પુત્રી છું. મારૂં લગ્ન એક રાજાની સાથે થઇ ગયું છે, પણ કોણ જાણે કેમ વિધાતાએ મને અનાથિની બનાવી દીધી છે. હું અતુલ સમ્પત્તિની સ્વામિની હોવા છતાં પણ દૈવ દોષથી આ ઘોર જંગલમાં નિર્વાસિત થઈ છું. અહીં કોઇ મારી સહાયતા કરનાર નથી. આ વખતે મને મારા પ્રાણના રક્ષણને માટે કોઈ ઉપાય

જડતો નથી. હું ક્યાં જઉં, શું કરૂં, કાંઈ પણ નિશ્ચય કરી શકતી નથી. તેથી આ જંગલમાં બેસીને રડયાં કરૂં છું," રાજાએ કહ્યું, બહેન, તું ધીરજ રાખ,'શોકને દૂર કર, મનુષ્યનું ભાગ્ય ગાડીના પૈડાના જેવું છે. જે હંમેશાં ફરતુંજ રહે છે, **चक्रवत्परिवर्तन्ते दुःखानि च सुखानि च** એજ કારણથી લોક કદી ઉન્નત દશાને અને કદી નીચ અવસ્થાને પામે છે. કદી સુખ, કદી દુઃખ આ પ્રાણી માત્રની સાથે લાગેલુંજ રહે છે. એક અવસ્થામાં કદી કોઈ રહેતું નથી. આ સંસારની વિચિત્ર ગતિ છે. પણ હું તને એ પુછું છું કે તું રાજકન્યા અને રાજપત્નિ હોવા છતાં પણ આવી અવસ્થામાં કેમ આવી? તારૂં વૃતાંત જાણવાને માટે મારૂં ચિત્ત અત્યંત ઉત્સુક થઇ રહ્યું છે જો કહેવામાં કાંઇ અડચણ ન હોય તો તારી સઘળી હકીકત મને કહી સંભળાવ.

યુવતીએ કહ્યું, હું મારી વિપદની વાત કહું છું તે સાંભળો. આપે એક પ્રબળ નયમાન નામની જાતિનું નામ તો સાંભળ્યુંજ હશે, મારા પિતા તે જાતિના નેતા હતા. ઘણા વખત સુધી તેમને કાંઇ સંતતિ થઇ નહોતી તેમની વૃદ્ધાવસ્થામાં મારો જન્મ થયો. મારા જન્મથી મારા માબાપના આનંદની સીમા ન રહી. પિતાએ મને નાનીજ ઉમરમાં અત્યંત બુદ્ધિ મતી જોઇને મને ભણવા લખવાનો સારો બંદોબસ્ત કર્યો. હું થોડાજ દિવસમાં ભણી કરીને હોંશિયાર થઇ ગઇ. રાજનીતિનું શિક્ષણ પણ મને આપવામાં આવ્યું. મારા પિતા કહ્યા કરતા હતા કે, મારે પુત્ર નથી તેનો હવે ખેદ રહેતો નથી. મારી પુત્રીજ પુત્રની બરોબર છે. મારી પછી તેજ રાજ્ય ચલાવશે. તે મને જીવજાન ચાહતા હતા. પરંતુ હું બાલ્યાવસ્થાનું સુખ વધુ વખત ભોગવી શકી નહીં. મારી નાની ઉમ્મરમાંજ મારા પિતાનો સ્વર્ગવાસ થઈ ગયો. જેથી મારા પિતાની આજ્ઞા અનુસાર પ્રજાએ મનેજ રાજ ગાદી

ઉપર બેસાડી, જો કે હું સમજુ હતી તોપણ તે વખતે રાજ કાર્યના ગહન વિષયમાં પ્રવેશ કરવાની મારામાં યોગ્યતા નહોતી. એથી મારી ધાવનો પતિ મારો પ્રતિનિધિ બનીને રાજકાજ ચલાવવા લાગ્યો. હું તેની પાસે બેસીને સર્વ શીખવા લાગી. એ પ્રકારે સુખથી સમય જવા માંડયો. એ વખતે મારૂં ભાગ્યચક્ર પરિવર્તિત થયું. મારા સુખના દિવસો સમાપ્ત થવા માંડયા. હું બહુ વખત પિતાના રાજ્યનું સુખ ભોગવી શકી નહીં. કારણકે મારા કાકાએ મને સિંહાસન ઉપરથી ઉઠાડી મુકીને રાજ્યનો અધિકાર પોતાના હાથમાં લઇ લીધો. મેં સાંભળ્યું હતું કે, દશ વર્ષ પહેલાં મારા પિતાને એક પ્રબળ જાતિની સાથે યુદ્ધ કરવું પડયું હતું. મારા કાકા તે યુદ્ધમાં માર્યા ગયા હતા. આશ્ચર્યની વાત તો એ હતી કે આટલા દિવસ તે કયાં છુપાઇ ગયા હતા. એ અમને માલૂમ પડયું નહિ. મારા પિતાનો સ્વર્ગવાસ થયો જાણી, અને મને અસહાય જાણી, તેમણે ઘણીજ સેના લઇને મારા રાજ્ય ઉપર ચઢાઈ કરી. આ વાતની અમને ખબર નહોતી એથી અનાયાસેજ મારૂં રાજ્ય તેમના હસ્તકમાં ગયું. મારો કાકો ઘણોજ વહેમી અને નિર્દય હતો. તે મારૂં રાજ્ય લેવા છતાં પણ સંતુષ્ટ ન થયો. તે મને જીવથી મારી નાંખવાની તજવીજ કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે જો હું જીવતી હઇશ તો કોઇ પણ દિવસ રાજ્યમાં વિઘ્ન નાંખી શકીશ જેથી શત્રુને મારી નિષ્કંટક થવું સારૂં છે. એમ વિચારી તે મારો પ્રાણ લેવાની ખટપટ કરવા લાગ્યો. એ વાતની ખબર મારા પ્રતિનિધી (ધાવનો બાપ) ને પડવાથી તે સાવધાનીથી મને અને મારી ધાવને લઇને છાનોમાનો અંધારી રાત્રે નીકળીને ટિબેટની અંદર લાસાલમ્બુક નામના સ્થાનમાં આવીને રહેવા લાગ્યો. મારો પ્રતિનિધિ ચિત્રકારનું કામ

કરવાનું જાણતો હતો જેથી તેણે ધન ઉપાર્જન કરવા માટે તે ધંધો કરવા માંડયો. તેથી જે કાંઇ આવદાની થવા લાગી તે ઉપર અમે અમારૂં ગુજરાન ચલાવવા માંડયું.

ધાવના પતિની ચિત્રવિદ્યાની વાત ધીમે ધીમે આખા શહેરમાં ફેલાઇ ગઇ. દરરોજ સેંકડો માણસ તે જોવાને માટે અમારે ત્યાં આવવા લાગ્યાં. એક દિવસ તો તે દેશનો રાજા પોતે પણ અમારે ત્યાં આવ્યો. તે વખતે મારી ધાવનો પતિ હાજર ન હોવાથી મેંજ તેને યોગ્ય આદરસત્કાર કરીને બેસાડયો અને જાત જાતની સુંદર છબીઓ બતાવવા માંડી. આ વખતે મારી ઉમ્મર ચૌદ વર્ષની હતી. ભોળંપણથી હું પુરૂષોની સાથે અજાણે વાતચીત કરવાથી લજાતી નહોતી. તેની સાથે મેં ખુલ્લા દિલથી કેટલીક વાતો કરી, જે તેણે પૂછ્યું તેનો મેં વ્યાજબી જવાબ આપ્યો. આનું ફળ ખરાબ આવશે તે મારા જાણવામાં તે વખતે નહોતું. તેણે મારૂં નામ, જન્મસ્થાન, અહીં આવવાનું કારણ વિગેરે અનેક વાતો પૂછી. તેમાં મેં મારો ખરો પરિચય તેની આગળ પ્રકટ ન કરતાં બીજી સઘળી હકીકત તેને કહી સંભળાવી. કારણ કે તે વાત ન કહેવા માટે મને ધાવે પ્રથમથીજ સમજાવી મૂકી હતી.

પછી રાજાએ પોતાના મનની ચંચળતાને મારા આગળ જાહેર ન કરતાં કેટલીક સારી સારી છબીઓ ખરીદી અને મેં જેટલી કીંમત માગી તેટલી તેણે તેજ વખતે આપી. અને પછી તે પોતે ચાલ્યો ગયો. તે પછી ધાવનો પતિ આવવાથી મેં તેને સર્વ વાત કહી સંભળાવી, તેથી તે ખુશી થયો. આ વખતે ધન વિના અમને ઘણીજ અડચણ વેઠવી પડતી હતી, જેથી હવે છબીઓનું બરોબર મૂલ્ય મળશે એ આશાથી તેના મનમાં અપાર હર્ષ થયો.

આ તરફ રાજા છબીયો ખરીદવા માટે દરરોજ અમારે ત્યાં આવવા લાગ્યો. તે કાંઇ ચિત્ર લેવાને માટે નહીં, પણ મને જોવાને માટેજ આવતો હતો, પણ તેના મનનો ભાવ પહેલાજ દિવસે મારા હૃદયમાં કાંઇક આવેલો હોવાથી, બીજા દિવસથી હું તેની પાસે જતી નહોતી. પણ પડદામાં રહીને આમતેમ છુપાઇને તેને જોતી હતી અને તેની વિવિધ કપટ કૌશલ્યની વાતોનો મર્મ સમજીને મનમાં ને મનમાં હસતી હતી. રાજા ઘણીવાર મારા દર્શનને માટે દુકાનમાં બેસતો હતો પણ મને ન જોવાથી આખરે અતૃપ્ત મનથી તે પાછો જતો હતો. આ પ્રમાણે કેટલાક દિવસ વીતી ગયા. તેણે પોતાનો વિચાર પાર પાડવાનો કોઈ ઉપાય ન જોઇ એક દિવસ ચિત્રકારને કહ્યું, "તમારા જેવો ઉત્તમ ચિત્રકાર કોઈ જણાતો નથી, જેથી તમને રાજચિત્રકારનો ખિતાબ આપું છું, અને એક હજાર રૂપિયા માસિક પગાર આપીને રાજ ચિત્રાલયમાં ચિત્ર બનાવવાને માટે નિમણુંક કરૂં છું. આથી તમે હવે આ જગ્યા છોડીને સહ કુટુંબ મારે ત્યાં આવીને રહો." ધાવનો સ્વામિ તો રાજાની આવી કૃપા થવાથી ખુશી થયો. તેની આજ્ઞાનુસાર ચિત્રકાર અમને લઇને રાજભૂવનમાં રહેવા લાગ્યો. ચિત્રકાર ધીરે ધીરે રાજાનો વિશેષ પ્રીતિ-પાત્ર થઇ રહ્યો.

કેટલોક વખત વિત્યા પછી એક દિવસ રાજાએ મારા મકાને આવીને મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા પ્રકટ કરી, "આ સાંભળીને મેં કહ્યું, મહારાજ, એથી વધુ મારા સૌભાગ્યની બીજી શી વાત છે? પરંતુ એક સાધારણ નોકરની પુત્રીનું આટલું બધું સૌ-ભાગ્ય હોવું મને અસંભવિત લાગે છે." તે પછી રાજાએ ચિત્રકારની સાથે મારા લગ્નની વાત કરીને, પોતાનો હેતુ જણાવ્યો. ચિત્ર-

ક્કારે રાજાની આ વાત અત્યંત પ્રસન્ન થઇને સ્વિકારી, પછી રહ્યું શું! જોત જોતામાં લગ્નની તમામ તૈયારી થઇ ગઈ અને મારૂં લગ્ન રાજાની સાથે થઈ ગયું.

તે પછી કેટલાક દિવસ મારા સુખમાં ગયા. એક દિવસ મારા મનમાં વિચાર આવ્યો કે, "હું જે નયમાન રાજાની પુત્રી છું તે કોઈ જાણતું નથી, સર્વ લોક એમ કહે છે કે ચિત્રકારની પુત્રી રાજાની પટરાણી થઇ. જેથી મારી ખરી વાત સર્વલોક જાણે એમ કરવું જોઇએ. આવો નિશ્ચય કરીને એક દિવસ મેં પ્રસંગ આવતાં, મારૂં નામ, બાપનું નામ, પિતાના સ્વર્ગવાસ પછી રાજ્ય ચલાવવું, પછી કાકાએ રાજ્ય લઇ લેવું, ભયના માર્યા ધાવના પતિની સાથે આ દેશમાં નાસી આવવું, એ સર્વ વૃતાંત વિસ્તારપૂર્વક રાજાની પાસે વર્ણન કર્યું. રાજા મારી દુરાવસ્થાની વાત સાંભળીને ક્ષુબ્ધ થયા, કેટલીકવારે તેમણે કહ્યું, "પ્યારી! જ્યારે તું મારી અર્ધાંગિની બની છું, તો હવે તને કઇ વાતની ચિંતા રહી છે?" હું તારૂં ગયેલું રાજ્ય દુશ્મનના કબજામાંથી પાછું લઇને તને સંપાવી દઇશ. અને તે દુષ્ટને યોગ્ય શિક્ષા કરીને તારા પિતાના રાજ્યમાંથી બહાર કાઢીશ. તેમના મુખે આવી સંતોષકારક વાત સાંભળીને મારા બંને નેત્રો આનંદઅશ્રુથી ભરાઇ ગયાં. રાજાએ હેતથી મારાં આંસુ લોહીને કહ્યું, "પ્રિય, શોક ન કરો, હું કાલેજ તેનો બંદોબસ્ત કરીશ."

બીજે દિવસે રાજાએ મારા કાકાની પાસે દૂત મોકલ્યો. દૂતના મોંઢે યુદ્ધની વાત સાંભળીને મારો કાકો રાજ્ય છોડીને નાસી ગયો. એવા વખતે નયમાન રાજ્યને કબજે લેવું જરૂરનો જણાયાથી રાજાએ મારી ધાવના સ્વામિને મારા પ્રતિનિધિ તરીકે નીમીને ત્યાં મોકલવાનો વિચાર કર્યો. હું પણ તેથી ખુશી થઇ, મારૂં ગયેલું રા

જાય પાછું મારા હાથમાં આવ્યું. એ વિચારી મારા આનંદની સીમા ન રહી. પરંતું વિધાતાએ મારા સુખમાં વિઘ્ન નાંખી દીધું. જે દિવસે મારી ધાવના પતિની નયમાન રાજ્યમાં જવાની યોજના થઇ રહી હતી. તેજ દિવસે એકાએક મારા ઉપર વિપત્તિનો પહાડ ફુટી પડયો. રાત્રે જ્યારે હું સુવાને માટે જતી હતી, ત્યાં તો એક ભયાનક મૂર્તિ મારી સામે આવીને ખડી થઇ ગઇ. ખરેખર તે વિકટ મૂર્તિનું સ્મરણ થતાં હાલ પણ મારૂ હૃદય કંપી જાય છે. તે ભયંકર મૂર્તિને જોતાંજ હું બીકથી મુર્છિત થઇને જમીન ઉપર પડી. રાજા પલંગ ઉપર ઉંઘમાં સુઇ ગયા હતા. તે મારી ચીચીયારી સાંભળીને ઉંઘમાંથી જાગી ઉઠયા, અને દોડીને મારી પાસે આવ્યા. તેણે સંભાળીને મને બેસાડી, કેટલીકવારે જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં ડરવાનું કારણ તેમને જણાવ્યું તે આશ્ચર્ય પામીને ચારે તરફ શોધવા લાગ્યા, પણ તે મને પોતાની ભયંકર મૂર્તિ બતાવીને ગુમ થઇ ગયો હતો જેથી તેનો કાંઇ પત્તો ન લાગ્યો, ત્યારે રાજાએ કહ્યું, કાંઇ નથી, તું અજવાળામાં તારોજ પડછાયો જોઇને બીની હઇશ. ચાલો સુઈ જાવ! હું પલંગપર સુવા જતાં તો ત્યાં શું જોઉંછું, મારાજ જેવી એક સ્ત્રી ત્યાં સુતેલી જોઈ, તેનું અંગ, પ્રત્યંગ, ભૂષણ, વસ્ત્ર, રૂપ, રંગ સર્વ મારા જેવાંજ હતાં. હું ભયની મારી દૂર ઉભી થઇ રહી અને આશ્ચર્યથી રાજાને પૂછવા લાગી કે, આ હું શું દેખું છું? આ કોણ સુતું છે? રાજા તેને જોતાંજ ચકિત થઈ ગયો. તેણે ગંભિરતા પૂર્વક તેને પૂછ્યું, " તું કોણ છે? શા માટે અહીં આવી છે? ત્યારે તે માયાવિની ઉંઘમાંથી ઉઠતી હોય તેમ આંખો ચોળતી બોલી, " મહાશય! આ આપશું પૂછી રહ્યા છો? શું આપ મને ઓળખતા નથી? હું આપનીજ છું? પછી

તે ભૂતડીએ મારા તરફ ઇસારો કરીને રાજાને પુંછ્યું કે, આપની સાથે આ કોણ છે? ઘણા આશ્ચર્યની વાત છે? મારાજ જેવું રૂપ રંગ તેનામાં કેવી રીતે આવ્યું? મહારાજ જલ્દી કહો, મને ઘણોજ ડર લાગે છે." હું તેની વાતચીત અને રૂપ રંગ જોઇને અવાક થઇ ગઈ. પછી મેં રાજાને કહ્યું, "મહારાજ! આ જરૂર કોઈ ચુડેલ હશે. મારૂં સર્વ નાશ કરવાને માટેજ તેણે મારૂં રૂપ ધારણ કર્યું છે. મને તેણેજ ભયંકર રૂપ બતાવીને બીવરાવી હોય એમ જણાય છે. રાજાએ કહ્યું, હું પણ એમજ સમજુછું. આ સાધારણ સ્ત્રી નથી. જે થાય તે ખરૂં, હું પણ તેને યોગ્યજ શિક્ષા કરૂં છું. એમ કહીને તે જ્યાં તલવાર લેવાને માટે ગયા ત્યાં તો તરતજ તે માયાવિનીએ ઝટ મારી પાસે આવીને મને ઉઠાવીને પોતાની જગ્યાએ બેસાડી દીધી અને મારી જગ્યાએ તે ઉભી રહી. રાજાને આવતાંજ તેણે બુમ પાડીને કહ્યું જલ્દી તેને કાપી નાંખો તેજ માયાવિની છે. રાજા મને મારવાને તૈયાર થયેલા જોઇ હું બોલી ઉઠી, "મહારાજ હું તે નથી. તે રાક્ષસી મને અહીં બેસાડીને મારી જગ્યાએ તે ઉભી રહી છે." આ સાંભળી રાજાએ મારવા જતાં હાથ પાછો ખેંચી લીધો. તે કેટલોક વખત વિચાર કરીને બોલ્યો, શું આફત છે! શું અદ્‌ભૂત ઘટના છે, કાંઇ સમજાતું નથી. આ બંનેમાં કોણ કૃત્રિમ અને કોણ અકૃત્રિમ છે તેનો હું કોઇ પણ પ્રકારનો નિશ્ચય કરી શકું તેમ નથી." ત્યારે તે માયાવિની ક્રોધથી આંખો ચોળતી મારી તરફ જોઇને ગંભીર ભાવથી કહેવા લાગી, અરે પાપિણી! તું કપટરૂપ ધારણ કરીને મારા સુખમાં ભાગ લેવાને આવી છું. તું સમજે છે કે, રાજા તારા કપટજાળમાં ફસાઇને તને પોતાની પટરાણી બનાવશે! રાક્ષસી, તું હાલ અહીંથી નાસી જા, નહીંતો મફતમાં તારો જીવ ખોઇશ. રાજા હમણાંજ તારૂં માથું

કાપી નાંખશે. ” આ સાંભળીને મારા મનમાં ઘણુંજ દુઃખ થયું. મારી ગ્લાનિથી મારી આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. પરંતુ આ વખતે ચુપ રહેવું યોગ્ય નથી એમ સમજી મેં રાજાને કહ્યું, પ્રાણ- નાથ! હું ધર્મની સાક્ષીથી કહું છું કે, હું તેજ નયમાન રાજાની પુત્રી, આપની ધર્મપત્ની છું. છળકપટ કોને કહે છે તે હું જાણતી નથી. કયા ગ્રહના દોષથી આ વિપદ્ મારા ઉપર આવી પડી છે. આપ જેમ યોગ્ય લાગે તેમ મારી પરીક્ષા કરી લ્યો. આપ આપની રાજ બુદ્ધિના પ્રભાવથી સાચા જુઠાનો નિશ્ચય કરી શકશો.”

આ સાંભળી તે રાક્ષસી હસીને બોલી ઉઠી, “મહારાજ, જુવો? આવી કપટી પંડિતા આપને કદી નહિ મળી હોય, તે કદી આંસુ કહાડે છે, કદી હાથ જોડીને આપને નિવેદન કરે છે, કોઇ પણ રીતે આપને વિશ્વાસ આપીને પોતાની મતલબ પાર પાડવા ઇચ્છે છે. તેને આપ ભોળી સમજી ભૂલ ન ખાશો. એવી સ્ત્રિયો જ્યારે ઇચ્છે છે ત્યારે પોતાની કપટ ચાતુરીથી જુઠાને સાચું કરવાને માટે સોગન ખાવામાં જરા પણ સંકોચ ધરતી નથી. આપ તેના રડવાથી ભો- ળવાશો નહિ. હાલજ તેનું માથું કાપી નાંખો.

રાજા ઘણોજ ગુંચવાડામાં પડી ગયો. શું કરે! તે તેની સમ- જણમાં આવતું નહોતું. આખરે તેણે કહ્યું, તમારા બંનેમાં કોણ અસલી અને કોણ નકલી છે. એ સપ્રમાણ સિદ્ધ કરવાની તમારે જરૂરજ નથી. તમે બંને વિવાદ ન કરો. કાલે સવારે ભર્યા દરબા- રમાં તમારા બંનેનો વિચાર કરીને જે અસલી હશે તેનું ગ્રહણ કરીશ અને નકલીને ફાંસી દઇશ. પણ હાલ તમારે બંનેએ જેલમાં રહેવું પડશે ” આમ કહીને રાજાએ પહેરેદારને બોલાવીને અમને બંનેને જેલમાં મોકલવાની આજ્ઞા આપી.

બીજે દિવસે યોગ્ય વખતે જ્યારે રાજ્ય દરબારમાં મંત્રી અને અન્ય સર્વ સભાસદગણુ હાજર થયા, ત્યારે રાજાએ સર્વની સામે રાતની વાત કહી સંભળાવી." સર્વ લોક સાંભળીને આશ્ચર્યમાં પડી ગયા, અને બોલ્યા, "અમે આજ સુધી આવી આશ્ચર્યનીવાત કદી પણુ સાંભળી નહોતી." રાજાએ કહ્યું, હું હાલ બંનેને સભામાં બોલાવું છું. આપ વિચાર કરો કે આ બેમાંથી કોણુ અસલી છે. એમ કહી રાજાએ અમને બંનેને દરબારમાં હાજર કરવાની આજ્ઞા કરી. જેથી પહેરેદારે અમને બંનેને લઇ જઇને દરબારમાં હાજર કર્યાં. જ્યારે અમે બંને સભામાં આવીને હાજર થયાં ત્યારે સર્વ લોક અમારા બંનેનાં એક સરખાં રૂપ–રંગ, શિકલ, વસ્ત્રાલંકારો જોઈને આશ્ચર્યમાં પડી ગયા. અમારા બંનેમાં કશો પણુ ફેર જણાયો નહિ. મારી ધાવનો પતિ પણુ દરબારમાં હાજર હતો, તે હતજ્ઞાન થઈને અમારા બંનેની તરફ આશ્ચર્યભરી દૃષ્ટિથી જોવા લાગ્યો. અમને બંનેને જોવાથી લોકોને એમ જણાતું હતું કે જેમ અમે એક બીજાના પ્રતિબિમ્બરૂપ હોઇએ. સભાસદો સેંકડો પ્રકારની યુક્તિયો કરીને થાકી ગયા, પણુ અમારા બંનેમાં કોણુ અસલી છે એ જાણી ન શકયા. છેવટ મારી ધાવના પતિને સ્મરણુ થયું કે મારા પગના તળીએ એક તલ છે. તેથી તેણે અમારા બંનેના પગનાં તળીયાં જોયાં તો બંનેના પગે તલ જણાયો. આ જોઇ આશ્ચર્યની સીમા રહી નહિ. પછી બંનેના સ્વરથી પરીક્ષા કરતાં તેમાં પણુ ભિન્નતા ન જણાઇ. બંનેને ગુપ્ત વાત પૂછવામાં આવી, તે પણુ બંને જણે યથાર્થ ઉત્તર આપ્યા. એથી સર્વ ઉપાય નકામા ગયા. ત્યારે રાજાએ સભાસદોને કહ્યું કે, હવે એક પણુ ઉપાય ન રહ્યો, કે જેથી અસલ કોણુ અને નકલ કોણુ તે પકડાઇ જાય. આવી અવસ્થામાં શું કરવું જોઇએ એ

મારા સમજવામાં ન આવ્યું. કઈને અસલી સમજીને ગ્રહણ કરવી, અને કઇનો ત્યાગ કરવો. આ બંનેમાં એક તો જરૂર માયાવિની રાક્ષસી છે. હું રાણીના ભ્રમમાં પડીને કદો રાક્ષસીનેજ અસલી સમજીને ગ્રહણ ન કરૂં તેનો મને ડર છે. "

રાજાના મુખથી એ સાંભળીને તે માયાવિનિ વિપદનો ઢોંગ કરીને કપટ પૂર્ણ વિલાપ કરવા લાગી. જેથી સર્વ લોક તેને અસલી રાણી સમજીને મને માયાવિની નિશ્ચીત કરી, અને મારી તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા. પરંતુ મારી ધાવના પતિએ મારા તરફ આંગળીનો ઇસારો કરીને રાજાને અનુરોધ પૂર્વક કહ્યું, " આ આપની ધર્મ પત્ની છે" પરંતુ તેમાં સભાસદોની સમ્મતિ ન થઇ, તેમણે મનેજ માયાવિનિ નક્કી કરીને મને અગ્નિ કુંડમાં બાળી દેવાની સલાહ આપી, ત્યારે હું અનન્ય ભાવથી રાજાના પગે પડીને રોતી રોતી બોલી, "નાથ મારી રક્ષા કરો, હું ધર્મની સાક્ષી આપીને કહું છું કે, હુંજ આપની ધર્મ પત્ની છું. પરંતુ મારી સર્વ પ્રાર્થના વ્યર્થ ગઇ. કોઇએ મારી વિનંતિ ઉપર ધ્યાન ન આપ્યું. મારૂં સર્વ ભાષણ અરણ્ય રૂદનની માફક થયું. પછી મંત્રીએ પણ જ્યારે મને બાળી દેવાનો વિચાર કર્યો ત્યારે રાજાએ મંત્રીને કહ્યું, મારી સમજણમાં બાળી દેવી એ યોગ્ય લાગતું નથી. કેમ જાણે દુષ્ટને શિક્ષા કરતાં અસલી રાણીનોજ પ્રાણ વિનાશ ન થાય, એમ થવાથી હું જીંદગી સુધી સંતાપથી બળ્યાં કરીશ માટે તેને પ્રાણ દંડ ન આપતાં તેને જંગલમાં મૂકી આવવાની આજ્ઞા આપું છું. તેને હાલ મારા રાજ્યમાંથી બહાર મૂકી આવો.

રાજાની આજ્ઞા મળતાંજ પહેરેદારો ઝટ મારી આંખોએ કપડું બાંધીને મને જંગલમાં મૂકી આવ્યા. ત્યારથી હું અનાથિની થઇને

ઉન્માદિનીની માફક અહીં વનવનમાં ભટકતી ફરૂં છું. આખરે આ ધાઢ જંગલમાં આવી છું. અહીંથી હવે કયાં જઉં, શું કરૂં એનો કાંઇ નિશ્ચય ન કરી શકવાથી હું અહીં બેઠાં બેઠાં રડું છું. આ મારી હકીકત છે. ભગવાનને આ અનાથિનીની આંખોનાં આંસુ એટલાં સારાં લાગે છે કે, તે કદી સુકાતાં જોવાનું ઇચ્છતા નથી, એથી આ આંખોમાંથી ઝરણોની માફક રાત દિવસ આંસુનો પ્રવાહ વહ્યાં કરે છે. જણાય છે કે દુઃખ ભોગવવાનેજ માટે વિધાતાએ મારા આ માનવ શરીરને સરજ્યું છે." એમ કહેતાં કહેતાં તેનું ગળું ભરાઈ આવ્યું, અને આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી.

આ યુવતીની આવી દુર્દશા જોઇને ચીનના મહારાજાનું હૃદય દયાથી દ્રવિત થઇ ગયું. તેણે સાન્ત્વના આપવાના અભિપ્રાયથી તે યુવતીને કહ્યું, "તું રડીશ નહિ, હવે ધીરજ રાખ. બહુ રડવાથી શું વળશે. જે થવાનું હતું તે થઇ ગયું. ભાગ્યચક્રની ગતિ હંમેશાં એક પ્રકારની રહેતી નથી. સંસારમાં રાત દિવસ સુખ દુઃખનો સંબંધ જોડાયલોજ છે. પ્રકૃતિનો ધર્મજ એવો છે કે તે કદી એક રૂપમાં રહેતી નથી. ઈશ્વરે પ્રકૃતિને એવીજ આજ્ઞા આપી રાખી છે. જયારે મનુષ્ય પ્રબળ દુઃખ દાવાનલમાં બળે છે ત્યારે દીનબંધુ, જગત્પિતા, સુખ સિંધુમાં નિમજ્જન કરાવીને તેને ઠંડો પાડે છે. અત્યંત સુખ ભોગવ્યા પછી પાછા તેનીજ પ્રેરણાથી શોક-સંન્તપ્ત પણ થવું પડે છે તેનું હું આપને એક દૃષ્ટાન્ત કહું છું, તે સાંભળોઃ—

હારેકેસિયા રાજ્યના એક મહા બુદ્ધિમાન મંત્રી હતા. જે નોકરો રાજનું કાંઇ કામ ન કરતાં મફતમાં પેટનું પાલન કરતા

હતા, મંત્રી તેની બુદ્ધિના પ્રભાવથી તે લોકોનો પત્તો મેળવીને તેમને ખુબ શિક્ષા કરતો હતો. એથી રાજાના કેટલાક નોકરો તેના વિરૂદ્ધ થયા. સર્વે એકમત થઇને એ વિચાર કર્યો કે જેથી મંત્રીનું અશુભ થાય, તેને પદભ્રષ્ટ કરીને રાજમાંથી કહાડી મૂકવામાં આવે, કર્મચારિગણુ તેનો યથાસાધ્ય ઉપાય પણ કરવા લાગ્યા.

એક દિવસે મંત્રી સ્નાન કરવાને માટે નદીના કિનારે જઇને આંગળીની વીંટી કહાડીને સ્નાન કરી રહ્યા હતા. તેવામાં અકસ્માત હાથમાંથી વીંટી નીચે પાણીમાં પડી ગઇ. પરંતુ તે પાણીમાં ન ડુબતાં તરવા લાગી. આ જોઇને મંત્રીએ અત્યંત વિસ્મિત થઇને મનમાં ને મનમાં વિચાર કર્યો કે, હીરા જડિત સોનાની વીંટી પાણીમાં તરે છે એ મારા સાધારણ સૌભાગ્યની વાત નથી. મારા સૌભાગ્યની અદ્ભૂત અવસ્થા છે. મારા સુખ સૌભાગ્યનું હવે જલ્દીજ અવસાન થશે. સુખની અવસ્થા પુરી થતાં દુઃખ અવશ્ય આવશેજ. ગમે તે કારણથી મારે અત્યંત દારૂણ દુઃખ ભોગવવું પડશે. એમ વિચાર કરીને તેણે પોતાના ઘરમાંથી બહુ મૂલ્ય ધન-સંપત્તિને બીજી જગ્યાએ છુપાવી રાખી અને પોતે દુઃખ ભોગવવાને માટે તૈયાર થયો.

આ તરફ મંત્રીના વિરોધી દળે સુયોગ મેળવીને તેની વિરૂદ્ધ રાજાની પાસે એક એવો સંગીન મુકરદમો ઉભો કર્યો અને એવા મહાન ગુન્હાઓ મૂકયા કે જેથી રાજાએ તે લોકોની બનાવટી વાતમાં ફસી જઇને મંત્રીના ઉપર એકદમ ક્રોધ કરીને તેને વગર પૂછ્યે ગાછ્યે તેનું સર્વસ્વ લુંટી લેવાની અને તેને હાથકડી કરી કેદમાં લઇ જવાની આજ્ઞા કરી. મંત્રીને તેજ વખતે કેદખાનામાં પૂરવામાં આવ્યો. જ્યારે તેને જેલખાનામાં ચાર મહીના થઇ ગયા ત્યારે તેને

એક દિવસ સેવો ખાવાની ઇચ્છા થઇ, પણ તે તેને જેલમાં કાંણ આપે એવું હતું. એથી તે અભિલાષ પૂરો થવો દુઃસાધ્ય માની મનમાંને મનમાં ધૈર્ય ધરી રહ્યો. તેણે પોતાના મનને કેટલુંય સમજાવ્યું પણ તે ઇચ્છા રોકાઇ નહીં, આખરે તેણે જેલના રક્ષકોને તે વાત કરી, પરંતુ કોઇએ તેની તૃષ્ણાનું નિવારણ ન કર્યું. કેટલાક દિવસે તેણે તે વાત જેલના હાકેમને કહી, તેણે તેની ઉત્કંટ વાસના અને વધુ આગ્રહ જોઇને તે લાવી આપી. તે જોઈ મંત્રી ઉમંગથી તેને ખાવાને માટે તૈયાર થયો, ત્યાં અકસ્માત બે ઉંદર લડતા લડતા કોણ જાણે કયાંથી તે સેવ ઉપર પડયા. અને સેવ વેરાઇ ગઇ જેથી તે ખાઇ શકયો નહિ. આથી મંત્રી આશ્ચર્યથી બોલ્યો, " હવે મારા દુઃખના આખરના દિવસો આવ્યા છે. હવે હું જલ્દી દુઃખથી છુટકારો મળવાની આશા રાખું છું. કેટલાક પ્રયત્ન અને કષ્ટથી મેં સેવ મેળવી પરંતુ જ્યારે તે પણ મારા મુખમાં ન પડી ત્યારે હું સમજુ છું કે, મારા દુઃખની આ છેલ્લી અવસ્થા છે. હવે જલ્દીજ મારા સુખના દિવસો આવશે.

કેટલાક દિવસો પછી રાજાને મંત્રીના વિરોધિયોના છળ પ્રપંચની વાત જાણવામાં આવી જેથી તેને નિર્દોષ જાણીને તેજ ઘડીએ તેને કેદમાંથી મૂક્ત કરી તેના વિરોધિયોને પ્રાણ દંડની શિક્ષા કરી. પછી તેણે મંત્રીને સમ્માન પૂર્વક પોતાની પાસે બોલાવીને પોતાના અન્યાયનો પશ્ચાતાપ કરવા લાગ્યો. આ સાંભળી મંત્રીએ કહ્યું, " મહારાજ, આપનો તેમાં કાંઇ દોષ નથી. ભાગ્ય અનુસાર સુખ, દુઃખ મળે છે. તેનું નામ ભવિતવ્ય છે. " **भवितव्यं भवत्येव** " હું પ્રથમજ સમજી ગયો હતો કે મારૂં હવે જલ્દીજ ભાગ્ય વિપર્યય થનાર છે. " રાજાએ કહ્યું, તેં તે પહેલાં શી રીતે જાણ્યું ?

મંત્રીએ કહ્યું,—" મહારાજ! જે રીતે જાણ્યું તે હું આપને કહી સંભળાવું છું. એક વખત હું નદીએ નહાવા ગયો હતો તે વખતે મારી વીંટી હાથમાંથી પડી ગઈ તે ડુબી ન જતાં પાણી પર તરવા લાગી ત્યારે મેં જાણ્યું કે આ મારા પૂર્ણ સૌભાગ્યનું લક્ષણ છે. કોઇ વસ્તુ જ્યારે પોતાની પૂર્ણતા ઉપર પહોંચી જાય છે ત્યારે તેની અવશ્યજ પડતી આવે છે. એથી આ અસાધારણ સૌભાગ્ય મારા આખર સુખની સૂચના આપી રહ્યું છે, જેથી હવે મારે કઠિન દુઃખ ભોગવવું પડશે. એમ વિચારી હું વિપત્તિ ભોગવવાને તૈયાર થઇ ગયો. આખરે મારા ધાર્યા પ્રમાણે મને દુઃખના દિવસો જણાયા, મારે જેલમાં જવું પડયું, અને ત્યાં અસહ્ય દુઃખ ભોગવવું પડયું, એક દિવસ ત્યાં મને સેવ ખાવાની ઇચ્છા થઇ, મહા મુશીબતે તે મને પ્રાપ્ત થઇ ત્યારે એકાએક ઉંદરો તેના ઉપર પડવાથી ખાવા યોગ્ય ન રહી. ત્યારે મેં જાણ્યું કે હવે સુખના દિવસો આવશે અને મારૂં તે અનુમાન સાચું પડયું છે. મારા તે દુઃખના દિવસો પૂરા થતાંજ ફરી મારા સુખના દિવસો ઉદય થયા છે.

રાજા—તારી આ વાતથી હું પ્રસન્ન થયો છું. તમે તમારાં બાળબચ્ચાંને મળો અને પૂર્વવત સુખ ભોગવી રાજ્યનું કામ સારી રીતે બજાવો. એમ કહી રાજાએ તેને અત્યંત માન આપી વિદાય કર્યો."

આ વાત કહી ચીનના રાજાએ તે કામિનીને કહ્યું, "બહેન તમને મારા સોગન છે. હવે રડશો નહિં, તમારૂં દુઃખ મારાથી જોવાતું નથી. ઇશ્વરની કૃપાપર ભરોંસો રાખીને હવે ધીરજ રાખો. તે ઘણાજ દયાળુ છે. કોઇ પણ એક દિવસે તે તમારા ઉપર

જરૂર દયા કરશેજ. દુઃખની છેવટની અવસ્થાજ સુખની પૂર્વ સૂચના છે. એને તમે સાચું માનો. તમારો સૌભાગ્ય સૂર્ય હવે જલ્દીજ દુર્ભાગ્યરૂપી રાહુથી મુક્ત થઇને પૂર્વવત્ પ્રકાશમાન થશે."

રાણી ચીન રાજાની સાન્ત્વનાથી છાની રહી, અને બોલી કે આપના સમજાવાથી મારા હૃદયમાં હવે અપૂર્વ જ્ઞાનનો ઉદય થયો છે. આપે આપના શીતલ વચનથી મારા શોકાગ્નિને એકદમ દૂર કરી દીધો છે. હું આપના આ ઉપકારને કદી પણ ભૂલીશ નહીં, આપ કોણ છો, તે હવે કહેશો. આથી ચીનના રાજાએ પોતાનો પૂર્વ વૃતાંત કહી સંભળાવ્યો. જ્યારે તે વાત પૂરી થઇ ત્યારે એકાએક તે જંગલમાં ઘોડાની પડઘી સંભળાવા લાગી. તેણે પાછા ફરીને જોયું તો એક ખુબસૂરત જુવાન ઘોડાને પૂર જોસમાં દોડાવતો તેમની તરફ આવતો હતો. તે ઘોડેસ્વાર જોત જોતામાં તે બન્નેની નજર આગળથી દૂર નીકળી ગયો. રાણી ઘોડેશ્વારને નજીકથી જોવાથી ઓળખી ગઇ કે તે પોતાનો સ્વામી છે. તેને ઓળખતાં રાણી વારંવાર તેને પોકારવા લાગી, પણ તે સવારે રાણીના પોકારો તરફ ધ્યાન ન આપ્યું પણ તે ઘોડાને વેગથી દોડાવતો નજર આગળથી બહાર નીકળી ગયો. તેની તરફ તેઓ જોતાંજ રહ્યાં. તેવામાં એક બીજો સવાર પણ હાથમાં નાગી તલવાર લઇને ત્યાં આવીને હાજર થયો. તેણે ચીન પતિને જોઇને ઘોડાનો વેગ કાંઇક કમી કરીને તેમને પૂછ્યું કે, મારાજ જેવો કોઇ ઘોડેશ્વાર અહીં થઇને જતો તમે જોયો છે? ચીનના રાજાએ કહ્યું, "હા, જોયો છે, હમણાંજ તે આ તરફ ઘોર જંગલની અંદર દોડતો ગયો છે. એ સાંભળતાંજ તે સવાર તે તરફ ઘોડો દોડાવતો ચાલ્યો ગયો. ટીબેટ દેશની રાણી જે વૃક્ષને ઓથે બેઠી હતી, તે તેણે ન જોઇ;

રાણીએ સવારનુ પણ રૂપ રંગ પ્રથમ સવારનાજ જેવું જોઇને તેને પણ સ્વામી સમજીને વારંવાર ' નાથ ' કહીને પોકારવા લાગી. તે રાણીનો પોકાર સાંભળીને એકવાર તેની તરફ તાકીને પલવારમાં તેની નજર આગળથી ચાલ્યો ગયો. ચીનના રાજાએ બંનેનો ચ્હેરો એક જોઇને ચકિત થઇને રાણીને કહ્યું " તમારૂં વૃતાંત તો હું સાંભળી ચુકયો છું, પરંતુ હાલ પણ હું તમને એક વાત પૂછું છું કે, હાલ જે બે સવારોને તમે જોયા તે બંનેના રૂપરંગમાં ફેર નહોતો તેનું શું કારણ ? અને તમે બંનેને પતિ કહીને પોકાર્યા છે એ શું ?

ચીનનો રાજા આવી રીતે પૂછી રહ્યો છે, તેવામાં એક ત્રીજો સવાર હાથમાં તલવાર લઇને એ તરફ આવતો જણાયો. રાણીએ તેને દૂરથી આવતો જોઇને ચીનના રાજાને કહ્યું, આ મારા પતિનો પ્રધાન મંત્રી છે. " એટલામાં તે ત્યાં આવી પહોંચ્યો, તે રાણીને જોઇને ઘોડાપરથી ઉતરી પડયો અને હાથ જોડીને વિનય પૂર્વક રાણીને કહેવા લાગ્યો કે, પછી આપનાં દર્શન થશે એવી સ્વપ્નામાં પણ આશા નહોતી. જે માયાવિની રાક્ષસીએ કપટ વ્યવહારથી આપને વનવાસિની બનાવ્યાં હતાં તેને યોગ્ય શિક્ષા મળી ગઈ છે. તેને તેની કપટજાળનું ફળ મળ્યું છે, મહારાજે તેનું માથું કાપી નાંખ્યું છે. હવે આપ વિલમ્બ ન કરો. આ ઘોડાપર સવાર થઇને અહીંથી વિદાય થાવ. અમે મહારાજની સાથે આવ્યા છીએ, તે એક બીજા દુષ્ટ માયાવીને શિક્ષા કરવાને માટે હાલ તેની પાછળ દોડતા ગયા છે. આ સાંભળી ચીનના રાજાએ મંત્રીને કહ્યું, "રાણી અને આપ અહીં કેટલોક વખત ઉભા રહો, હું મહારાજાને મદદ કરવાને જઉં છું. હું સોગન ખાઇને કહું છું કે " મહારાજની સહાયતામાં હું કદી પણ પાછી પાની નહીં કરૂં. "

મંત્રીએ કહ્યું, મહાશય, હું આપને ઓળખતો નથી, તથાપિ જો આપ કૃપા કરીને અમારા ઉપર ઉપકાર કરવા ઇચ્છો છો તો હવે વિલંબ ન કરો.

ચીનના રાજાએ કહ્યું, હું જઉં છું, પણ અમારા આવતા સુધી તમે અહીંજ રહેજો. એમ કહી તે પોતાના ઘોડાપર સવાર થઇને મહારાજાની શોધમાં ચાલ્યો. અધિક દુર જતાં ન જતાં તો મહારાજા તેમને સામા મળ્યા.

તે એક બેડોળ વૃદ્ધ માણસને બાંધીને લઈ આવતા હતા. ચીનના રાજાએ આગળ જઇને પોતાની વાત સંક્ષેપથી કહી અને તેમને વૃક્ષ આગળ બોલાવી લાવ્યા કે જ્યાં રાણી અને મંત્રી બેઠા હતા. રાણીને જોતાં રાજાના હર્ષની સીમા ન રહી. તેના હૃદયમાં આનંદની લ્હેરો ઉડવા લાગી. પછી રાજા, રાણી, મંત્રી અને ચીનના રાજાને સાથે લઇને પોતાના રાજમંદિરે ગયા. ત્યાં રાજાએ તે માયાવી ડોસાને તેનો ઇતિહાસ પૂછવાથી તે કહેવા લાગ્યો:-

# इच्छा रुपिणी अने वनविहंगिनीनी वार्ता.

માયાવીએ કહ્યું, "મહારાજ, હું કુમારક નગરનો રહેવાસી છું. મારો બાપ પોતાના ધંધામાં એટલું બધું ધન કમાયો કે જેથી તે શહેરમાં ધનાઢ્ય ગણાવા લાગ્યો. પરંતુ મારી મા દુઃખી હતી. તેને કેટલાંક સંતાન થયાં હતાં પણ તે સર્વ જ મરી ગયાં હતાં જેથી તે હંમેશાં ઉદાસ રહેતી હતી. મારા માબાપની વૃદ્ધાવસ્થામાં મારો જન્મ થયો. જેથી મારા માબાપના આનંદની સીમા ન રહી. પરંતુ મારા દુર્ભાગ્યથી

મારી નાની ઉમ્મરમાં મારા પિતાનો દેહાન્ત થયો. જેથી હું નાનપણુમાંજ બાપના સર્વ ધનનો માલિક બની ગયો. ધીરે ધીરે હું મોટો થતો ગયો, મારી પડોશમાં એક મોહિની કરીને છોકરી રહેતી હતી. તે ઘણીજ ખુબસુરત હતી. હું તેની મ્હોબતમાં ફસાયો અને મારી ધન સંપત્તિ તેને આપી દીધી. તેના હૃદયમાં મારોજ એક માત્ર નિવાસ હતો. મને તે સાચા દિલથી ચ્હાતી હતી. હું તેને મારૂં સર્વસ્વ આપીને તેનો પ્રેમ લાભ મેળવતો હતો. લોક પણુ મને ભાગ્યશાળી માનતા હતા. કેટલાક દિવસ સુખચેનમાં વિતાવ્યા પછી એક દિવસ મોહિનીએ મને કહ્યું. તમે મારે માટે સર્વસ્વ ગુમાવીને દુખી ન થાવ. મારી પાસે જે આટલું અસંખ્ય ધન છે તે તમારી મુસીબતના દિવસોમાં મદદકર્તા થઇ પડશે. હું તમને હૃદયથી ચ્હાઉછું. તેથી તમે જરા પણુ સંદેહ ન કરશો. હું તેના આ મધુર ભાષણુથી અત્યંત સંતુષ્ટ થઈને તેની સાથે રહીને ઘણા સુખ ચેનથી સમય વિતાવા લાગ્યો.

અંતે અમારા બંનેની જુવાની ચાલી ગઇ. મોહિનીનું મનોહર રૂપ ફીકું પડવા લાગ્યું, તેથી તે અત્યંત દુ:ખી થઇને બોલી. પ્રિય, મારી પાસે ધનની કમી નથી, સુખ ભોગવવાની સર્વ સામગ્રી હોવા છતાં પણુ જ્યાં જુવાની નથી ત્યાં કાંઈ પણુ નથી. જુવાની ઉતરી જવાથી મને બહુજ અફસોસ થાય છે. વૃદ્ધાવસ્થામાં ચામડીપર કરચલી પડે છે, મોંએ પોપડી વળે છે. ઇન્દ્રિયો નિસ્તેજ થઈ જાય છે. ચ્હેરો ખરાબ થઈ જાય છે, સર્વ લોક વૃદ્ધને નફટ કહે છે. તેને તિરસ્કારની નજરથી જુવે છે, જેથી હું હવે ઝેર ખાઈને મરી જઈશ અથવા તો વસ્તી છોડીને નિર્જન વનમાં જઇને રહીશ. મેં કહ્યું, પ્યારી તમારૂં કહેવું સાચું છે, વૃદ્ધાવસ્થામાં શરીરની અવસ્થા એવીજ થાય

છે. મેં સર્વસ્વ ત્યાગ કરીને જેમ તને લઈને જીવન વિતાવ્યું છે, જેમ આટલા દિવસ તારા સુખદુ:ખનો સાથી થઇ રહ્યો છું, તેવીજ રીતે તારી સાથે હું પણ વનવાસી થઇને રહીશ. તારાથી જુદો થઇને હું પલભર પણ જીવતો રહી શકીશ નહી.

મોહીનીએ કહ્યું, ફુલક નામનું એક જંગલ છે તેની વચમાં એક પહાડ છે, તે પહાડની ગુફામાં વનવિહંગિની નામની એક વૃદ્ધ તપસ્વિની રહે છે. તે પોતાના યોગ બલના :પ્રભાવથી જે ઇચ્છે છે તે કરી શકે છે. તે ધારે તો મેરૂ પર્વતને મૂળમાંથી ઉખાડી સમુદ્રમાં ફેંકી શકે છે, સમુદ્રના જળને સુકાવી દઈ મરૂભૂમિ બનાવી શકે છે, તે ત્યાં સુધી કે ધારે તો ચંદ્ર સૂર્યની ગતિને પણ રોકી શકે છે. સંસારમાં તેને માટે કોઇ અસાધ્ય નથી, તે અસંભવિતને સંભવિત કરી શકે છે. તેના વરદાનથી એંશી વર્ષનો ડોસો પણ જુવાન થઈ શકે છે. હું તે વૃદ્ધ તપસ્વિની પાસે જઈશ અને તેની સેવા કરીને તેને પ્રસન્ન કરીશ. તે પ્રસન્ન થઈને પોતેજ વરદાન માગવાનું કહેશે ત્યારે હું નવી જુવાની મેળવવાનું વરદાન માગીને જનસમાજના આદર રૂપ બનીને બાકીનું જીવન સુખથી વિતાવીશ.

મેં કહ્યું, પ્યારી, હું તને છોડીને કંઇપણ જઇશ નહી. તું જઇશ ત્યાં હું આવીશ અને તારી સાથે સાથે તારી છાયાની માફક ફરીશ. આથી તે મને પોતાની સાથે લઈ જવાને ખુશી થઇ. પછી અમે એક દિવસે નાના પ્રકારના બહુ મૂલ્ય ઉપહારો લઈને વનવિહંગિની વિશ્વમોહિનીનાં દર્શન કરવાને માટે રવાના થયાં. કેટ-લાક દિવસે અમે તે જંગલમાં પહોંચ્યાં. ત્યાં મોહિનીએ કહ્યું, કે આજે સામે પહાડ જણાય છે તેજ પહાડની ગુફામાં તપસ્વિની રહે છે. દિવસે તેનાં દર્શનથતાં નથી, એથી સાંજ સુધી અહીં બેસી-

તેજ દિવસ વિતાવવા પડશે. આમ વિચાર કરીને આખો દિવસ અમે ત્યાં રહ્યાં. જ્યારે સાંજ પડી ત્યારે અમે તપસ્વિનીનાં દર્શન કરવા ચાલ્યાં. અમે ગુફાની અંદર પ્રવેશ કરીને જોયું તો, એક બહુ જ મોટો અગ્નિકુંડ સળગી રહ્યો છે. તેની ચારે તરફ પૂજાનો સામાન મૂકેલો છે. એકલી વિશ્વમોહિનીજ ત્યાં બેઠી બેઠી પાઠ વાંચતી હતી અને અગ્નિકુંડમાં હવન કરી રહી હતી. અમે તેની આગળ ઉપહારની વસ્તુઓ રાખીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. બહુજ વારે તેણે અમારા સામું જોયું. ત્યારે અમે હાથ જોડીને વિનયપૂર્વક તેને નિવેદન કર્યું કે, મા, આપના ચરણારવિંદનાં દર્શનની લાલસાથી અમે અહીં આવ્યાં છીયે. આપ અંતર્યામિની છો, અમારા મનનો ભાવ આપનાથી અજાણ્યો નથી. કૃપા કરીને અમારા મનોરથ પૂર્ણ કરશો. તેથી તેણે અમારા ઉપર પ્રસન્ન થઇને કહ્યું કે, તમારો અભિલાષ જલ્દીજ પૂરો થશે. એમ કહીને તેણે પોતાની આંગળીયેથી બે વીંટીયો કહાડી અને મંત્રીને એક મોહિનીને આપી અને કહ્યું, આ વીંટીના પ્રભાવથી તું મારૂં ધ્યાન કરીને જે સ્ત્રીના જેવું રૂપ ધારણ કરવા ચહાશે તેજ ઘડીએ તારૂં એના જેવું રૂપ થઈ જશે. તારા અને તે સ્ત્રીના રૂપમાં તલમાત્રનો પણ ભેદ નહિ રહે. બીજી વીંટી મને આપીને કહ્યું, એજ રીતે તું પણ આ વીંટીના પ્રભાવથી જ્યારે જે પુરૂષનું રૂપ ધરવાની ઇચ્છા કરશે ત્યારે તેનું રૂપ ધારણ કરી શકશે. એમ કહીને તે પાછી પોતાનો પૂજાપાઠ કરવા લાગી. અમે આટલો જલ્દીજ મનોરથ પૂર્ણ થવાથી ખુશી થયાં, અને તપસ્વિનીને ઘણાજ વિનિત ભાવથી પ્રણામ કરીને અમે અમારા દેશમાં પાછાં આવ્યાં.

અમે દેશમાં આવીને વીંટીની પરીક્ષા કરવા માંડી, વીંટીના

પ્રભાવથી મેં અને મોહિનીએ અનેક પુરૂષ અને સ્ત્રીયોનાં રૂપ ધારણ કરીને કેટલુંય દેશનું અમંગળ કર્યું છે તેની સંખ્યાજ નથી. રૂપ ધારણ કરીને અમે જે ધારતાં તે કરતાં. ધનવાનનું રૂપ ધારણ કરીને કેટલાય ધનવાનોનું સર્વસ્વ હરણ કરીને તેમને કંગાલ બનાવી દીધા છે. જ્યારે અત્યંત અત્યાચારો કર્યા ત્યારે એક વખત અમે વિચાર કર્યો કે હવે આ દેશમાં રહેવું યોગ્ય નથી. એમ નિશ્ચય કરીને હું અને મોહિની બંને વિદેશ ભ્રમણને બાને બહાર નિકળ્યાં. કેટલાક દિવસે અમે નયમાન દેશમાં જઇ પહોંચ્યાં. ત્યાં અમે સાંભળ્યું કે, "નયમાન રાજાનું મૃત્યુ થયું છે તેને હાલ પુત્ર નહી હોવાથી તેની દસ બાર વર્ષની એક પુત્રી છે તે રાજગાદી ઉપર બેઠી છે અને તેની ધાવનો સ્વામી મંત્રી બનીને રાજકાજ ચલાવ્યાં કરે છે. એથી રાજ્યના ઘણા લોક નારાજ થઇને વિરૂદ્ધ પ્રપંચ રચે છે, તેની સાથે એ પણ સાંભળ્યું કે રાજાને સર્ફરાજ કરીને એક ભાઇ હતો જેનું કેટલાક વખત ઉપર યુદ્ધમાં મૃત્યુ થયું છે. પરંતુ ઘણા લોકોનું કહેવું હતું કે તે હજુ સુધી જીવતો છે પણ તેનો કાંઈ પત્તો નથી. "એથી મંત્રીના વિરોધી લોક કહેતા કે જો રાજાનો ભાઈ આ વખતે રાજ્યમાં આવી જાય તો લોકો તેને ગાદીએ બેસાડે. એ સાંભળી મોહિનીએ કહ્યું ! આપણે અનેક રૂપ ધારણ કરીને અનેક સુખ ભોગવ્યાં છે પણ કદી રાજ્યનું સુખ ભોગવ્યું નથી. આવો સારો સુયોગ હાથ આવ્યો છે. માટે હવે વિલંબ ન કરો, રાજાના ભાઇનું રૂપ ધારણ કરીને વિરોધી દળના મુખ્ય મુખ્ય માણસોને જઇને મળો. તે લોક તમને સર્ફરાજ સમજીને જલ્દીથી રાજ ગાદી પર બેસાડશે. તે પછી હું તમારી પટરાણી બનીને તમને મળીશ. એથી આપણે બંને ઘણાજ સુખ ચેનથી રાજ્યગાદી ભોગવીશું. મોહિનીની આ વાતથી

ખુશી થઈને હું સર્ફરાજના જેવો બનીને નગરના મુખ્ય મુખ્ય વિદ્રોહિયોની પાસે ગયો. તેમણે મારી ઘણીજ ખાત્રી કરી, અને મને રાજા બનાવવાની ઇચ્છાથી અસંખ્ય સેના એકઠી કરીને વિદ્રોહનું બંડ ઉઠાવ્યું. પછી હું દલબળની સાથે રાજધાની પર ચઢી આવ્યો. જેથી મંત્રી ( ધાવનો સ્વામિ ) મારી સામે થયો. બંને દળમાં ઘોર યુદ્ધ થયું. મંત્રી પહેલેથી સાવધાન નહોતો તેથી મારી જીત થઈ જેથી હું સિંહાસન પર બેસી અતુલ ઐશ્વર્યનો માલિક બન્યો. મોહિની પણ પટરાણી બનીને મારી સાથે રહેવા લાગી.

કેટલાક દિવસ સુધી અમે મફતનું રાજ્ય મેળવીને ખૂબ મોજ ઉડાવી, પછી એક દિવસ મારા મનમાં એ વાત આવી કે રાજકુમારી મારા સુખમાં કંટક રૂપ છે. તેથી તેને મારી નાંખવાની તજવીજ કરવા માંડી, પણ તે વાતની તેના મંત્રીને ખબર પડતાં રાજકુમારીને લઇને છાનો માનો નાસી ગયો. એથી મારી ચિંતા જતી રહી. મેં જે લોકોની સહાયતાથી રાજ્ય મેળવ્યું હતું, તે લોકોને સારા સારા ઓદ્ધા આપ્યા. તે લોક પણ ઉત્સાહથી મારા તાબામાં રહીને સારી રીતે રાજકાજ ચલાવતા હતા. હું મોહીનીની સાથે રાજસી સુખ ભોગવવા લાગ્યો. પરંતુ સુખ સદા સ્થાયી રહેતું નથી, તેમ લક્ષ્મી પણ એક જગ્યાએ સ્થિર રહેતી નથી. એક વર્ષ પછી આપનો દૂત મારી પાસે આવ્યો. દૂતના મુખથી અનિષ્ટ સંવાદ સાંભળીને ભયથી મારો પ્રાણ સુકાઈ ગયો. ત્યારે પસ્તાવો થવા લાગ્યો કે જો રાજકુમારીને તેજ વખતે મારી નાંખી હોત કે કેદ કરી રાખી હોત તો મારા ઉપર આ આફત ન આવત.

અથવા આપની સાથે યુદ્ધ કરવાની મારામાં યોગ્યતા હોત તો અધિક ભય રાખવાની કાંઇ જરૂર નહોતી. પરંતુ મારામાં તેટલી

યોગ્યતા ન હોવાથી મેં રાજ્યનું રક્ષણ કરવાનું માંડી વાળ્યું. દૂતની ખબર સાંભળીને સિંહાસનનો પરિત્યાગ કરવો એ કાયરપણાનું કામ છે. વળી પ્રજા મને કમજોર અને ડરકણ જાણે એથી મેં તેજ વખતે આપના દૂતને અપમાનની સાથે વિદાય કર્યો. પછી મેં વિચાર કર્યો કે, આપ આપની અસંખ્ય સેનાની સાથે જ્યારે યુદ્ધ કરવાને માટે આવો ત્યારે પણ મારે નાસવુંજ પડશે, તેથી બ્હેતર છે કે, પ્રથમથીજ નાસી જવું સારૂં એથી પ્રજા એમ નહિ સમજે કે હું ડરથી નાઠો છું. એવો વિચાર કરીને મેં મોહિનીને કહ્યું, હું વીંટીના પ્રતાપથી મુડદાનું રૂપ ધારણ કરૂં છું. તું શહેરમાં વાત ઉડાવ કે રાજાનું અકસ્માત્ મૃત્યું થયું, જેથી પ્રજા મને જ્યારે કબરમાં દાટી આવે ત્યારે તું રાત્રે મને કબરમાંથી બહાર કાઢજે. " મોહીનીએ પણ આ વાત કબુલ કરી, હું રાત પડવાથી મારી સુવાની કોટડીમાં મુડદાનું રૂપ લઈને પડયો, જેથી મારી પટરાણી માથું કુટી કુટીને રડવા લાગી; તેના રોવાથી આખા રાજમંદિરમાં રડારોળ થઇ રહી. મારા મૂખ્ય મૂખ્ય નોકર ચાકરો અચાનક મારા મરણની વાત સાંભળીને દુઃખી થયા. પછી સર્વ મળીને મને કબરમાં લઇ દાટી આવ્યા. જ્યારે રાત્રી થઈ, અને સર્વ લોક સુઇ ગયા ત્યારે મોહિનીએ છાનામાના આવીને કબરની અંદરથી મને બહાર કાઢયો. અને પછી અમે બંને જણ ત્યાંથી નાસી ગયા. આપજ અમારા રાજ્યમાં વિધ્ન રૂપ હોવાથી અમે આપનેજ દુઃખ દેવાને માટે આપની રાજધાનીમાં આવ્યાં. પછી આપના રાજભૂવનની નજીક એક વૃક્ષની નીચે બેસી થાક ખાવા લાગ્યાં. જ્યારે સવાર થયું, ત્યારે આપના દાસ દાસીઓને મહેલમાં જતાં જોયાં, ત્યારે અમે બંનેએ પણ દાસ દાસીનું રૂપ ધારણ કરીને મહેલની અંદર પ્રવેશ કર્યો. જ્યારે રાત

થઇ ત્યારે મેં આપના સુવાના ખંડમાં જઇને જોયું તો આપ આપના પલંગ ઉપર સુતા હતા. આપની રાણી બીજી કોટડીમાં હતી. જેથી હુંજ ભયાનક મૂર્તિ ધારણ કરીને તેની સામે ઉભો રહ્યો હતો મને જોઇને તે ભયથી છળી ઉઠી જેથી આપની ઉંઘ જતી રહી અને ઝટ રાણીની પાસે આવ્યા. તેજ વખતે તક આવેલી જાણીને મોહિની રાણીનું રૂપ ધારણ કરીને આપની કોટડીમાં જઈ રાણીની શય્યા ઉપર સુઇ ગઈ. આ તરફ હું પણ મારૂં કામ કરીને ગુમ થઇ ગયો તે પછી જે થયું તે આપ જાણો છો.

તે પછી અસલ રાણીને જંગલમાં મોકલી દીધી. અમે બંને આપની પાસે ઘણા જ સુખચેનથી દિવસ વિતાવવા લાગ્યાં. જો કે અમારી શત્રુ તે રાણીને દૂર કરવામાં આવી તથાપિ અમારો હેતુ બરબાદ થયો નહોતો. મારો આન્તરિક હેતુ એ હતો કે આપને મારીને હું આપનું રૂપ ધારણ કરીને મોહિનીની સાથે નિષ્કંટક રાજ્ય ભોગવું. પરંતુ સુયોગ ન મળવાથી તે વાત સિદ્ધ થઇ શકી નહિ. આજ આપ શિકાર ખેલવાને માટે જ્યારે બહાર ગયા ત્યારે મોહિનીએ મને કહ્યું, આ અવસર ઠીક છે, આજજ આપણે આપણો અભિલાષ પુરો કરી લેવો જોઇએ. પછી એવી તક હાથમાં નહીં આવે. એથી તમે મહારાજનું રૂપ ધારણ કરીને મારી પાસે રહો. અસલ રાજા જ્યારે શિકારમાંથી પાછો આવશે ત્યારે તેને નકલી કહીને વિદાય કરી દઇશ. અને જેવી રીતે હું અસલી રાણીની જગ્યાએ બેસી ગઈછું તેવીજ રીતે તમને પણ અસલી રાજાની જગ્યાએ બેસાડી દઇશ." હું આપનું સ્વરૂપ ધારણ કરીને મોહિનીની એ સર્વ વાતો સાંભળી રહ્યો હતો, એટલામાં એકાએક આપનો ઘરમાં પ્રવેશ થયો. અમે જાણતાં હતાં કે આપ જલદી પાછા આવી શકશો નહી. પરંતું

તે ખ્યાલ ખોટો પડયો, આપ અમારો પ્રપંચ પૂરો રચાતાં પહેલાંજ આવી પહોંચ્યા. આપને જોઇને ભયથી મારો જીવ સુકાઈ ગયો. જ્યારે આપ તલવાર ખેંચીને મને મારવા દોડયા ત્યારે હું ત્યાંથી નાસવા મંડયો. જંગલમાં આવીને હું સમજ્યો કે આ આપત્તિમાંથી હું બચી ગયો છું, પરંતું દૈવે મને આપના હાથમાં પકડાવી દીધો છે. મહારાજ એજ મારૂં વૃતાંત છે. હવે આપ દયા કરીને આ શરણાંગતની રક્ષા કરો એવી મારી પાર્થના છે."

એ સાંભળીને રાજા ક્રોધથી કંપવા લાગ્યા, અને બોલ્યા, ધિક ! દુષ્ટ ! દુરાચારી !! તારા પાપના ભારથી પૃથ્વી દબાઇ જાય તેમ છે. તને મારી આપવી એ બેઈન્સાફ થશે. પરંતુ શરણાંગતને મારવો નહી. એમ ધારી આ તારો જીવ બચાવું છું. પરંતુ હવે તારે જીંદગીભર દુ:ખમાં રહેવું પડશે. મેં તારી વિદ્યાના મૂળ મંત્રરૂપ ચીંટી લઈ લીધી છે. હવે તું અહીંથી ચાલ્યો જા.

આ પ્રમાણે તે માયાવીને પોતાના રાજ્યમાંથી દૂર કરીને ટીબેટનો રાજા નિરૂપદ્રવ થઈને સુખ પૂર્વક સમય વિતાવા લાગ્યો. તેણે ચીનના મહારાજાને ઘણાજ આદર સત્કારથી પોતાને ઘેર રાખ્યો ચીનનો રાજા પણ કેટલોક વખત ત્યાં રહ્યો પછી ત્યાંથી વિદાય થઇ પોતાના દેશમાં પાછો આવ્યો.

---

આ તરફ ચિત્રાવતી પોતાના પિતાના મૃત્યુની ખબર સાંભળી અત્યંત દુ:ખી થઇ. ચીનના મહારાજાની રજા માગી પોતાની રાજધાનીમાં આવી પોતાના પિતાની ગાદીએ બેઠી છે. અરાજકર્તાને લીધે રાજ્યમાં જે ગડબડ મચી હતી તેને રાજકુમારીએ ધીમે ધીમે શાંત કરી. પરંતુ ચિનપતિ સિવાય તેનું ચિત્ત બેચેન રહેવા લાગ્યું. પો-

તાના પ્રિયતમને જોવાને માટે તેનાં નેત્રો આતુર થયાં. તેનું હૃદય દિન પ્રતિદિન વિયોગાગ્નિની જ્વાલાથી સંતપ્ત થવા લાગ્યું. તેણે કેટલીક વખત ચીનના રાજાની પાસે જવાની ઇચ્છા કરી, પરંતુ રાજ્ય છોડીને જવાથી અરાજકતા ફેલાવાના ભયથી વારંવાર તેનું મન ભંગ થવા લાગ્યું. આખરે તેણે વિચાર્યું કે જો ચીનના મહારાજાનેજ અહીં બોલાવી લાવું તો રાજ્ય રક્ષણની સાથે સાથે પ્રિયમિલનનું સુખ પણ સહજજ મળી જશે. આમ વિચારી તેણે કેટલીક વિશ્વાસુ દાસીયોને બોલાવીને કહ્યું, જેમ બની શકે તેમ ખરૂં, તમે ચીનના મહારાજાને અહીં બોલાવી લાવો. પણ તેના જાણવામાં આ વાત આવે નહિં તેની ખબરદારી રાખજો.

દાસીયો રાણીની આજ્ઞા મળતાંજ રાત્રે આકાશ માર્ગે ચીન દેશની રાજધાનીમાં આવી પહોંચી. ચીનના મહારાજા તે વખતે રત્ન જડિત પલંગ પર ગાઢ નિંદ્રામાં સુતા હતા. ચિત્રાવતીની દાસીયોએ યોગ બળથી કોઈ દેખી શકે નહીં તેવાં ગુપ્ત રૂપ ધરીને રાજમંદિરમાં પ્રવેશ કર્યો અને સુતેલા ચીનના રાજાને છાને માને લઇને વાયુ વેગથી કાંઇક રાત રહેતાંજ ચિત્રાવતીની પાસે આવી પહોંચી. ચીનનો મહારાજા જેવી રીતે સુતો હતો તેવીજ રીતે તેને સુવાડી દીધો. જ્યારે રાત વીતી ગઇ, અને સવાર થયું. ત્યારે પલંગ ખાલી જોઇને રાજમંદિરમાં ગડબડાટ થઇ રહ્યો, રાજાના ગુમ થવાની વાત ધીરે ધીરે શહેરમાં ફેલાઇ ગઈ. રાજાને શોધવા ઘણાંએ ફાંફાં માર્યાં પણ કાંઈ પત્તો ન લાગ્યો. આખરે લોકોએ માન્યું કે જરૂર ચિત્રાવતીની શોધમાં રાજા નીકળી પડયા હશે.

આ તરફ ચીનના મહારાજા પણ જ્યારે ઉંઘમાંથી ઉઠયા ત્યારે જોયું તો તે નગર કે રાજમંદિર જણાયું નહીં. તેણે ધાર્યું કે હું કયાં

આવી ગયો છું. શું આ સ્વપ્નું છે, કે સાચું છે. અહીં શી રીતે આવ્યો ? આ કઈ જગ્યા છે, મને અહીં કોણ લાવ્યું હશે ? વિગેરે વિચાર કરતાં કરતાં ચકિત થવાલાગ્યો. એટલામાં ચિત્રાવતિ ત્યાં આવીને ઘણાજ હેતથી રાજાના હાથે બચી કરીને બોલી, મહારાજ, આપના વિરહથી વ્યાકુલ થઇને મેં આટલા દિવસ જે કષ્ટથી વિતાવ્યા છે તે હું આપને શું કહું, મારૂજ દિલ જાણે છે. આપની ચિંતાથી મારી આંખોમાં ઉંઘ આવતી નહોતી કે ખાવા પીવાનું ભાવતું નહોતું. જ્યારે આપને મળવાનો કોઈ ઉપાય મને ન જડયો ત્યારે મેંજ આપને અહીં બોલાવ્યા છે. દાસીનો એ અપરાધ ક્ષમા કરશો. આ રાજ્ય પણ આપનુંજ છે એમ જાણજો.

ચીનનો રાજા ચિત્રાવતીને જોઇને ખુશ થઇને બોલ્યો, રાજકુમારી હું હવે જ્યાં રહીશ ત્યાં મને દુઃખ નથી. તારી ફરી મુલાકાત થવાથી મારા મનના સર્વ સંતાપ દૂર થયા છે. તારી ચિંતામાં મારૂં મન રાત દિવસ બળી રહ્યું હતું. તે આજે ઠંડું થયું છે. તારી મોહિની મૂર્તિ જે મારા મનમાં આઠે પહોર વસી રહી હતી તેજ મને આટલા દિવસ બાળતી હતી. હું બહુજ દિવસ સુધી તારી આવવાની વાટ જોઇ રહ્યો, જ્યારે તું ન આવી ત્યારે હું મારૂં રાજપાટ છોડી તારીજ શોધમાં નીકળ્યો. કેટલાંય વર્ષો જંગલમાં વિતાવ્યાં પણ તારાં દર્શન ન થયાં ત્યારે હું સમજ્યો કે હવે તું નહીંજ મળું, જેથી હું નિરાશ થઇને પાછો રાજધાનીમાં આવ્યો હતો.

ચિત્રાવતીએ કહ્યું, આપ એ તો નક્કીજ જાણજો કે અમારી જાતિની રીત ભાત મનુષ્ય જાતિ કરતાં વિલક્ષણજ છે. તે એકવાર જેના પ્રણય સૂત્રથી બંધાઈ જાય છે તેને હંમેશને માટે હૃદયનો હાર બનાવે છે. અટલ પ્રેમ જો કાંઇપણ જણાતો હોય તો તે અમારી જાતિમાંજ છે.

**ચીનરાજા**—પ્યારી! મનુષ્ય જાતિ પણ નિશ્ચલ અને દઢ પ્રેમ કરવો જાણે છે, તેની સાબિતી તમે મનેજ માનજો.

**ચિત્રાવતી**—એમ હોય તો પછી કહેવુંજ શું? મારો અને આપનો સંયોગ વિશેષ આનંદકર થશે.

**રાજા**—ઇશ્વર કૃપાથી આપણો સંબંધ હંમેશને માટે સુખકરજ થશે.

કેટલાક દિવસ પછી તે બંનેના વિવાહનો દિવસ સ્થિર થયો. ચિત્રાવતીએ ચીનરાજાને કહ્યું, આપણા લગ્નનો દિવસ હવે પાસે આવ્યો છે. એથી તેના પહેલાંજ આપને હું એક વાત કહી દઉં છું કે જે આપ કદી પણ નહિં ભૂલો. હું અપ્સરા છું. અકારણ કોઈ કામ કરતી નથી. મતલબ વગર કોઇ કામ કરતી નથી તેમ કહેતી પણ નથી. પરંતુ કોઇની આગળ મારો અભિપ્રાય એકાએક પ્રકટ કરતી નથી. જે કામ કરૂં છું તેનું કારણ કહેવાની પરવા રાખતી નથી. અમે લોકો જે કામ કરીએ છીએ તે અમારી નજરમાં અત્યંત અયોગ્ય જણાવા છતાં પણ સમજવુંજ જોઇએ કે તેનું પણ કાંઇ કારણ જરૂર હશે. એથી હું પ્રથમ જ આપને સાવધાન કરી દઉં છું કે આપ જે દિવસે મારા કામથી નારાજ થઇ કારણ પૂછશો તેજ દિવસે હું આપનાથી જુદી થઇ જઈશ. આપ આ વાતને બરોબર યાદ રાખજો.

**રાજા**—પ્યારી, એ કહેવાની કાંઇ જરૂર નથી, હું તારા કામથી નારાજ થઇશ, એ પ્રાણ રહેતાં તો બનશે નહિ. પરંતુ જેથી તું સદા પ્રસન્ન રહેશે તે કામ હું પ્રાણ આપીને પણ કરીશ, હું છાયાની માફક તારી આજ્ઞા પ્રમાણે વર્તિશ અને રહીશ. તું સાચું

માનજે કે, હું તારા દરેક કામથી ખુશી થઇશ. તારા કોઇપણુ કામથી હું અસંતોષ પ્રકટ નહીં કરૂં.

**ચિત્રાવતી**—હા, જો આપ આ પ્રતિજ્ઞા અનુસાર ચાલશો તો આપ જરૂર મારો અને આપનો સમય ખુશીથી કાપી શકશો.

તે પછી વિવાહનો દિવસ આવતાં મહા ધામધુમથી અમારાં લગ્ન થયાં. પછી રાજ પુરોહિતે ચીનના સ્વામીના મસ્તકે રાજમુકુટ પહેરાવી દીધો. લગ્ન થયા પછી ચિત્રાવતીએ સભાસદગણોને કહ્યું, મેં ચીનના મહારાજાને મારા પતિ બનાવ્યા છે. આપ જેવી રીતે મને માનો છો તેવીજ રીતે તેમને માનશો, એ મારા પતિ થયા છે. હું તેમના સર્વ સુખ દુઃખની ભાગિયણુ બની છું. એ પ્રસન્ન રહેશે તો હું પણુ પ્રસન્ન રહીશ. તેમની આજ્ઞા તે મારીજ આજ્ઞા સમજજો. એમ કહી મહારાણી દરબાર બરખાસ્ત કરીને અંદર ગઇ, અને સભાસદો પણુ વેરાઇ ગયા.

લગ્ન થયા પછી દોઢ બે વર્ષ વિત્યા પછી ચિત્રાવતીના ગર્ભથી એક અત્યંત સુંદર બાળક ઉત્પન્ન થયું એથી ઘેરે ઘેર ઉત્સવ થવા લાગ્યા. અસુરોની આનંદની સીમા ન રહી, રાજા આનંદથી પુત્રનું મુખ જોવા અંદર ગયો. તેણે સૂતિકા ઘરમાં જઇને જોયું તો રાણી બાળકને ખોળામાં લઈને બેઠી છે. રાજા તેના ખોળામાંથી પુત્ર રત્નને લઇને વારંવાર બચીઓ કરવા લાગ્યો. પાછો રાણીના ખોળામાં આપ્યો. રાણીએ રાજાની સામેજ માંખણના પુતળાના જેવા સુકુમાર બાળકને લઇને પાસેના ધગ ધગતા એક અગ્નિકુંડમાં ફેંકી દીધો. આ જોઇને રાજાના ઉપર જાણે સેંકડો વિજળી તુટી પડી હોય એમ લાગ્યું. તથાપિ તે પોતાના મનના આવેગ-

ને રોકીને રાણીને કાંઇ પણ ન કહેતાં તત્કાળ ત્યાંથી નીકળીને બહાર ચાલ્યો ગયો. અને પોતાની સુવાની કોટડીમાં જઇને વિલાપ કરવા લાગ્યો. પરંતું પોતાની પ્રતિજ્ઞા અનુસાર તેણે રાણીની નજીક એની વાત પણ ન કરી. વખતે તે વાતથી રાણી નારાજ થાય તે ભયથી તે પ્રસન્નતાથી રાણીની સાથે હસતો બોલતો હતો, પરંતુ તેના અંતઃકરણમાં જે અગ્નિ સળગી રહ્યો હતો તે બુઝાયો નહીં.

એ પ્રકારે દોઢ બે વર્ષ વિતતાં ફરી પાછો રાણીને ગર્ભ રહ્યો, તેને શરદ પૂર્ણિમાના ચંદ્રના જેવી એક સુંદર કન્યાનો જન્મ થયો. કન્યાના અલૌકિક રૂપથી સંપૂર્ણ સૂતિકા ગૃહ ઉજળું થઇ ગયું. દાસીએ આવીને રાજાને ખબર આપી "કે મહારાજ, આપને ત્યાં કન્યા રત્નનો, જન્મ થયો છે. મારી સાથે ચાલો જુવો તો ખરા કેવું અલૌકિક રૂપ છે. રાજા તુરતજ તેની સાથે ગયો અને સર્વ સુલક્ષણોવાળી પુત્રીને જોઇને તેનું હૃદય આનંદથી ભરાઇ ગયું આ નવિન ઉત્સાહમાં તે પુત્ર શોક ભૂલી ગયો. કન્યાને ખોળામાં રમાડવા લાગ્યો. પછી તેણે રાણીને પાછી આપીને પોતે બહાર ચાલ્યો ગયો, કેટલાક દિવસ વિતતાં એક દિવસ રાણી કન્યાને ખોળામાં લઇને રાજાની સાથે વાત કરી રહી હતી, તે વખતે ત્યાં એક મહા ક્રુર ઘોરી કુતરી આવી. રાણીએ ઉમંગથી કન્યાને નચાડતી નચાડતી તે કુતરીને મોં આગળ ફેંકી દીધી કુતરી પણ તેને બે દાંતોમાં દબાવીને લઇને ચાલતી થઈ. રાજા આ જોઇને તો અવાક્ થઈ ગયો. શોક અને ક્રોધથી તેનું મુખ વિવર્ણ થઈ ગયું. પણ તેના મનનો ભાવ રાણી જાણી ન જાય એ ડરથી તે પોતાનો ભાવ છુપાવીને ત્યાંથી પોતાના શયનગૃહમાં ચાલી ગયો. અને ત્યાં આંસુ પાડવા લાગ્યો. પણ ચિત્રાવતીના ઉપર એનો એટલો બધો અધિક પ્રેમ હતો કે તેને

આવાં અસ્વાભાવિક કામ કરતાં જોઇને પણ કાંઇ કહી શકતો નહિ. તે કદી એમ મનમાં સંતોષ માનતો કે, વખતે અસુર જાતિમાં આ ચાલ હશે કે મનુષ્યના દ્વારા ઉત્પન્ન થયેલ સંતાનને જીવતાં ન રહેવા દેવાં તો પછી દસ માસ સુધી ગર્ભ ધારણ કરવાનુંજ શું કારણ હશે ? આ પ્રકારે અનેક વિચારોથી તેનું ચિત્ત ચંચળ થવા લાગ્યું. ધીરે ધીરે રાણીના ઉપરથી તેનો પ્રેમ ઓછો થતો ગયો તે પહેલાં જેવી રીતે રાણીની સાથે રહીને સ્વર્ગીય સુખનો અનુભવ કરતો હતો અને પલભર પણ તેની આંખોથી વેગળો ખસતો નહીં, જેના વિના જેને ક્ષણભર પણ ચેન પડતું નહોતું. તેનાથી હવે જુદા રહેવામાં પોતાને સુખ માનતો હતો. તેને ન જોતાં પણ સુખી અને શાંત ચિત્તે રહેતો હતો. ચિત્રાવતી મળવાથી પોતાનું રાજપાટ સર્વે ભૂલી ગયો હતો પરંતુ હવે તેને આ સુખ કરતાં પ્રથમનું સુખ સો ઘણું સારૂં જણાવા લાગ્યું. ચિત્રાવતી હાલ તેની આંખોમાં કાંટાની માફક ખુંચતી હતી. તેને જોતાં તેને જેવું પહેલાં સુખ થતું તેવુંજ દુઃખ થવા લાગ્યું. એથી તેણે પોતાને દેશ જવાનો સંકલ્પ કરીને રાણીને કહ્યું, પ્યારી મને પોતાનું ઘર છોડે બહુજ દિવસો થયા છે, આટલા બધા દિવસ તારી સાથે રહીને મેં ઘણુંજ સુખ ભોગવ્યું છે. હવે મને મારી જન્મભૂમિમાં જવાની ઇચ્છા થઇ છે. બીજી વાત એ કે, હું એકાએક મારી રાજધાનીમાંથી ગુમ થઇ ગયોછું તેથી રાજ્યમાં અનેક પ્રકારનો ફેરફાર થઈ ગયો હશે, ચારે તરફ અરાજકતા ફેલાઇ ગઈ હશે માટે હવે મને થોડા દવસની રજા આપતો. હું સર્વ વાતનો યોગ્ય બંદોબસ્ત કરીને પાછો જલ્દીથી અહીં આવીશ.

રાણી—હા, આપ જરૂર પધારો, મારી પણ તેવીજ ઇચ્છા છે.

આપની ગેરહાજરીનો લાભ લઇ મુગલ જાતિ અસંખ્ય સેના લઇને આપના રાજ્ય ઉપર આક્રમણ કરવાને આવેલ છે એમ જણાય છે. આપ ત્યાં હશો તો આપનું સૈન્ય ઘણા ઉત્સાહથી દુશ્મનોની સામે થઈ જશે. એથી આપને હાલ ત્યાં રહેવું એ ઘણું જરૂરી છે. હું આજેજ આપને જવાનો સર્વ બંદોબસ્ત કરી દઉં છું. તેણે તેજ ઘડીએ દૈત્યોને બોલાવીને કહ્યું કે, જ્યારે રાજા ઉંઘી જાય ત્યારે તમારે તેમની રાજધાનીમાં પહોંચાડી દેવા. જો જો કોઇને પણ તેની ખબર ન પડે. રાણીની આજ્ઞા અનુસાર દૈત્યો રાત્રે રાજાને આકાશ માર્ગે થઇને ચીનની રાજધાનીમાં પહોંચાડીને પાછા આવ્યા. જે વાત કોઇએ પણ જાણી નહિ.

સવાર થતાં રાજાએ જોયું, તો તે ત્રણ વર્ષ પહેલાં જ્યાં સુતો હતો ત્યાંજ આજે પણ સુતેલો હતો. આ જોઇને આશ્ચર્યથી તે અસુર જાતિની મનમાંને મનમાં પ્રશંસા કરવા લાગ્યો. થોડીજ વારમાં રાજાના આવવાની વાત આખા શહેરમાં પહોંચી વળી, પ્રજા ખુશી થઇ, પ્રધાનોએ આવીને રાજ્યનો હેવાલ કહી સંભળાવ્યો. રાજાએ પણ પોતાનો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો આ અદ્ભૂત સમાચાર સાંભળીને સર્વ લોક આશ્ચર્ય પ્રકટ કરવા લાગ્યા. એ પછી દુશ્મન મુગલ જાતિના આક્રમણથી દેશનું રક્ષણ કેવી રીતે થશે, એ વાતનું નક્કી કરવા લાગ્યા.

કેટલાક દિવસ પછી મુગલ સૈન્ય ઘણીજ બહાદુરીથી ચીનની રાજધાની ઉપર ચઢી આવ્યું અને રાજધાનીને હસ્તગત કરવાની તજવીજ કરવા લાગ્યું. એ જોઇ ચીન મહારાજા પોતાની અસંખ્ય સેના લઇને કિલ્લાની બહાર લડાઈના મેદાનમાં આવીને મોરચો બાંધીને પોતાની સુસજ્જિત સેનાને લઇને યુદ્ધ કરવાને માટે તૈયાર થઇગયા. મુગલ સૈન્યે સામ સામે યુદ્ધ કરવાથી ફાવી શકાશે નહીં એમ ધારી કળાકૌશલ્યથી

રાજધાની લેવાનો વિચાર કર્યો. જેથી તેમણે શહેરની અંદર પ્રવેશ કરવાનું માંડી વાળી શહેરને ચારે તરફથી ઘેરી લીધું જેથી બહારનો આદમી કિલ્લાની અંદર જઇ શકે નહીં તેમ બહારથી કોઈ અંદર આવી શકે નહીં. આ રીતે માર્ગ રોકીને તે લોક રાત્રે છાપો મારવાનો વિચાર કરવા લાગ્યા. ચીન મહરાજાએ પણ આ લડાઇ ઝટ પતી જાય એમ ન લાગવાથી સેનાપતિને આજ્ઞા આપી કે જયાંસુધી દુશ્મનની ફોજ શહેરને ઘેરીને પડી રહે ત્યાં સુધી આપણી સેનાએ પણ ડેરા તંબુ નાંખીને લડવાને માટે તૈયાર રહેવું. સેનાપતિને આજ્ઞા મળતાં સેનાના વિભાગ પાડીને વહેંચી દીધી અને પોત પોતાના સ્થાનકે સાવધાન રહેવા હુકમ આપ્યો. તે લોકોને ખોરાક પહોંચાડવાને માટે એક અકાલી નામના પ્રધાનની નીમણુંક કરવામાં આવી. તે હજારો બળદો, ઉંટો અને ખચ્ચરો ઉપર ખાવાની સામગ્રી લાદીને સેનાને પહોંચાડવા લાગ્યો. રસ્તામાં એકા એક ચિત્રાવતી અગણિત દૈત્યોને સાથે લઇને આવી પહોંચી તેણે સર્વ ખાવાની સામગ્રી સમુદ્રમાં ફેંકી દીધી. જેથી થોડીક વસ્તુઓજ તેમાં બચવા પામી. જેથી અહાર વિના સૈન્યનો પ્રાણ બચવો મુશ્કેલ થઇ પડયો, ચિત્રાવતીના આ કામથી અકાલી ચકિત થઇને બોલ્યો કે, તું કોણ છો? શા માટે સૈન્યનો ખોરાક સમુદ્રમાં ફેંકી દીધો? તું જાણતી નથી કે ચીન મહારાજા આ ખબર જાણશે તો તને મારી નાંખશે."

ચિત્રાવતીએ કહ્યું, હું તમારા ચીન મહારાજાથી ડરતી નથી. તમે ખુશીથી કહો કે તમારી રાણી ચિત્રાવતીએ સૈન્યની ખોરાકી સમુદ્રમાં ફેંકી દીધી છે.

અકાલીએ તે ખબર રાજાને આપી. રાજા વિચારવા લાગ્યો કે, સૈન્ય ભૂખે મરી જશે તો દેશનું રક્ષણ કેવી રીતે થશે, આ એક

બીજું સંકટ આવી પડયુ, જ્યારે સેના નહી બચે તો શત્રુ સહજજ રાજધાનીનો કબજો લઈ શકશે. હવે સર્વ નાશનો સમય આવી પહોંચ્યો છે. જે રાક્ષસીના ઘોર અત્યાચારથી મેં તેના દેશનો ત્યાગ કરી દીધો છે તે બલા અહીં સુધી પણ મારો પીછો છોડતી નથી. ભગવાને કયાંથી આ આફત મારા માથે નાંખી મેં તેની સાથે લગ્ન કરીને ખરેખર ઘણુંજ ભારે કુકર્મ કર્યું છે. આ પ્રકારે રાજા વિચાર કરી રહ્યો હતો, એવા સમયે રાણી ચિત્રાવતી તેની સામે આવીને ઉભી રહી. રાજા તેને જોઇને ક્રોધથી પ્રજ્વલિત થઇને બોલ્યો, તુંજ મારૂં સર્વ નાશ થાય એવું ઇચ્છે છે ? સહધર્મિણી સ્વામીની અનિષ્ટ ચેષ્ટા કરે એવું તો કદી સાંભળ્યું નહોતું જે હાલ હું નજરે જોઇ રહ્યો છું. કોણ એવી સ્ત્રી હશે કે જે પોતાના પ્રિય પતિને દુઃખ દેવાનું ઇચ્છશે ? જો હું દૈત્ય જાતિના નિર્દય વ્યવહારની વાત પ્રથમથીજ જાણુતો હોત તો કદાપિ પણ તને મારા હૃદયમાં જગ્યા ન આપત. તમારા કપટ પૂર્ણ પ્રેમમાં ફસીને હું ખરાબ ખસ્ત થઇ ગયો. તારેજ લીધે મારા પ્રાણથી પણ પ્યારાં બાળકોને ખોઇ નાંખ્યાં. હવે મારૂં રાજપાટ પણ જવા તૈયાર થયું છે. એક શત્રુએ શહેર ઘેરી લીધું છે ત્યારે તેં મારા સૈન્યનો અહાર નષ્ટ કરી દીધો છે. તુંજ કહે કે તે શું ખાઇને જીવી શકશે ? હવે મારા રાજ્યનું શી રીતે રક્ષણ થઈ શકશે. હું મારી પ્રતિજ્ઞાથી બંધાઇને આટલા દિવસ તને કાંઇ કહી શકતો નહોતો, પરંતું વારંવાર તારા અત્યાચારોનું સહન કરવાથી હું ગભરાઇ ગયો છું. હવે હું તારી સાથે રહેવાને ઇચ્છતો નથી. ”

ચિત્રાવતી રાજાનાં આવાં તિરસ્કારથી ભરેલાં કઠોર વચનો સાંભળવા છતાં જરા પણ ક્રોધી ન થઈ પરંતું હસતા વદને બોલી,

"મહારાજ! આપે આ શું કર્યું છે. વૃથાજ આપની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે! મેં આપને વારંવાર કહ્યું છે કે મારૂં કામ જોઈને આપ વિરક્ત ન થાવ, અમે વિના કારણે કોઈ કામ કરતા નથી. આપ મારા કાર્યનું કારણ ન સમજી આ નકામી વાતો ન કહી હોત તો ઠીક હતું, રાજાએ કહ્યું, તારા કાર્યનું કારણ સમજતાં સમજતાં જ મારૂ સર્વ નાશ થઈ ગયું, તો પણ હું કારણ ન સમજી શકયો, મારે હવે કારણ જાણવાની જરૂરજ નથી.

રાણીએ કહ્યું, મહારાજ આપ ઘણાજ ચંચલ સ્વભાવના અને અલ્પબુદ્ધિવાળા છો. એથી આપે મારા કાર્યનું કારણ સમજવાની ઇચ્છા ન કરતાં ઉતાવળ કરી, હું તનમનથી આપના હિતમાં તન્મય રહેતી હતી. કે જેથી આપ સદા પ્રસન્ન રહો, કોઇ રીતે આપના પર કોઇ આફત ન આવે અને જેથી આપના રાજ્યની પૂર્ણ રીતે ઉન્નતિ થાય તેનો પ્રયત્ન હું જીવજાનથી કરી રહી હતી. એટલુંજ નહિ, પરંતુ મારા તાબાનાં દૈત્યો આપની હકુમતમાં રહીને આપને સઘળી દુનિયાંના બાદશાહ બનાવવા ઇચ્છતા હતા. પરંતુ, નાથ! હવે તે સર્વ વ્યર્થ થયું છે? દૈત્યજાતિ વિના કારણ કાંઈ કામ કરતી નથી તેને હવે સાબિત કરૂંછું. સાંભળો, આપનો જે વિશ્વાસુ નોકર અકાલી છે જેને આપે સૈન્યને માટે ખોરાક મોકલવાની સોંપણી કરી છે, તેના જેવો વિશ્વાસઘાતી કોઇ નહિજ હોય, તે કૃતઘ્ની, નિમકહરામે દુશ્મન પાસે એક લાખ રૂપિયા લાંચના લઇને ખોરાકમાં ઝેર મેળવ્યું છે. તેથી તે અન્ન ખાતાં તરતજ આપનું સૈન્ય મરી જાત. જેથી મુગલ સૈન્ય વગર પ્રયત્ને આપની રાજધાનીને પોતાના અધિકારમાં લઇ શકત. મેં અકાલીની આવી દુર્વૃત્તિ જાણીને તેની દુરાશાને વિફલ કરી છે, અને જો આપને મારી વાત ઉપર વિશ્વાસ ન

હોય તો આપ તે ખોરાકની તપાસ કરશો તો ખાત્રી થશે. રાજાએ વિસ્મિત થઇને કહ્યું, હું હાલજ તેની પરીક્ષા કરૂંછું.

રાજાએ અકાલીને ત્યાં હાજર થવાની આજ્ઞા આપીઅને ખોરાકની જે થોડી ઘણી વસ્તુઓ બચી હતી તેનો થોડોજ ભાગ લાવવાને માણસ મોકલ્યું. અકાલીના આવવાથી રાજાએ તેને તે ખોરાકની સામગ્રીમાંથી થોડોક કહાડીને ખાવાની આજ્ઞા કરી. આ સાંભળતાંજ અકાલીના હોશ ઉડી ગયા. તેણે અનેક છલકપટના ભાવ પ્રકટ કરીને કોઇ પણ રીતે તે અન્ન મુખમાં નાંખવું ન ઇચ્છયું. જેથી રાજા નારાજ થઈને બોલ્યા "જો તું આ અન્ન ખાશે નહીં તો હમણાંજ તારૂં માથું ધડથી જુદું કરૂં છું. અકાલી કોઈ પણ રીતે પોતાનો જીવ બચાવવાની આશા ન જોવાથી બોલ્યો, જ્યારે આપને મારા વિશ્વાસઘાતકતાની વાત માલૂમજ પડી છે તો હવે મારો કોઇ રીતે પણ છુટકારો નથી. હવે મારો જીવ બચવાનો કોઈ ઉપાય નથી. રાજાની આજ્ઞા ઉલ્લંઘન કરવાથી ઘણાજ કષ્ટથી મરવુંજ પડશે. દુર્ગતિથી મૃત્યુ થાય તે કરતાં ઝેર ખાઇ મરવું એ સારૂં છે, એમ વિચાર કરીને તેણે જ્યાં ઝેર ભેળવેલું અનાજ ખાધું કે તરતજ તેની આંખો ફાટી ગઈ અને જમીન ઉપર ગરબડી પડયો અને જોત જોતાંમાં તેનો જીવ નીકળી ગયો. ત્યારે રાણીએ હાથ જોડીને રાજાને કહ્યું, કેમ ? મારી વાત સાચી થઈ કે ? હવે આપ મારા કાર્યનું કારણ સમજ્યા કે ? રાજા કાંઇ ન બોલ્યો, પણ આશ્ચર્યભરી નજરથી ચિત્રાવતીની તરફ જોતોજ રહ્યો દરબારમાં જેટલા લોક હતા તે સર્વે અચંબામાં આવી પડયા.

ચિત્રાવતીએ કહ્યું, "મહારાજ, ફરી પણ હું આપને કાંઇક અરજ કરૂં છું. આપ સમજ્યા હતા કે આ રાક્ષસીએ મા થઇને

પોતાનાં ધાવણાં બાળકને પ્રજ્વલિત અગ્નિ કુંડમાં હોમી દીધું છે. એથી આપે દૈત્યના રીત રિવાજને ખોટા માનીને નિંદા કરી હતી. જેને આપે અગ્નિ જોયો હતો તે ખરી રીતે અગ્નિ નહોતો, પરંતુ તે અગ્નિના સમાન પરમ તેજસ્વી સકળ શાસ્ત્ર વિશારદ રાજ ગુરૂ હતા. મેં વિદ્યાભ્યાસને માટે આપણા બાળકને તેમના હાથમાં સોંપી દીધું હતું. તે નાનપણથીજ નીતિ, ધર્મ. અને ન્યાય શાસ્ત્ર વિગેરેનું તેને શિક્ષણ આપશે. પરંતુ આપે આપની સ્થુળ દૃષ્ટિથી તેમને ઓળખ્યા નહોતા. જે કુત્રીને મેં પુત્રી આપી હતી તે ખરી રીતે કુત્રી નહોતી, તે કુત્રીનું રૂપ ધારણ કરીને સ્વર્ગમાંથી વિદ્યાધરી આવેલી હતી. તે પુત્રીને સંગીત અને નીતિ શાસ્ત્ર શિખવાડશે, એથી છોકરીને તેને સોંપી દીધી. મેં બાળકોનો નાશ કર્યો નથી પણ તેમને સુશિક્ષિત બનાવવાનો બંદોબસ્ત કર્યો છે. જે માબાપો પોતાના બાળકોના શિક્ષણપર ધ્યાન આપતા નથી તે માબાપો શા કામનાં ! મેં બાળકોને શિક્ષણ મળે તેવો બંદોબસ્ત કરી દીધો તો તેથી શું ખોટું થયું? તેની સાબિતી એ કે હું તે બંનેને હાલજ આપની સામે લાવીને રજુ કરી દઉં છું. એમ કહીને તેણે એક દૈત્ય દૂતને બાળકોને હાજર કરવાની આજ્ઞા આપી આજ્ઞા મળતાંજ તેણે બાળકોને ત્યાં રજુ કરી દીધાં. રાજા ખોયેલાં રત્નો મળતાં બ્રહ્માનંદનો અનુભવ કરવા લાગ્યો. આનંદથી તેનું હૃદય ભરાઇ ગયું. તે બાળકોને ખોળામાં લઇને વારંવાર મુખ ચુમ્બન કરવા લાગ્યો. તેણે ઘણીવાર સુધી તે બાળકોની તરફ સ્થિર દૃષ્ટિથી જોયું. તેનાં રંગ રૂપ અને અવયવ પોતાનાં અને રાણીનાં અવયવો સાથે મળતાં જોઈ તેમને પોતાનાં સંતાન માનવામાં કાંઈ શંકા ન થઇ. તેણે ઘણાજ હેતથી પોતાનાં બાળકોને ખોળામાં

લીધાં, પછી રાણીને કહ્યું, તમે વિના કારણ કાંઈ કામ કરતા નથી એ વાત સાચી છે. દૈત્ય જાતી કરતાં માનવ જાતિ ઘણીજ ચંચળ, પ્રકૃતિહીન, બુદ્ધિહીન અને અદૂરદર્શીની હોય છે. તેને હવે હું એકવાર તો નહીં પણ સેંકડોવાર સ્વિકારૂં છું. મેં તમારી સર્વ સારા કામોમાં નાપસંદગી બતાવીને ભારે ભૂલ કરી છે. હું બેશક કસુરવાન છું. હવે મારી કસુર માફ કર. તારી સ્વાભાવિક ઉદારતાથી મારા અપરાધોને ભૂલી જા. આ વખતે મારૂં સૈન્ય ખોરાક વિના ભૂખે મરી રહ્યું છે, તેમના પ્રાણ શી રીતે બચે તેનો કોઇ બતાવ. જો તું કૃપા નહીં કરે તો મારૂં રાજપાટ કોઇ બચશે નહીં અને મારો જીવ દુશ્મનના હાથે જશે. રાણીએ કહ્યું, આપ કોઇ પણ વાતની ચિંતા ન કરો, આપના કલ્યાણથી મારૂં કલ્યાણ અને આપના અનિષ્ટથી મારૂં અનિષ્ટ થશે એ વાત શું હું જાણતી નથી? હું જ્યાં સુધી આપની પાસે રહીશ ત્યાં સુધી દુશ્મન આપને કાંઈ નુકશાન કરી શકશે નહીં. મારા હોવા છતાં દુશ્મનોની આપે ચિંતા ન કરવી. આપનું શત્રુદળ એક રીતે ઠંડુ પડી ગયું છે. જે ઝેર મેળવેલું અનાજ સમુદ્રમાં ફેંકી દેવાની વાત આપે સાંભળી છે, તે અનાજ સાચું પૂછો તો સમુદ્રમાં ન ફેંકી દેતાં છાને માને શત્રુઓના ભંડારમાં રાખી દીધું છે અને તેમનું અનાજ લાવીને આપના કોઠારમાં ભરી રાખ્યું છે. આપની સેનામાં અનાજની કમી નથી. તે લોક બન્ને વખત પેટપુર ખાય છે અને મઝા ઉડાવે છે.

આપના વેરી તો આ ઝેરવાળું અન્ન ખાવાથી એકદમ મરણ પથારીએ પડેલા છે. પરંતુ કોઇને માલુમ નથી કે મુગલ સૈન્યમાં આ મહામારી કયાંથી આવી, એકજ દિવસમાં તેનું સર્વ નાશ કરવી

રીતે થયું છે, તેનું કારણ કોઇએ જાણ્યું નથી. આપ પોતેજ જઇને તપાસો કે મુગલ સૈન્યની શી દશા થઈ છે. યુદ્ધ કર્યા સિવાયજ તે રણ ભૂમિમાં સુતેલા છે. તેની મહા નિંદ્રાનો હવે ભંગ થવાનો સંભવ નથી. આ સાંભળીને રાજા અત્યંત ચકિત થયો. તેણે તે ઘડીએ દૂત મોકલીને આ વાતની તપાસ કરી. ખરેખર મુગલ સેનામાં એક પણ આદમી જીવતો નહોતો. સર્વ એક સાથે જમપુરીમાં પહોંચી ગયા છે. આ શુભ સમાચાર સાંભળવાથી રાજાના આનંદની સીમા ન રહી. રાજાને આનંદ સમુદ્રમાં નિમગ્ન જોઇને ચિત્રાવતીએ કહ્યું કહો મારી સર્વ વાતો સાચી ઠરી છેને? હવે આપ મને રજા આપશો, હું મારે દેશ જવા ઇચ્છું છું.

**રાજા**—પ્રાણેશ્વરી, પ્રાણ રહેવા છતાં પણ શું હું તને વિદાય કરી શકીશ, તારી કૃપાથી મારૂં રાજ્ય, ધન, પ્રાણ, માન સર્વ બચ્યાં છે. તારાથી જુદો થવાથી હું હવે ક્ષણ પણ જીવતો રહીશ નહિ. પ્રતિજ્ઞા ભંગ કરવાથી હું તમારી આગળ અવશ્ય દોષવાનજ છું પણ શું કરૂં, તેમાં મારી કોઈ કસુર નથી. હું અજ્ઞાન છું, તેમાં મારી સમઝ કેટલી? મનુષ્ય સ્વભાવથીજ હીનબુદ્ધિ અને અધીર હોય છે. એથી હું તમારા કાર્યનો કાંઇ હેતુ જાણ્યા સિવાયજ તમારા ઉપર નારાજ થઇ ગયો, જે થવાનું હતું તે થઇ ગયું, હવે તું મારો અપરાધ ક્ષમા કર. હું હવે સોગન ખાઇને કહું છું કે હું કદી તમારી વાતો ખોટી નહીં માનું. તમે મારો ત્યાગ ન કરશો.

**રાણી**—મહારાજ, આપ આપના ધર્મને ભલે છોડી દો પણ હું મારા અસુર ધર્મનો ત્યાગ નહીં કરી શકું. વિશેષે કરીને હું દૈત્ય ગણોની અનુશાસિકા થઇને દાનવ ધર્મનો ત્યાગ કરવાથી સર્વના આદર્શ સ્વરૂપ કેવી રીતે બની શકું! હુંજ ધર્મભ્રષ્ટ થઉં તો પછી

બીજાને ધર્મભ્રષ્ટ થતાં કેવી રીતે રોકી શકીશ? દૈત્યો પોતાના ધર્મથી વિચલિત થવું કદી કબુલ કરશે નહિ. એ મારાથી કદી ત્યાગ કરી શકાય તેમ નથી. હવે હું જઉં છું. મને ફરી મળવાની હવે આપ આશા ન કરશો એમ કહીને ચિત્રાવતી રાણી પોતાનાં બાળકોને સાથે લઇને ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગઈ. રાજા, હાય રાણી, હાય ચિત્રાવતી, તું કયાં ગઇ એ પ્રકારે વિલાપ કરતો કરતો મૂર્છિત થઇને સિંહાસનની નીચે ગરબડી પડયો. સભાસદો તેને ઉઠાડીને ભાત ભાતના ઠંડા ઉપચારો કરવા લાગ્યા. કેટલીકવારે મૂર્છા વળી જતાં તેને ભાન આવ્યું.

ચિત્રાવતીના જતા રહ્યા પછી ચીનના મહારાજાના હૃદયમાં જે વિરહ બાણુની ચોટ લાગી હતી તે કોઇ રીતે નિવૃત્ત ન થઇ. તે દિનરાત ધરતીપર પડયો રહેતો અને રોતો ફરતો હતો. ચિત્રાવતી વિના તેને ચેન પડવા લાગ્યું નહીં. તેનો પ્રધાન, મંત્રી તેની પાસે બેસીને શોક દૂર થાય તેવા ઉપાયો યોજવા લાગ્યો પણ કશાથી તેને ફાયદો ન થયો. તેનું શરીર દિવસે દિવસે સુકાવા લાગ્યું. કાંતિ મલિન થઇ ગઇ. તે સર્વ પ્રકારના સુખોનો ત્યાગ કરીને ચિત્રાવતિના વિચારમાંજ રાત દિવસ ઉન્મત્ત બન્યો રહેતો.

એ પ્રકારે દસ વર્ષ વિતી ગયાં, રાત દિવસ વિચારતાં વિચારતાં રાજાના શરીરમાંનાં લોહિ અને માંસ સુકાઇ ગયાં. માત્ર હાડકાંજ બચી રહ્યાં છે અને છેવટે ખાટલે પડયો પડયો પોતાની પ્રણયિની ચિત્રાવતીની ચીંતાથી જર્જરીત થઇને તેનું શરીર અનેક રોગોનું ઘર બની ગયું.

રાજાની અવસ્થા અત્યંત શોચનીય થઇ ગઈ. તેનો જીવન પ્રદીપ બુઝાવાની તૈયારી થવા લાગી. એક વખત પ્રધાન વિગેરે રા-

જાને ચારે તરફથી ઘેરીને બેઠા બેઠા ચિંતા કરતા હતા તેવામાં ચિત્રાવતી પોતાના બાળકોને સાથે લઇને અકસ્માત રાજાના આગળ હાજર થઇને બોલી, મહારાજ! 'હું આપના બાળકોને લઇને ફરી આપને મળવાને માટે આવીછું. રાજાએ આંખો ઉઘાડી જોયું તો, ચિત્રાવતી તેની સામે ઉભી છે. રાજાએ બંને હાથ લાંબા કરીને તેને ભેટવાની ઇચ્છા દર્શાવી પણ શક્તિ ન હોવાથી હાથ પાછા પડયા. ચિત્રાવતીએ તેના મનનો ભાવ સમજીને બંને બાળકોને રાજાના ખોળામાં બેસાડયા. રાજાએ ઘણાજ પ્યારથી પોતાનાં બાળકોને છાતીએ લગાવીને વારંવાર તેનું મુખચુંમ્બન કર્યું. તેની આંખોમાંથી આનંદનાં આંસુ વહેવા લાગ્યાં. ચિત્રાવતીએ કહ્યું, "મહારાજ, હું આપનો અટલ પ્રેમ જોઇને ઘણીજ પ્રસન્ન થઇ છુ. આપ મારી જુદાઇમાં પ્રાણ પણ આપવાને તૈયાર થઇ ગયા છો એથી વધીને સ્ત્રીયોને સૌભાગ્યની બીજી શી વાત છે. નિઃસંદેહ આપનો મારા ઉપર નિશ્ચલ પ્રેમ છે. હું હવે સારી રીતે સમજી ગઈ છું કે આપ મારા ઉપર ખરા અંતઃકરણથી પ્રેમ રાખોછો. હું હવે અ છોડીને કંઇ જવાની નથી. હું આપની રાજધાનીમાં રહીને ગુપ્ત રીતે આપની તપાસ રાખતી હતી. હું દરરોજ જાણુતી હતી કે આપ મારે માટે સર્વ સુખનો ત્યાગ કરીને જીંદગી પુરી કરવા બેઠા છો. હું દસ વર્ષ આપનાથી જુદી રહીછું હવે હું મારા જીવનનો તમામ ભાગ આપની સેવામાંજ ગાળીશ.

પોતાની પ્રાણ પ્રિયાના મુખમાંથી આ સંતોષજનક વચન સાંભળીને રાજાના મનમાં અપાર હર્ષ થયો. હવે તે દિવસે દિવસે સારો થવા લાગ્યો. થોડાજ દિવસમાં તેની સર્વ આધિવ્યાધિયો જતી રહી તે પૂર્વ પ્રમાણે સ્વાસ્થ્યસંમ્પન્ન, હૃષ્ટપુષ્ટ, બલિષ્ટ અને રૂપલાવણ્ય

યુક્ત થઈને પોતાની સહધર્મિણી અને બાળબચ્ચાંઓની સાથે સુખ પૂર્વક રાજ્ય ભોગવવા લાગ્યો. ચિરકાળ સુધી રાજ્ય સુખ ભોગવ્યા પછી, જ્યારે રાજા વૃદ્ધ થયા ત્યારે તેમણે પોતાના બેટાને ચીન રાજ્યનો ઉત્તરાધિકારી બનાવીને યુવરાજ પદનો અભિષેક કર્યો અને કન્યાને ચિત્ર સ્થાનના રાજ્યનો ભાર અર્પણ કર્યો, કેટલાક દિવસ પછી રાજા અને રાણી બંને પરલોક સિધાવ્યાં.

ધાવે અહીં વાત પુરી કરી. ધાવના મોંઢેથી આવી વિચિત્ર વાર્તા સાંભળીને શાહજાદીની સખી સાહેલીયો બહુજ પ્રસન્ન થઇ. એક જણી બોલી, અબુલકાસિમની વાર્તા કરતાં પણ આ વાર્તા ઘણીજ ઉત્તમ છે. બીજીએ કહ્યું, પુરૂષો પ્રેમ નિષ્ટામાં કયાં સુધી વધે છે તેનું આ ચીનનો રાજા ઉદાહરણ છે, ત્રીજી બોલી, ચિત્રાવતીએ રાજાને દુઃખ દેઇને ઘણોજ અન્યાય કર્યો છે. શાહજાદીએ કહ્યું, " સાંભળો સખી, તમારી બુદ્ધિ કેવી છે ? ચિત્રાવતીને તમે કેમ અપરાધિની કહો છો ? મારા ધારવા પ્રમાણે તો ચિત્રાવતીનો કોઇ અપરાધ નથી. સર્વ અપરાધ ચીનના રાજાનો છે જ્યારે તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે ચિત્રાવતીનું કોઇ કામ જોઇને ક્રોધ ન કરવો તો પછી તેના ઉપર દોષનો આરોપ મુકી કટુ વચનથી પ્રહાર કરવો એ સર્વથા અનુચિત છે. વિશેષે કરીને જ્યારે દૈત્યોની રાણીએ પ્રથમથીજ તેને કહી દીધું હતું કે અમે લોકો વિના કારણે કાંઇ કામ કરતા નથી. તો પછી તેને પ્રતિજ્ઞાનો ભંગ કરવો જોઇતો નેહોતો.

મારા ધારવા પ્રમાણે તો પુરૂષોજ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરતા નથી. તેમનો સ્વભાવજ એવો હોય છે, કે તેઓ પોતાનું કામ કરી લેવાને માટે પ્રથમ સર્વ કાંઇ કરવાને રાજી થાય છે. પછી કાર્ય સિદ્ધ થઇ ગયા પછી પોતાની પ્રતિજ્ઞા અનુસાર કામ કરવું ભૂલી જાય

છે. એવા આપસ્વાર્થી ચંચલ સ્વભાવના પુરૂષોના હાથમાં આત્મા સમર્પણ કરવો એ ભારે ભૂલ છે. ધાવે શાહજાદીની મતલબ સમજીને કહ્યું, તમે આ શું કહો છો? સંસારમાં એવા અનેક પુરૂષ થઈ ગયા છે કે જેઓ પોતાની પ્રતિજ્ઞાથી કદીપણ વિચલીત ન થઇને પ્રાણ આપીને પણ પોતાના વચનનું પાલન કર્યું છે. તેનું એક ઉદાહરણ હું તમને કહું છું.

# काउलफ अने दिलेरानी वार्ता.

કુમારક શહેરમાં અબ્દુલ્લા નામનો એક ધનવાન સોદાગર રહેતો હતો. તેને કાંઇ સંતાન નહોતું. અબ્દુલ્લાએ પુત્રની કામનાથી અનેક સારા સારા કામોનું અનુષ્ઠાન કર્યું, તોપણ તેની કામના સફળ ન થઇ. એક દિવસ તે ઉદાસ મનથી ઘરમાં બેઠો બેઠો કાંઇક વિચાર કરી રહ્યો હતો. તે વખતે એક ફકીર ત્યાં આવ્યો, ફકીરે પૂછ્યું, કેમ બાબા! તમે આમ ઉદાસ કેમ જણાવ છો?" અબ્દુલ્લાએ કહ્યું, હું આપને મારા કમનસીબની શી વાત કહું, ભગવાને મને સર્વ રીતે સુખ આપવા છતાં પણ દુનિયાંના ખરા સુખથી દૂર રાખ્યો છે. એથી હું ખરેખર દુખી છું.

**ફકીર**—એને માટે તું આટલો બધો વિચારમાં કેમ પડયો છે? હું તને એક ઉપાય બતાવું છું. સાંભળો, તારે માંસ ખાવું બિલકુલ છોડી દેવું અને તેને બદલે વનસ્પતિ આહાર કરવો અને પવિત્ર દિલથી આ. × × × ક્રિયાથી રહેવું એથી તને જરૂર પુત્ર થશે. અબ્દુલ્લાએ પ્રસન્ન થઇને કહ્યું, "શાંઈ જો આપની બતાવેલી ક્રિયાથી મારા મનોરથ

પૂર્ણ થશે તો હું આપનો જન્મ ભર ઉપકારી રહીશ, અને દિલોજાનથી આપનો આજ્ઞાકારી સેવક થઇને રહીશ.

અબદુલ્લાએ ફકીરે બતાવેલા નિયમ અનુસાર વૃત કરવાથી કેટલાક દિવસે તેને ત્યાં પુત્રનો જન્મ થયો. આથી તે પુત્રનું મુખ જોઇને પોતાનુ સર્વ દુઃખ ભૂલી ગયો. આટલા વર્ષે પુત્ર થવાથી તે પોતાના જીવનને ધન્યવાદ દેવા લાગ્યો. તે પોતાના બાળકની શુભ કામનાથી ગરીબ ગરબાંને મોં માગ્યું દાન આપવા લાગ્યો. ફકીરની આજ્ઞા અનુસાર તેણે પોતાના પુત્રનું નામ કાઉલ્ફ પાડયું.

કાઉલ્ફ શુકલ પક્ષના ચંદ્રમાની માફક દિવસે દિવસે વધવા લાગ્યો. રોજ રોજ તેની નવી બાળલીલા જોઇને માબાપને અત્યંત સુખ થવા લાગ્યું, પુત્રના શિક્ષણને માટે યોગ્ય શિક્ષકોને રોકવામાં આવ્યા. કાઉલ્ફ ભણવા લખવામાં એવો હોંશીઆર હતો કે થોડાજ દિવસમાં તે વિવિધવિદ્યામાં પારંગત થઇ ગયો, વિશેષે કરીને સંગીત અને યુદ્ધ વિદ્યામાં તે એવો હોંશિયાર નિકળ્યો કે તે વખતે તેની બરોબરી કરી શકે તેવો કોઈ બીજો નહોતો. પુત્રની ઉમ્મર વધવાની સાથે જ્ઞાન વૃદ્ધિ થતી જોઇને માબાપનું હ્રદય આનંદથી નાચવા લાગ્યું. અને તેથી ઈશ્વરનો ઉપકાર માનવા લાગ્યાં.

સંસારમાં કોઈ અમર થયું નથી અને થવાનું પણ નથી, આયુષ્ય પુરૂ થતાં કોઇ જીવી શકતું નથી. અબદુલ્લાનું આયુષ્ય પણ પુરૂ થઇ ગયું, તે પોતાના પ્યારા પુત્ર કાઉલ્ફ તથા ધનધામને છોડીને હંમેશને માટે આ દુનીયાંમાંથી ચાલ્યો ગયો. પોતાના મૃત્યુ પછી કાઉલ્ફ સઘળી સંપતિનો અધિકારી થયો પિતાની બેશુમાર મિલ્કત મળવાથી કાઉલ્ફને સુખ ભોગની લત લાગી. ધીરે ધીરે તે ભોગ વિલાસમાં વધવા લાગ્યો, દિવસે દિવસે એશઆરામની તૃષ્ણા તેના મનમાં

વધવા લાગી. કેટલાક દુશ્ચરિત્ર મિત્રોની સોબતમાં પડીને તે તેમના મત પ્રમાણે ચાલવા લાગ્યો. તેના મિત્રોમાં જેટલા અવગુણ હતા તે ધીરે ધીરે તેનામાં દાખલ થવા લાગ્યા. જેમ તેણે બાલ્યાવસ્થામાં વિદ્યાનું અધિક પ્રમાણમાં ગ્રહણ કર્યું હતું, તેવીજ રીતે યુવાવસ્થામાં તે અવિદ્યાનો ભોગ લેવા લાગ્યો. રાતદિવસ વિષયભોગમાં મગ્ન રહેવા લાગ્યો. તેણે ઘણાજ પૈસા ખર્ચીને એક બહુજ મોટું વિલાસ ભવન બનાવ્યું. તેમાં તે પોતાની મિત્રમંડળી સાથે રાતદિવસ અનુચિત ભોગવિલાસ પાછળ આતુર બનીને રહેતો હતો. તે નાના પ્રકારનાં પાપકર્મને માટે પાણીની માફક ધનને ઉલેચવા લાગ્યો. આ પ્રકારે કુજનોની કુસંગતમાં પડીને તેણે થોડાજ દિવસમાં પોતાનું સર્વ સ્વાહા કરી દીધું. આખરે તેણે ઘરબાર શુદ્ધાં વેચીને પોતાની કુટેવોને પોષવા માંડી, જ્યારે તેની પાસે કાંઈ ન રહ્યું ત્યારે ધીરે ધીરે તેની પાસેથી સર્વ મિત્રો ખસી ગયા. તેની હાલત એવી ખરાબ થઇ ગઈ કે તેને ભીખ માગવા સિવાય તેના જીવન નિર્વાહનો અન્ય એક પણ ઉપાય રહ્યો નહિ. કાઉલ્ફ ભોગવિલાસની વાત હવે એકદમ ભૂલી ગયો. આહારની ચિન્તાએ તેના ચિત્તને ડાંમાડોલ કરી દીધું. આખરે તે લાચાર થઇને લાજ સંકોચ છોડીને ભીખ માંગવા લાગ્યો. ભીખથી જે કાંઇ મળી જતું તેથી પોતાના પેટની જ્વાળા ઠંડી કરીને અને તુટેલી ઝુંપડીમાં રહીને પોતાના દિવસો વ્યતિત કરવા લાગ્યો. નાના પ્રકારની યંત્રણા સહીને તે પોતાનાં કરેલાં ફળ ભોગવવા લાગ્યો. જે સર્વ મિત્રોની સલાહથી તેણે ભોગવિલાસની પાછળ પોતાનું સર્વસ્વ નાશ કરી નાંખ્યું હતું તે સર્વ હવે તેને જોઇને આંખ મીંચવા લાગ્યા. એટલુંજ નહિ પણ એક મુઠ્ઠી અન્નની ભિક્ષા આપવાને પણ તે આનાકાની કરવા લાગ્યા. એ જોઇને કાઉલ્ફે તે મિત્રોને એક દિવસ

કહ્યું, મિત્રો! તમે લોક મારા સાચા મિત્રો છો. તમે લોકોએ જે ઉપદેશ આપ્યો, તે બહુજ ધન ખર્ચ કરવા છતાં પણ હું આજ સુધી શીખી શકયો નહિં.

અંતે કાઉલ્ફ ભાઇબંધોના ખરાબ વ્યવહાર અને મિત્રોના તિરસ્કારથી નિરાશ થઇને નગરનો ત્યાગ કર્યો. નાના દેશમાં ભ્રમણ કરતો તે આખરે કિરીટ નામના દેશમાં જઇ પહોંચ્યો. ત્યાં એક કોરમ નામનું શહેર હતું. ત્યાં જઇને એક ધર્મશાળામાં રહીને તે દુઃખથી દહાડા વિતાવવા લાગ્યો એક દિવસ તેણે સાંભળ્યું કે આ દેશના રાજાને આધિન એક કરદ રાજ્યે વિદ્રોહનો અગ્નિ સળગાવ્યો છે. મહારાજ કરીમુલ્લા તેને જીતવાને માટે સેના મોકલવાનો બંદોબસ્ત કરી રહ્યા છે. પરંતુ સેનાપતિ કાંઇક કારણસર દૂર દેશ ગયેલો હોવાથી રાજા વિચારમાં પડયો છે કે કોને સેનાપતિની જગ્યાએ નિમીને વિદ્રોહની શાંતિને માટે મોકલવો. કાઉલ્ફ યુદ્ધ વિદ્યામાં ઘણોજ નિપુણ હતો. જેથી તે આ ઠીક સુયોગ મળેલો જોઇને તેણે સેનાપતિની જગ્યાએ નિમાવાની પોતાની ઇચ્છા જણાવી એક વિનંતિ પત્ર મોકલ્યો. રાજાએ તે વાંચી તેને રૂબરૂ બોલાવ્યો, અને રાજાએ જે જે પ્રશ્નો પૂછયા તેના તેણે યોગ્ય ઉત્તરો આપ્યા. કાઉલ્ફને યુદ્ધવિદ્યામાં નિપુણ જોઇને રાજા અધિક પ્રસન્ન થયો. તેણે તેને સેનાપતિના પદ પર નિમણુંક કરીને અગણિત સેનાની સાથે તેને વિદ્રોહીયોને દંડ આપવાને માટે મોકલ્યો.

કાઉલ્ફ શસ્ત્રવિદ્યામાં હોંશીયાર હોવાથી શત્રુનો પરાજય કરીને દેશમાં પાછો આવ્યો. રાજા તેને જોઇ ઘણોજ આનંદ પામ્યો અને તેને એક લાખ રૂપિયા રોકડા, અને ઘણાંજ કિંમતિ વસ્ત્રાભૂષણો ઇનામમાં આપ્યાં. આથી રાજદરબારમાં તેનું અધિક માન વધ્યું. કેટલાક

દિવસો બાદ રાજાનું મૃત્યું થયું. તેથી તેનો પુત્ર મિરઝાં ગાદીએ બેઠો, કાઉલ્ફ નવા રાજાનો પણ પહેલાંની માફક આશ્રય ગ્રહણ કરીને ઘણાજ સુખચેનથી દિવસો વિતાવવા લાગ્યો.

એક દિવસ કાઉલ્ફ રાજમંદિરની સામેની સડક ઉપર ટહેલતો હતો, તેવામાં એકાએક તેની નજર એક વૃદ્ધ સ્ત્રી ઉપર પડી. તે પાંચ સુંદર નવયૌવનાઓની સાથે જતી હતી. તેમના શરીર પર ઘરેણાં નહોતાં તો પણ તેમનું સ્વાભાવિક સૌંદર્ય તેમનાં કપડાની અંદરથી બહાર ઝળકી રહ્યું હતું. કાઉલ્ફે તે વૃદ્ધ સ્ત્રીને પૂછ્યું કે આ સર્વને કયાં લઇ જાવ છો? આથી તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું આ સર્વને બજારમાં વેચવાને માટે લઈ જઉં છું. આથી કાઉલ્ફે કહ્યું, તો ઠીક તેમાંથી એક મને આપો, તેની જે કીંમત થતી હશે તે હું તમને આપું છું.

વૃદ્ધ સ્ત્રી—આપ એક સદ્‌ગૃહસ્થ જણાવ છો. આ સર્વ સ્રીયો આપના લાયકની નથી. મારે ઘેર તેના કરતાં સો ઘણી સુંદર બીજી ઘણી નવજુવાન સ્ત્રીયો છે. આપને જો જોવાની ઇચ્છા હોય તો હું ખુશીથી તેમને બતાવીશ. અથવા આપની ઇચ્છા હોય તો મારે ઘેર ચાલો. હું ત્યાં આપને સર્વ સ્ત્રિયો બતાવીશ. આથી કાઉલ્ફ તે વૃદ્ધ સ્રીની સાથે ગયો. કેટલેક દૂર ગયા પછી તેઓ એક મોટા મેદાનમાં આવી પહોચ્યાં. ત્યાં ડોસીએ કાઉલ્ફને કહ્યું;—સાહેબ, આપ થોડીવાર અહીં ઉભા રહો, હું હમણાંજ આવું છું.” આમ કહીને તે ડોસી સર્વ યુવતિયોને પોતાની સાથે લઇને ત્યાંથી ચાલી ગઇ. જોત જોતામાં એક પહોર થઇ ગયો, પણ તે ડોસી હજુ સુધી પાછી આવી નહીં. કાઉલ્ફ આ નિર્જન મેદાનમાં એકલો ઉભો ઉભો અનેક તરેહની વાતોનો વિચાર કરવા લાગ્યો. એવા સમયમાં તે

વૃદ્ધ ડોશી હાથમાં એક જનાની પોશાક લઇને કાઉન્ટની પાસે આ-વીને હાથ જોડીને બોલી કે, "મારા આવવામાં બહુજ વિલંબ થયો છે જેથી માફ કરશો."

આપે આ મરદનો પોશાક ઉતારીને આ જનાની પોશાક પ-હેરવો પડશે." આથી કાઉન્ટે પૂછ્યું, તેનું કારણ શું? ડોસીએ કહ્યું, હું સ્ત્રિયોનો રોજગાર કરૂંછું ખરી, પણ મને લોક એક ખાનદાન ઘરની સ્ત્રી સમઝીને માન આપે છે. જેથી હું આપને આ પોશાકમાં ઘેર લઇ જઇ શકું તેમ નથી. એથી આપે સ્ત્રીના વેષમાં મારે ઘેર આવવું પડશે, એમ કહીને તેણે તે સ્ત્રીનો પોશાક તેના હાથમાં આપ્યો. કાઉન્ટે કાંઇ હાના ન કરતાં તરત તે પોશાક પહેરી લીધો અને તે વૃદ્ધ સ્ત્રીની પાછળ પાછળ જવા લાગ્યો. ડોસીએ કાઉન્ટને સાથે લઇને એક અપૂર્વ મહેલની અંદર પ્રવેશ કર્યો. તેમ-ના આવવાની રાહ જોતી એક અત્યંત સુંદર સ્ત્રી બારણા આગળ ઉભી રહી હતી. તેણી કાઉન્ટનો હાથ પકડીને અંદર લઇ ગઇ. તે વખતે એક અનુપમ સુંદરી સોળેક વર્ષની ઉમ્મરની કામિની કે-ટલીક દાસિયોની સાથે ત્યાં આવી પહોંચી. દાસિયોમાંથી કોઇએ સુગંધીત જળ, કોઈએ જાત જાતનાં સુંદર ફળ, કોઇએ મિઠાઇ, કોઇએ અત્તર, કોઇએ ગુલદસ્તા, કોઇએ ફુલની માળા, અને કોઇએ પાન ઇલાયચી વિગેરે અનેક વસ્તુઓ કાઉન્ટના આગળ લાવીને રાખી દીધી. તે અનુપમ સુંદરી સોનાની ઝારીમાં સુગંધિત જળ લઇને જાતેજ કાઉન્ટના પગ ધોવા બેઠી, પરંતું કાઉન્ટે તેને તેમ ન કરવા દીધું. તે તેના વિશાળ નેત્રો, અને શરીરના સુંદર લાવણ્યની સામું જોવા લાગ્યો. પછી મનમાંને મનમાં વિચાર કરવા લાગ્યો કે, જેમ થશે તેમ ખરૂં, આ પરી જેવી સ્ત્રીની સાથે જરૂર લગ્ન કરીશ. અથવા તેને મારા કબજામાં ન લાવી શકયો તો જીવનમાં શું સુખ

મળશે ? કાઉલ્ફ આવો વિચાર કરી રહ્યો છે, તેવામાં તો એક બીજી શોભાની ખાણરૂપ નવ યુવાન સુંદરી, સખી સાહેલીયોની સાથે તે તરફ આવતી જણાઈ. તે ખુબસૂરતીના એક નમુના રૂપજ હતી. તે ચંદ્રમુખી ધીરે ધીરે અંદર ઓરડામાં આવી. તેને આવતાંજ તેની સૌંદર્ય રાશિની પ્રભાથી સઘળું ઘર ઝગમગી રહ્યું. કાઉલ્ફ આ મનમોહનીનું અનુપરૂપ જોઇને દંગ થઇ ગયો. તેને ક્ષુબ્ધ થતાં જોઇ યુવતીએ ઘણીજ નમ્રતાથી મંદ મંદ હસતાં તેને પૂછયું, આપ આમ કેમ ઉભા રહ્યા છો ? કેમ કાંઇ બોલતા નથી ? શું અમારા મિલનસારપણાથી આપ ગભરાયા તો નથી ?"

કાઉલ્ફ—હું આપના મિલનસારપણાથી ન ગભરાતાં આપનું રૂપ જોઈને દીંગ બની ગયોછું. યુવતીએ હસીને કાઉલ્ફનો હાથ પકડીને તેને એક અત્યંત સુંદર બેઠકમાં લઈ ગઈ, ત્યાં પ્રથમથીંજ આસન બિછાવેલું હતું. અને ખાવા પીવાની સઘળી સામગ્રી ઘણીજ સફાઇથી રાખવામાં આવી હતી. ત્યાં પરસ્પર વિનોદવાર્તા કરતાં સર્વ એકી સાથે બેસીને જળપાન કરવા લાગ્યાં. તે પછી તે પ્રધાન યુવતી ગાવા લાગી અને તેની સખીયો તેના સુરમાં સુર મિલાવીને વિવિધ પ્રકારનાં વાજાં વગાડવા લાગી.

સાંજ થતી જોઈ યુવતીએ ગાવું બજાવું બંધ કરીને સખિયોને કહ્યું, તમે ખાવા પીવાનો સર્વ સામાન ઠીક કરો. આજ્ઞા મળતાંજ સખિયોએ કપુરની બત્તિયો સળગાવીને ઘરમાં પ્રકાશ કરી દીધો. અને સર્વેએ જમવાની સામગ્રી તૈયાર કરવા માંડી, કોઇ તરેહ તરેહનાં પકવાન બનાવવા લાગી, કોઇ તેને સોનાના થાળમાં પીરસવા લાગી. કોઇ આસન ગોઠવવા લાગી, આ વખતે માત્ર મુખ્ય યુવતી કાઉલ્ફની સાથે વાતો કરતી હતી, તેણે કહ્યું, મેં આપને કેટલીક

વાતો કહી પણ આપની ખરી હકીકત જાણવામાં આવી નહિં માટે આપને અડચણ ન હોય તો આપનો પરિચય કરાવશો.

કાઉલ્ફ—ઠીક, હું આપને મારો સર્વ હેવાલ કહું છું, સાંભળો, મારા બાપનું નામ અબદુલ્લા હતું, ડૉમસ્ક શહેરમાં મારા બાપનું ઘર હતું. તે શહેરમાં તે એક પ્રખ્યાત વેપારી હતો, ધનની કાંઇ કમી નહોતી. પિતાના મૃત્યુ પછી સઘળી સંમ્પત્તિનો અધિકારી હું થયો, મારી નાસમજમાં થોડાજ દિવસમાં મારી સઘળી મિલ્કત ખર્ચાઇ ગઈ, અનેક સંકટો વેઠયા પછી હું અહીં આવ્યો અને આ રાજ્યનો સેનાપતિ થયો છું, ત્યારથી અહીં રહુંછું. મારી યોગ્યતા આજકાલ સર્વ નોકરો કરતાં વધુ છે. રાજા મને જીવજાનથી ચાહે છે, અને હંમેશાં તે મારા ઉપર મહેરબાની રાખે છે.

યુવતી—હવે આપને વધુ કહેવાની જરૂર નથી. હું આપને ઓળખી ગઇછું. મેં આપનું નામ સાંભળ્યું છે. અને રાજદરબારમાં આપનું ઘણું સારૂ માન છે તે પણ હું જાણુંછું. સાંભળ્યું છે કે, આપ મહારાજાના વિશ્વાસપાત્ર છો. એથી જનાનખાનામાં જવાને પણ આપને અધિકાર છે. ઠીક, આપને હું પુછુંછું કે, મહેલમાં કઇ સ્ત્રી સર્વથી વધુ ખુબસુરત છે ? અને મહારાજનો તેના ઉપર કેવો પ્રેમ છે ? તે કહેશો એવી આશા છે.

કાઉલ્ફ—મહેલમાં કેટલીય સુંદર સ્ત્રીયો છે કે જે એક બીજાથી વધારે ખુબસુરતી ધરાવે છે. રૂપગુણમાં કોઇ કોઇથી ઉતરે તેમ નથી સર્વથી વધુ રૂપવાન ગુલન્દામ છે. તેની સુંદરતાનું વર્ણન થઇ શકે તેમ નથી. એવી કોઇ સુંદર વસ્તુ નથી કે, જેને તેના રૂપની ઉપમા આપી શકાય. ખરી રીતે તેજ અનુપમ સુંદરી છે. ખુબસુરતી

સિવાય તેનામાં બીજા પણ અનેક ગુણ છે, તે સત્ય બોલનાર, સુશીલતા, દયાળુતા, સરળતા અને ધાર્મિકતા વિગેરે સદ્ગુણોનો તે એક અપૂર્વ ભંડાર છે. આટલા દિવસ સુધી હું સમજતો હતો કે દુનિયામાં ગુલન્દામજ એક સુંદરતાની પુત્રી છે, પરંતુ આજે તમને જોઇને મારો તે ભ્રમ જતો રહ્યો છે. તમારી ખૂબસૂરતી આગળ આજે તેને ખૂબસૂરત કહેવાનો મારો જીવ ચાલતો નથી.

યુવતી કાઉલ્ફના મોંઢે પોતાના રૂપની પ્રશંસા સાંભળીને ખરેખર ખુશ થઈ. વળી ગુલન્દામ કરતાં પણ તે વધારે ખુબસૂરત છે. એ સાંભળીને તેના હૃદયના આનંદ અને ગૌરવનો પાર રહ્યો નહિ. તેણે પાછું ઉમંગથી કહ્યું, આપે મારૂં મન રાખવાને માટે ગુલન્દામ કરતાં મારાં વધુ વખાણ કર્યા છે. મહારાજ એ સાંભળશે તો આપના ઉપર જુલ્મ કરશે ?

કાઉલ્ફે કહ્યું, જો મહારાજ તમને જોશે યા તમારા અલૌકિક રૂપની પ્રશંસા સાંભળશે તો તે ગુલન્દામને તો તમારા પગ ધોવાને માટે રાખશે, એ વાત હું હજાર વખત કહી શકું તેમછું.

આ યુવતીનું રૂપ એવુંજ પ્રશંસનીય હતું. તે વૈરમ નામના એક રાજમંત્રીની પુત્રી હતી. તેનું નામ દિલેરા હતું. દિલેરાના મનની એ ઇચ્છા હતી કે તેણે મિર્ઝાની મુખ્ય બેગમ થવું. તેણે કોઇને મોંઢે સાંભળ્યું હતું કે કાઉલ્ફ રાજાનો અત્યંત પ્રીતિપાત્ર છે. એથી કાઉલ્ફને પ્રસન્ન કરીને પોતાનું કામ કહાડી લેવાની મતલબથી દિલેરાએ તે ડોશીની મારફતે તેને પોતાને ઘેર બોલાવ્યો હતો. કાઉલ્ફ તેની ખૂબસૂરતીથી વિમુગ્ધ થઇને રાજાની આગળ તેના રૂપગુણની પ્રશંસા કરશે તો રાજા પ્રેમાસક્ત થઇને તેની સાથે લગ્ન કરશે એવો

તેનો વિચાર હતો. એથીજ તે કાઉલ્ફની આટલી બધી બરદાસ્ત કરતી હતી અને મીઠી મીઠી વાતોથી તેને લોભાવતી હતી.

જ્યારે જમવાની સર્વ તૈયારી થઇ રહી ત્યારે સખીયોએ ખબર આપી. જેથી દિલેરા કાઉલ્ફને લઇને ભોજન કરવા બેઠી. તેની સાહેલીયો ચારે તરફ બેસીને આનંદમઝાની વાતો કરવા લાગી. આવી રીતે ઘણાજ આનંદથી જમી રહ્યા પછી સખીયોએ સંગિતનો આરંભ કર્યો. જ્યારે બે પહોર રાત વિતી ગઈ ત્યારે દિલેરાએ કાઉલ્ફને કહ્યું કે,—રાત અધિક વિતિ છે, હવે સુવાનો વખત થઇ ગયો છે, આપની નિંદ્રામાં વિઘ્ન નાંખવાનું કારણ નથી માટે આપ પધારો, અમે પણ સુવા જઇશું." આ સાંભળી કાઉલ્ફ દુઃખી થયો પરંતુ તે પોતાના મનનો ભાવ છુપાવીને બહારથી ખુશી બતાવી ત્યાંથી વિદાય થયો. તેને જતી વખતે દિલેરાએ ઘણું સન્માન આપ્યું, અને કહ્યું કે, આપે જે છુપા વેશમાં આવવાની આજે કૃપા કરી છે, તેજ રીતે કાલે પણ પધારજો. એમ કહીને તેણે એક સખીને ઇશારો કર્યો, સખીએ ઝટ એક થેલી મહોરોની લાવીને કાઉલ્ફને આપવા માંડી, તે જોઇ કાઉલ્ફે કહ્યું, "આ શું ? આની શી જરૂર છે ? દિલેરાએ કહ્યું, આપે આ લેવીજ પડશે. જો આપને કાલે અહીં આવવાની ઇચ્છા હોય તો આપ તેને કબુલ કરશો.

આ સાંભળી કાઉલ્ફે તે થેલી લીધી. અને ત્યાંથી વિદાય થયો. જે ડોસી તેને ત્યાં લાવી હતી તે પાછી તેને મેદાન સુધી પહોંચાડી આવી. કાઉલ્ફ પોતાને ઘેર આવીને સુઇ ગયો પણ ઉંઘ ન આવી. નાના પ્રકારની ચિંતાથી તેનું ચિત્ત બેચેન થઇ ગયું. સવાર થતાં તે દરબારમાં ગયો, જ્યાં રાજાએ પૂછ્યું કે, કેમ કાઉલ્ફ ? કાલે

આખો દિવસ તમે ક્યાં રહ્યા હતા? કાલે એક વખત પણ જણાયા નહીં તેનું શું કારણ? મેં આખો દિવસ તમારી આવવાની રાહ જોઇ પણ જ્યારે તમે ન આવ્યા ત્યારે તમારે ઘેર ખબર કઢાવી પણ તમે ઘેર નહોતા, તો તમે હતા ક્યાં? આખી રાત ક્યાં રહ્યાં?

કાઉલ્ફ—હજૂર! શું આપને અરજ કરૂં, વાત ઘણીજ આનંદની છે. પણ આપ સાંભળીને આશ્ચર્ય પામશો. આ શહેરમાં એક અત્યંત સુંદર યુવતી છે, કે જેનું નામ દિલેરા છે. તેને જોતાંજ જણાશે કે તે સાક્ષાત્ સ્વર્ગની અપ્સરા છે. મનુષ્યમાં એવું અલૌકિક રૂપ ક્યાંથી હોય? હજાર મુખથી પણ તેના રૂપની પ્રશંસા થઇ શકે તેમ નથી.

રાજા—"વાત બેશક ઘણીજ અચંબાની છે. મારા નગરમાં એવી ખુબસૂરત સ્ત્રી હોય અને તે હું ન જાણું, ખેર, તેને જરૂર મળીશ. પણ તેને મળવાનો ઉપાય તમારે બતાવવો પડશે. તમે તેને કેવી રીતે જોઈ?"

આથી કાઉલ્ફે તેને પોતે કેવી રીતે ત્યાં ગયો હતો અને ત્યાં શું બન્યું વિગેરે તમામ હકીકત રાજાને કહી સંભળાવી. અને પાછું બીજે દિવસે જવાનું છે તે પણ કહ્યું.

રાજા—તો આજ રાત્રે હું પણ તમારી સાથે આવીશ.

કાઉલ્ફ—ત્યાં જવું ઘણું મુશ્કેલી ભરેલું છે. આપ રાજા થઇને વગર બોલાવ્યે તેને ઘેર કેવી રીતે આવશો?

રાજા—ગમે તેમ હોય ગમે તો હું તમારો નોકર બનીને તમારી સાથે આવીશ પણ મને તમારે તેડી જવો પડશે.

કાઉલ્ફ—મહારાજ! ક્ષમા કરો હું આપના દાસનો પણ દાસ છું. આપને હું મારા નોકર બનાવું એ બને નહિ.

રાજા—શું હું તમારા નોકરનો વેશ લઉં તેથી કાંઈ તમારો નોકર બની જઇશ? જ્યારે હું મારી ઇચ્છાથી આવું છું તો પછી તેમાં તમારો દોષ નથી. તમે બેફિકર રહો.

કાઉલ્ફ—જ્યારે હજુરની એવી મરજીજ છે તો મને હરકત નથી. સેવકનો ધર્મ નથી કે પોતાના સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરે. આપની આજ્ઞા મારા માથે ચઢાવું છું. આપ તૈયાર રહેજો, હું આપને સાંજે બોલાવીશ.

રાજા—પણ જો જો દિલેરાના વિચારમાં ને વિચારમાં મને લઇ જવાનું ભૂલી જતા.

કાઉલ્ફ—નહિં, એવી ભૂલ નહીં થાય. આમ કહી કાઉલ્ફ ત્યાંથી ચાલતો થયો પછી સાંજના વખતે રાજાને તેનું સઘળું શરીર કપડાથી ઢાંકીને પોતાની સાથે લઇને તે મેદાનમાં જઇ પહોંચ્યો. ત્યાં જઇને કાઉલ્ફે રાજાના મોંઢાપરથી પડદો દૂર કર્યો અને તેમને નોકરનો વેશ પહેરાવીને કેટલેક આગળ જઇને જોયું, તો તે વૃદ્ધ ડોશી તેની આવવાની રાહ જોઇ રહી છે. ડોશીએ જોડે બીજા માણસને જોઇ પૂછ્યું, આ કોણ છે?

કાઉલ્ફ—આ મારો વિશ્વાસપાત્ર નોકર છે. તેનાથી કોઇ વાત છુપાવવાની જરૂર નથી. તેની કવિત્વશક્તિ પ્રશંસાપાત્ર છે. તેને જોઈ તમારી શેઠાણી જરૂર ખુશ થશે, ખાસ કરીને તેજ વિચારથી તેને હું મારી સાથે લાવ્યો છું.

આ સાંભળી ડોશીએ કહ્યું, તે નવો માણસ છે જેથી તેને

અમારી રીતભાતથી સાવધાન કરજો કે જેથી તે કોઈ આફતમાં આવી ન પડે. આ સાંભળી કાઉલ્ફે કહ્યું. તેની કાંઈ શંકા રાખશો નહિ.

તે પછી ડોશીએ તે બંનેને સાથે લઇને મહેલમાં પ્રવેશ કર્યો. મહેલની અંદરની શોભા જોવા જેવી હતી. અનેક રંગની રોશનીથી સઘળો મહેલ ઝગમગી રહ્યો હતો. બન્ને જણે રંગમહેલની અંદર જઇને જોયું તો તે અનુપમ સુંદરી સોનાના સિંહાસન ઉપર બેઠી છે. તેની ચારે તરફ તેની સખીયો તેના ચિત્ત-વિનોદ માટે ભાત-ભાતની ક્રિડા કૌતુક કરી રહેલી છે. પ્રધાન સુંદરીએ કાઉલ્ફને જોઇને ઝટ સિંહાસન ઉપરથી ઉતરી પડીને ઘણાજ આદર સત્કાર-થી તેને પોતાની પાસેના એક બીજા આસન પર બેસાડયો. નોક-રના વેશમાં રાજા દરવાજા ઉપર ઉભો રહ્યો. દિલેરા રાજાને છુપા વેષમાં હોવા છતાં પણ જોતાંજ ઓળખી ગઈ, પરંતુ તેણે પોતાના મનનો ભાવ છુપાવવાની મતલબથી કાઉલ્ફને પૂછ્યું, આ આપની સાથે કોણ આવ્યું છે?

કાઉલ્ફ—એ મારો નોકર છે. તે મારો અત્યંત વિશ્વાસી છે. તેનામાં સર્વ ગુણો છે છતાં તેની મીઠી કવિતા સાંભળીને તમે જરૂર ખુશી થઇ જશો. આ સાંભળીને દિલેરાએ કાઉલ્ફના તે નોકરને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, જુવો એક વાત હું તમને પ્રથ-મથીજ કહું છું કે, મારી સાથે કોઇપણ પ્રકારની બેઅદબી કરવી નહીં.

વેશધારી રાજાએ હાથ જોડીને કહ્યું, આ બેઅદબી માટે હું હાલ આપની માફી માગું છું. પછી આપ જે હુકમ કરશો તેને માથા અને આંખો ઉપર ચઢાવીશ. આ પરિહાસ સૂચક ઉત્તર સાંભળીને ત્યાં જેટલા લોક હતા તે સર્વ એકી સાથે હસી ઉઠયા.

સુંદરીએ કાઉન્ટને કહ્યું, ખરેખર આપનો આ નોકર ઘણોજ રસિક જણાય છે.

કાઉન્ટ—આ નોકરને હું આપને સોંપી દઉં છું. આજથી આપ તેને આપનોજ સમજજો. તે બરોબર આપની સેવામાં હાજર થશે.

યુવતી—બહુજ સારૂં. આજનું રસોઇ પીરસવાનું કામ હું તેને સોંપું છું. પછી ગુપ્તવેશધારી રાજાને સુંદરીએ કહ્યું, કેમ, મારી સેવામાં રહેવાને રાજી તો છે ને ?

નોકરે કહ્યું, મારૂં એવું ભાગ્ય કયાંથી કે હું આપનો નોકર થઇને રહું. જો આપે કૃપા કરીને મને આપની સેવામાં રાખવાની ઇચ્છા દર્શાવી છે તો હું પણ કબુલ કરૂં છું, જ્યાં સુધી આ દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી આપની સેવામાંથી કદાપિ પણ વિમુખ નહીં થઉં. અગર મને જો સઘળી દુનિયાંનું રાજ્ય મળી જશે તો તેને પણ હું આપની સેવામાં ઇનામ આપી દઇશ.

યુવતીએ આનંદથી કહ્યું, તો આજથી તમે મારાજ દાસ બન્યા, કાઉન્ટના નહીં.

રાજા—મેં પણ આજથી મને પોતાને હંમેશને માટે આપની સેવામાં સમર્પણ કરી દીધો છે. આ દાસ કદી પણ આપની સેવાથી વિખુટો નહીંજ પડે. દિનરાતે આપની સેવામાં હાજર રહીને પોતાને ધન્ય માનશે.

યુવતી—રાતદિવસ હાજર રહેવાની જરૂર નથી. મારે ઘેર પણ તમારે રહેવાની જરૂર નથી. તમારે દરરોજ કાઉન્ટની સાથે અહીં આવવું અને તેનીજ સાથે પાછા ચાલ્યા જવું.

આ પ્રમાણે અનેક વાર્તાલાપ કરતાં દિલેરાએ પોતાની સખિયોને કહ્યું, રાત બહુજ વિતિ ચુકી છે. હવે તમે ખાવા પીવાનો સર્વ સામાન ઠીક કરો. આ નોકરજ આજ અમને પીરસશે. જોતજોતામાં સર્વ સખીયોએ ખાવા પીવાની સર્વ સામગ્રી આણી. દિલેરા અને કાઉલ્ફ બંને એકી સાથે ખાવા બેઠાં. સખી સાહેલીયો ચારે તરફ બેસીને ભાતભાતની વિનોદ વાતો કરવા લાગી. દાસ બનેલા રાજાએ ઘણીજ ખુશીથી રસોઈ પીરસવા માંડી, એ જોઇ દિલેરાએ કાઉલ્ફને કહ્યું, ખરેખર, આ નોકર ઘણોજ સુશિક્ષિત જણાય છે. તેનો શીલ, સ્વભાવ, ચાલચલકત સર્વ વખાણવા લાયક છે. તેને હું ખાનદાન કુટુંબનો હોય એમ અનુમાન કરૂં છું. જેથી તેની સાથે સાધારણ નોકરોની માફક વ્યવહાર કરવો યોગ્ય નથી. એથી તેને આપણી સાથે બેસીને ભોજન કરવાની આજ્ઞા કરવી તેમાં હું કાંઈ હાનિ સમજતી નથી.

કાઉલ્ફ—એ વાત કેવી રીતે બને ? નોકરને આવી રીતે મોંઢે ચઢાવવાથી તે જરૂર માથે ચઢી વાગે અને ન કરવાનું કામ કરી બેસે.

દિલેરા—" નહીં, નહીં, એ તેવો અણસમજુ જણાતો નથી. તેની સમજણ આપણા લોકો કરતાં કાંઇ પણ કમી નથી. તે કદી-પણ ગેરવર્તણુંક કરે તેવો નથી, માટે તેને આપણી સાથે બેસીને જમવાની આજ્ઞા આપો. આથી કાઉલ્ફે રાજાને કહ્યું, આવો, તમે પણ અમારી સાથે બેસીને ભોજન કરો, તમારી શેઠાણી તમારો સારો શીલસ્વભાવ જોઇને તમારા ઉપર પ્રસન્ન થઈ છે. આ સાંભળી રાજા પણ તે લોકોની સાથે જમવા બેઠો. કાઉલ્ફે શરબત રાજાને પીવાને માટે આપ્યું અને કહ્યું, આપની શેઠાણીની કુશળ

કામનાથી આ શરબત પીવો. રાજાએ ઘણીજ નમ્રતાથી તે પીધું, પછી દિલેરા શરબતથી ભરેલો પ્યાલો પોતાના હાથમાં લઇને બોલી, " રાજા મિર્ઝાંને મારીને કાઉલ્ફને રાજા બનાવવાની જે મારા મનમાં ખાયશ છે, તે પુરી થાય એવી ઇચ્છાથી હું આ શરબત પીવું છું."

દિલેરાના અયોગ્ય ભાષણથી કાઉલ્ફનું હૃદય કંપી ઉઠયું. પછી રાજાના મનમાં પોતાના ઉપર કોઇ પણ પ્રકારની શંકા ન ઉત્પન્ન થાય એવા ભયથી તેણે કહ્યું. " આવી જુઠી મશ્કરી તેં કયાંથી શોધી કાઢી, હું રાજા મીરઝાંનો એક સાચો શુભચિંતક સેવક છું. ઈશ્વર મને તેના પ્રતિની ખોટી બુદ્ધિ સુઝાડેજ નહીં. હું સ્વપ્નમાં પણ તેના વિરૂદ્ધ કોઇ કામ કરવું ઇચ્છતો નથી.

દિલેરાએ હસીને કહ્યું, હાં ખરેખર ! મારાથી આ ઘણીજ મોટી ભૂલ થઇ ગઇ, આ વાત જાહેર કરવાની નહોતી. મારી ભૂલની હું આપની પાસે માફી માગું છું. પરંતુ કાલે જેની સામે આપે એ ઇચ્છા પ્રકટ કરી હતી તેના સિવાય બીજું કોઈ તો અહીં નથી. હા ! તે સિવાય તો આ એક આપનો નોકર છે, પણ તે તો આપનો પરમ વિશ્વાસપાત્ર છે. આપ જે મિરઝાંને મારીને રાજ્ય લેવાની ઈચ્છા રાખો છો, એ વાત આપનો નોકર તો કહી દેશે નહીં ને ? આપ તેને માટે ચિંતા ન કરો. રાજા તે વાતને જાણી શકશે નહિં આપ નિશ્ચંત રહો. કાઉલ્ફ યુવતીની આ સર્વ પ્રપંચ ભરી વાતો સાંભળીને ભયથી પરસેવો પરસેવો થઇ ગયો, અને બોલ્યો, " આવી મશ્કરી સારી નથી. જે વાતનો ખ્યાલ કદી મારા સ્વપ્નમાં પણ આજ સુધી નહોતો તે વાતને આપ રજુ કરો છો તે ઘણુંજ ખોટું છે. આ પ્રકારની અયોગ્ય વાત કરવી છોડી દો."

દિલેરા—વાહ, આજ તો તમે ઘણાજ ધાર્મિક બની બેઠા છો. કાલે તમારા મનનો જે ભાવ જોયો હતો, તે આજે બિલકુલ ઉલટો જણાય છે, ઠીક એ તો બતાવો કે તમે જે રાજા થવાનો ઇરાદો રાખો છો તે અમારાથી છુપાવવાની શી જરૂર ? હું કાંઇ રાજાને કહેવા જવાની નથી તેમ તમારો નોકર પણ તે વાત કંઈ કહે તેમ નથી.

વેશ ધારી રાજાએ કહ્યું—છી ! છી ! એવી વાત કોઇ મોંથી કહી શકે કે ?

દિલેરા—ઠીક, તમે તમારા શેઠને પૂછો કે તમારાથી તે વાત છુપાવે છે કે નહીં.

રાજાએ કાઉલ્ફને પૂછ્યું, આપે અમારાથી કોઇ વાત છુપાવવાની જરૂર નથી. જે કામ કરવાની વાત આપના મનમાં છે, તેને માનતા કેમ નથી ? આપે રાજા થવાની જે અભિલાષા કરી છે અને તેને માટે જો કાંઈ ઉદ્યોગ કરી રહ્યા હો તો તે નિઃસંકોચ કહો. અમારા તરફથી તમને કાંઈપણ અનિષ્ટ નહીં થાય. કાઉલ્ફને એમ કહીને તેણે દિલેરાને કહ્યું, ઘણા આશ્ચર્યની વાત છે. હું આટલા દિવસોથી તેની નોકરી કરૂંછું, તેમણે કદી પણ કોઇ વાત મારાથી છુપાવી નથી પણ આજ કોણજાણે કેમ આમ કરે છે ?

કાઉલ્ફે જોયું, વાત વધી ગઇ, દિલેરાની મશ્કરીએ ગગનમાં અગ્નિ સળગાવી દીધો. જુઠી મશ્કરી સર્વ નાશનું કારણ બની. દિલેરાએ જે વારંવાર જુઠી મશ્કરી કરીને રાજાના હૃદયમાં સંદેહનું મૂળ રોપી દીધું છે તેનું વિષમય ફળ મારે ભોગવવું પડશે. હવે આ શંકાનું મૂળ ઉખાડવું એ કઠિન છે એટલુંજ નહીં પણ અસંભવિત

છે. આમ વિચારતો દિલેરાને કહેવા લાગ્યો, આવી નકામી વાતોમાં નાહક સમય વિતાવી રહી છે, કાંઇ ગાવો, બજાવો તો આનંદ થાય, ભગવાને જેવું તને રૂપ આપ્યું છે તેવાજ ગુણ પણ આપ્યા છે. આ સાંભળીને દિલેરાની સખિયોએ વાદ્ય વગાડવાનું શરૂ કર્યું અને પોતે ગાવા લાગી. રાજા, દિલેરાનું ગાયન સાંભળીને મોહિત થઇ ગયો. તે પોતાની વર્તમાન અવસ્થાની વાત ભૂલી ગયો અને દિલેરાને કહેવા લાગ્યો, " પ્યારી દિલેરા ! મેં તારા રૂપગુણની જે પ્રશંસા સાંભળી હતી તે બહુજ સાચી નીકળી છે, યથાર્થમાં તારા સર્વ ગુણ પ્રશંસનીય છે. તેં તારાં ગુણથી મને મોહિત કરી દીધો છે. જો તું મારી રાણી હોત તો હું મારૂં રાજપાટ, ધન, દોલત, સર્વે છોડીને હંમેશાં તારી સેવામાં હાજર રહીને, મને પોતાને ધન્ય માનત. હું જાણતો હતો કે મારી ગાનારી મોહિની દુનિયાંમાં સર્વથી શ્રેષ્ટ છે. પરંતુ તારૂં ગાયન સાંભળીને તો તેના પ્રતિ મારી જે દૃઢ માન્યતા હતી તે જતી રહી છે. દિલેરા રાજાના મોંથી સર્વ વાતો સાંભળીને કૃત્રિમ લજ્જા અને ભયથી શરમાઇ ગઇ, અને પાલવ મ્હોં પર લાવીને સિંહાસન ઉપરથી ઝટ નિચે ઉતરીને રાજાની સામે ઉભી રહી. ઘુંઘટ તાણી, હાથ જોડીને ઘણાજ મધુર કંઠે બોલી, મહારાજ ! જો આ દાસી હજૂરને પ્રથમથી ઓળખતી હોત તો આ પ્રકારની બેઅદબી ન કરત. મારી કસુર માફ કરો. આમ કહીને તે રાજાના પગે પડી, અને ક્ષમા માગવા લાગી. રાજાએ દિલેરાને ઉઠાડીને કહ્યું, મેં તારી સર્વ કસુર માફ કરી છે. તું જેવી રીતે ગાય છે બજાવે છે તેજ પ્રમાણે ગાવો બજાવો.

દિલેરા—આપ મારા સર્વ ગુણ દોષ જાણી ચુક્યા છો, હવે આપનાથી છુપાવાની જરૂર નથી. હું પણ એક ખાનદાન કુટુંબની

પુત્રી છું. હવે મારી ઈજ્જત આબરૂ સર્વ આપના હાથમાં છે. એથી હું હાથ જોડીને આપને અરજ કરૂં છું કે જેથી કોઇ રીતે મારી માન હાનિ ન થાય તેમ આપ કરશો. રાજાએ દિલેરાનું ઓળખાણ પૂછીને કહ્યું, સુંદરી ! તું મારા તરફથી કોઇ પણ રીતનું અનિષ્ટ થવાની શંકા ન રાખીશ. હું તારા ઉપર અંતઃકરણથી પ્રસન્ન છું. હું તને મારી પટરાણી બનાવીને મારા મહેલની શોભા વધારીશ. તે પછી બે પહોરથી અધિક રાત વિતેલી જોઇને રાજા દિલેરા પાસેથી વિદાય થઈને કાઉલ્ફની સાથે પોતાને ઘેર ગયો. રાજા પલંગપર સુતો સુતો ઘણી જાતની ચિંતા કરવા લાગ્યો. પરંતુ દિલેરાના મિથ્યા પરિહાસથી જે તેના મનમાં વિષમ સંદેહ ઉત્પન્ન થયો હતો, તે ક્રમે ક્રમે પ્રબળ થયો. તેણે સર્વ ચિંતાઓને દબાવીને પોતાના સમસ્ત હૃદયપર પોતાનો અધિકાર જમાવી લીધો. કાઉલ્ફના નિર્મળ ચરિત્ર ઉપર તેને પૂર્ણ વિશ્વાસ હતો, તેનો નિષ્કપટ વ્યવહાર અને સાચી ભક્તિ જોઇને તે તેને બહુજ વ્હાલો હતો, અને તેના પર હંમેશાં મહેરબાની રાખતો હતો, પરંતુ દિલેરાના ભ્રમોત્પાદક પરિહાસથી તેના મનનો ભાવ એકદમ બદલાઇ ગયો. તે કાઉલ્ફને પોતાનો મહાન દુશ્મન સમજવા લાગ્યો. તેના ઉપર આટલો અધિક વિશ્વાસ રાખવાનુંજ આ ફળ છે, કાંણુજાણે ક્યારે તે મને મારી નાંખે ? હવે તેને અહીં વધુ રહેવા દેવો યોગ્ય નથી. આમ વિચાર કરી બીજે દિવસે રાજાએ કાઉલ્ફને કાંઇક બહાનું કહાડીને બીજા દેશમાં જવાની આજ્ઞા આપી. કાઉલ્ફ પણ તેજ વખતે કોરમ શહેર છોડીને સમરકંદ તરફ રવાના થયો. ત્યાં જઇને તેણે ધર્મશાળામાં મુકામ કર્યો. પોતાની સાથે તે જે કાંઈ લાવ્યો હતો તેથી તેણે કેટલાક દિવસ પોતાનું ખાવા પીવાનું ચલાવ્યું. જ્યારે તેની પાસેનું સર્વ ધન ખર્ચાઈ ગયું

ત્યારે તેણે ભૂખથી વ્યાકુલ થઇને એક મસ્જીદમાં આશ્રમ કર્યો. મસીદના માલીકે કાઉલ્ફનાં રૂપરંગ, શીલસ્વભાવ વિગેરે જોઇને તેને ખાનદાન અને જ્ઞાનવાન સમજીને પોતાની પાસે રાખી દીધો. કાઉલ્ફને રાજસી ઠાઠનું સ્વપ્નું વિતિ ગયું, હાલ તે સુકો રોટલો ખાઇને પોતાનો પ્રાણ નિભાવવા લાગ્યો.

એક દિવસ કાઉલ્ફ મસીદમાં બેસીને એક પોથી વાંચી રહ્યો હતો એવા વખતે એક વેપારી ત્યાં આવ્યો. તે કાઉલ્ફનો પરિચય જાણવાની ઇચ્છાથી તેને કાંઇને કાંઈ પૂછવા લાગ્યો. કાઉલ્ફે લજ્જાવશ થઇને પોતાની હકીકત છુપાવીને જે દશામાં તે હતો તેવોજ કાંઇ પરિચય કહ્યો. વેપારી તેની વાતચિત તથા રીતભાતથી સારી રીતે સમજી ગયો કે આ કોઇ સારા ઘરનો માણસ છે. કંઇક વિપત્તિ આવી પડવાથી આ દશામાં આવેલો છે. તે કાઉલ્ફને પોતાને ઘેર લઇ ગયો અને ઘણાજ પ્રેમથી તેને ભોજન કરાવ્યું. જ્યારે તે જવા લાગ્યો ત્યારે વેપારીએ તેના હાથમાં કાંઇક દ્રવ્ય આપીને કહ્યું, આ ખર્ચાઇ જાય તો પછી મારી પાસે આવજો. કાઉલ્ફે તેને હૃદયથી ધન્યવાદ આપી પોતે પોતાના મુકામે આવ્યો. કેટલાક દિવસ પછી દાનિશમંદ નામનો તે રાજ્યનો એક ઓફીસર તે મસીદમાં નિમાજ પઢવા આવ્યો. તેણે કાઉલ્ફને એકાન્તમાં લઇ જઈને કહ્યું, " તમે મસીદમાં રહીને કેમ આટલું દુઃખ વેઠયાં કરોછો ! હું તમને એક સલાહ આપુંછું. જો તમે તે અનુસાર કામ કરશો તો તમારાં સર્વ કષ્ટો દૂર થશે.

કાઉલ્ફ—આપ મહેરબાની કરીને ફરમાવો કે શું કરવું. જો તે કામ ધર્મ વિરૂદ્ધ નહિ હોય, અને તેથી મારો પણ કાંઇ ઉપકાર થઇ શકશે તો ખુશીથી તે હું કરીશ.

દાનિશમંદ—જે વેપારીએ તમને પોતાને ઘેર લઈ જઈને ઘણાજ માનપૂર્વક જમાડયા હતા, તેને એક ઉપકાર કરવો પડશે. તે વેપારીને તાહીર નામનો એક પુત્ર છે તે સર્વગુણ સમ્પન્ન હોવા છતાં પણ ક્રોધી હોવાથી લોકોમાં અપયશને પાત્ર થયો છે. સર્વ લોક તેના એ ખરાબ સ્વભાવની નિંદા કરે છે. તેણે એક સાધારણ વાતને માટે પોતાની પત્નિ સાથે કલેશ કરીને તેને તલાક આપી છે. તેની સ્ત્રીનો સ્વભાવ ઘણોજ સારો છે. રૂપમાં પણ ખૂબસુરત છે. ક્રોધ શાંત થતાં જ્યારે તાહીરને ભાન આવ્યું ત્યારે તે પોતાની બેવકૂફીને માટે પસ્તાવો કરવા લાગ્યો. તે હવે પોતાની સ્ત્રીનું ગ્રહણ કરવા ઈચ્છા રાખે છે. તેનો પિતા પણ બંનેનો મેળાપ થાય તેમાં રાજી છે. પરન્તુ મુસલમાની રીતે કોઇ સખસ પોતાની પત્નિને તલાક આપીને પાછો તેને કબુલ કરવાનું ઇચ્છે તો જ્યાં સુધી તે સ્ત્રી બીજી સ્ત્રીની સાથે નિકાહ ( લગ્ન ) કરીને તે પુરૂષથી તલાક ન મેળવે ત્યાં સુધી તેના પ્રથમ ધણીને હક નથી. પણ તે બનવું કઠિન છે કારણ કે જે આવી યુવતીની સાથે સંબંધ જોડે તે ફરી તેને છોડે કેમ? આવી સુંદરી અને સુશીલા યુવતીને મેળવીને કોણ ત્યાગ કરવાને રાજી થાય? આથી તાહીર પોતાની સ્ત્રી ફરી પાછી નહીં મળે એથી નિરાશ થઇને સંસાર સુખથી હાથ ધોઇને બેઠો છે. વેપારી પોતાના પુત્રની આવી દશા જોઇને અને ગુણવતી પુત્રવધુને ખોવાથી ચિંતામાં મરવા બેઠો છે. એથી હું તમને કહું છું. કે જો તમે તે સ્ત્રીની સાથે લગ્ન કરીને, લગ્નને બીજે દિવસે તેનો ત્યાગ કરશો તો, તે વેપારી તમારો કેટલો ઉપકાર માનશે તે હું કહી શકું તેમ નથી. તમારા આ ઉપકારને તે વેપારી જીંદગી સુધી પણ ભૂલશે નહીં. આ ઉપકારના બદલામાં તમે જે માગશો તે તે આપશે. તે પ્રસન્ન

થઇને તમને એટલું ધન આપશે કે તમે અસંખ્ય ધનના પતિ બની જશો. આ સાંભળી કાઉલ્ફે કહ્યું, કાંઇ હરકત નહીં, જો મારાથી સોદાગરના ઉપર એટલો ઉપકાર થતો હશે, તો એમ કરવામાં મને કાંઈ હરકત નથી. હું રાજી છું. પણ એક વાત હું તમને પૂછુ છું, કે આ કામને માટે આપને કોઇ બીજો માણુસ ન મળ્યો ?

દાનિશમન્દ—શોધવાથી મળે ખરો, પણ જેવા તેવા માણુસથી આ કામ બની શકે નહી. જાણીતો કોઇ માણુસ લગ્ન થયા પછી તેને છોડવાને રાજી ન થાય, તે ભયથી અમે જેવા તેવા માણુસ માર્ફતે આ કામ કરવું યોગ્ય ધાર્યું નથી. તમે વિદેશી માણુસ છો, અહી રહેવાને માટે તો તમે કાંઈ આવ્યા નથી. જ્યારે ફાવે ત્યારે ચાલ્યા જાવ તેમ છો. તમારો શીલ સ્વભાવ અને સ્વરૂપ જોવાથી જણાય છે કે તમે કોઈ ખાનદાન કુટુંબના સંતાન છો, તમારાથી કોઇ પ્રકારનું અનિષ્ટ થવાનો સંભવ નથી. એથી જો તમે સાચા દિલથી રાજી હો તો હા કહો, એટલે હું તે વેપારીને ખબર આપું.

કાઉલ્ફ—મારાથી તેના ઉપર ઉપકાર થતો હશે તો હું એવો પામર પ્રાણી નથી કે તેમાં ઇન્કાર કરૂં. આપ વેપારીને કહેજો કે હું તેમ કરવા ખુશીછું.

દાનિશમન્દ—તો તમે મારી સાથે એ વાત કબુલ કરો, કે "લગ્નને બીજેજ દિવસે તે સ્ત્રીને તલાક આપીને અહીંથી બીજી જગ્યાએ ચાલ્યા જશો."

કાઉલ્ફ—બહુ સારૂં, આપની તે વાત મારે કબુલ છે.

દાનિશમન્દ—જો તમે આ નિશ્ચયને કાયમ રાખીને તે પ્રમાણે વર્તશો તો પાંચસો મહોરો તમને ઇનામમાં મળશે, અને તે સિવાય

તે વેપારી તમને ખુશીથી જે કાંઈ આપશે તે પણ તમને મળશે. કાઉલ્ફ ધારવા કરતાં વધુ ઇનામ મળવાની વાત જાણીને બહુજ ખુશી થયો. તેણે મનમાં વિચાર્યું કે, આ ગરીબી હાલતમાં આથી વધુ કઇ સૌભાગ્યની વાત છે, પછી તેણે દાનિશમંદને કહ્યું, આપ વેપારીને મારી વાત કહેજો. હું તેમની મરજી પ્રમાણે કામ કરીશ.

દાનિશમંદે આ વાત વેપારીને કહી. તે સાંભળી વેપારી ખુશી થયો. પછી નિકાહનો દિવસ નક્કિ કરીને કાઉલ્ફની સાથે પોતાની પુત્રવધુનો સંબંધ જોડી દીધો. રાત વિત્યા પછી તાહીર પોતાની પ્રાણપ્રિયાને પાછો પોતાના ગળાનો હાર બનાવશે, એ આશાથી તે આનંદ સમુદ્રમાં નિમગ્ન થયો, પરંતુ જેથી તેની પત્નિનું અનુપમ સૌંદર્ય કાઉલ્ફ જોવા ન પામે એ વિચારથી શયનગૃહમાં દિવોન કરવાની તેણે આજ્ઞા કરી. લગ્ન થયા પછી પતિ અને પત્નિ બંને શયનગૃહમાં ગયાં તો ત્યાં દીવો નહોતો. એથી કાઉલ્ફ મનમાં ને મનમાં અફસોસ કરવા લાગ્યો. તેણે સાંભળ્યું હતું કે કન્યા ખુબસુરત છે. પણ તેની ખુબસુરતીને જોવાનું તેના નસીબમાં નહોતું. દિવસે લગ્ન વખતે કન્યાનું મુખ કપડાંથી ઢાંકેલું હતું. જેથી જોવા ન મળ્યું. આમ વિચાર કરતો કાઉલ્ફ આ પ્રકારે મનમાં ને મનમાં શોચ કરતો ઘણીજ ઉદાસીની સાથે તે અંધારી કોટડીમાં છાનોમાનો બેસી રહ્યો. વહુ પણ ઘરમાં એકદમ અંધકાર અને કાઉલ્ફને મૌન બેઠેલો જોઇ ભયની મારી મનમાં ને મનમાં કહેવા લાગી. "હાય! હું કેવા વિષમ સંકટમાં આવી પડી, સ્વપ્નમાં પણ જેનું કદી મુખ જોયું નથી, જેનું કદી નામ સાંભળ્યું નથી. તે મારો પતિ બનીને શયનગૃહમાં બેઠો છે. જો કાલે સવારે તેણે મારો ત્યાગ ન કર્યો તો મારૂં જીવન તેના આધિન થશે, કાલે શું થશે એ ભગવાન જાણે,

પણુ આ અંધારી રાતમાં આ મૂઢની પાસે એકલી શીરીતે રહી શકીશ ? એમ વિચારી તે ભયભીત થતી રોવા લાગી.

કાઉલ્ફે તેને કહ્યું. સુંદરી, તું કેમ રડે છે ? તારે ભયનું કાંઇ કારણુ નથી. હું ઉમદા ખાનદાનનો પુત્રછું. મારાથી તારૂં કોઇ પણુ રીતનું કાંઇ પણુ અપમાન યા નુકશાન થશે નહિં. મેં તારી સાથે લગ્ન કર્યું છે તે માત્ર તારા પ્રથમના પતિની સાથે પાછું તું લગ્ન કરે તેનો રસ્તો ખોલવાને માટેજ કર્યું છે, એથી તું મને તારો એક ઉપકારક સમજીને મારી વાતપર વિશ્વાસ રાખ, ગભરાવાનું કાંઇ કારણુ નથી.

યુવતી કાઉલ્ફની વાત સાંભળીને ચમકી ઉઠી, તે તેનો કંઠસ્વર સાંભળીને સ્પષ્ટ સમજી ગઇ કે તે તેને એક વખતે પ્રથમ મળેલો છે. પરંતુ તે કયારે, કયાં તેની બોલી સાંભળી હતી, એ બહુજ 'વિચાર કરતાં પણુ તેને યાદ ન આવ્યું, ત્યારે તેણે જીજ્ઞાસા કરી કે, હું આપનું નામ ઠામ કાંઇ જાણુતી નથી. પરંતુ આપનો સ્વર સાંભળતાં મને લાગે છે કે આપ જરૂર મને પહેલાં એક વખતે મળેલા છો. એથી આપ કૃપા કરીને આપનું ઓળખાણુ આપશો. કાઉલ્ફે યુવતીની મીઠી વાત સાંભળીને આશ્ચર્ય થઇને કહ્યું, તમારો સ્વર પણુ મેં એક વખત સાંભળ્યો છે એમ જણુાય છે. તો કહે કે, તું શું બૈરમ રાજમંત્રીની પુત્રી છે ? અને તારૂં નામ દિલેરા છે ?

યુવતીએ કહ્યું, તો શું તમે કાઉલ્ફ છો ?

કાઉલ્ફ—હા, મારૂં નામ કાઉલ્ફ છે. તો ખરેખર તું મારા પ્રાણુની પ્યારી તે દિલેરા છે કે જેની જુદાઇનો અગ્નિ મારા હૃદયમાં રાતદિવસ સળગી ઉઠયો હતો ? સાચું કહે . શું તું તેજ દિલેરા છે !

યુવતી—હા હું તેજ દિલેરા છું. મારાજ મિથ્યા પરિહાસને લીધે તમે આટલું દુઃખ ભોગવ્યું છે. પરંતુ પ્યારા કાઉલ્ફ તે દુઃખ કેવળ તમેજ ભોગવી રહ્યા છો એમ નહીં, અહીં જો કે મારા ભોગ-વિલાસની વસ્તુઓની કમી નહોતી, તથાપિ તમારાથી વિખુટી પડવાથી મેં જે આટલા દિવસોથી દુઃસહ વેદના ભોગવી છે તે માત્ર અંત-ર્યામી ભગવાનજ જાણે છે.

કાઉલ્ફ—ઠીક, એ વાત પછી, પણ હાલ કહે કે, આ વેપારીના પુત્ર તાહીરની સાથે તારૂં લગ્ન શી રીતે થયું?

દિલેરા—ભાવિને કોઇ ટાળી શકતું નથી. નસીબમાં લખેલી વાત જરૂર બને છે. મારા પિતા આ દેશમાં કાંઇક કામને માટે આવ્યા હતા, તે તાહીરને મારે લાયક વર જાણીને તેની સાથે મારા વિવાહની વાત નક્કી કરી ગયા હતા. એથી મારી ઈચ્છા ન હોવા છતાં પણ મારા પિતાની આજ્ઞાનુસાર તાહિરે મારી સાથે લગ્ન કરીને તે મને પોતાને ઘેર લઈ ગયો. આ નાપસંદગીના લગ્નથી મારા જીવને જે દુઃખ થતું હતું તે મારો જીવજ જાણતો ભલો છે. મારા મનની વાત મારા મનમાંજ રહી ગઈ. સાચું પુછો તો હું તમનેજ મારૂં દિલ આપી ચુકી હતી. તમારી મોહબ્બતે મારા હૃદયમાં ઘર કરી લીધું હતું. પરંતુ મેં મારી નાદાની અને ખોટી મશ્કરીથી તમને દારૂણ દુઃખ આપ્યું હતું. તેના પ્રાયશ્ચિત માટે એ પણ લીધું હતું કે તમારા સિવાય મારે કોઇ અન્ય પુરૂષ સાથે લગ્ન ન કરવું. પરંતુ આ અણુચિંતવ્યા લગ્નથી મારૂં દિલ દુઃખાવા લાગ્યું, પણ પુરૂં ન કરવાથી મારૂં દુઃખ દિવસે દિવસે વધવા લાગ્યું. સર્વ સુખ હોવા છતાં પણ તમારી જુદાઇના દુઃખથી મારો જીવ બળવા લાગ્યો. મારો પતિ વિદ્વાન છે, રૂપવાન છે, છતાં પણ એ એવો

ક્રોધી અને કઠોર છે કે જે વાત વાતમાં ગુસ્સે થઈ જાય છે. અને ન કહેવાનું કહી દે છે. જ્યારે તેનો સ્વભાવ અતિશય ઉગ્ર થઈ જાય છે ત્યારે હું રડવા લાગું છું. એવો એક પણ દિવસ ગયો નથી કે જેમાં હું ન રડી હોઉં. જેટલો તેનાં વિષમય વચન બા-ણુથી મારો જીવ દુઃખાવા લાગ્યો તેટલોજ અધિક પ્રેમ તમારા પ્રતિ વધવા માંડયો. તમારૂં તે મધુર ભાષણ, તમારી દીલ ખુશ કરનારી તે મીઠી મશ્કરી, જ્યારે મારા હૃદયમાં ઉદય થતી ત્યારે હું જળ-હીન માછલીની માફક તરફડવા લાગતી. આટલા દિવસોથી જે હું તમારા વિયોગાગ્નમાં જીવ બાળ્યા કરતી હતી. તેનું ફળ ઇશ્વરે આજ મને આપ્યું છે. ઈશ્વરે મારા હૃદયના સાચા પ્યારાને મેળ-વીને આજ મારૂં કલેજુ ઠંડું કર્યું છે. તમને મેળવીને આજે મારૂં સર્વ દુઃખ દૂર થયું છે.

કાઉલ્ફે દિલેરાની એ સર્વ મહોબત ભરેલી વાતો સાંભળીને કહ્યું, " પ્યારી, તારૂં કહેવું સાચું છે. ઇશ્વર સહાય ન કરત તો આપણા આ શુભ મેળાપનો અવસર હાથ ન આવત, પરંતુ આ બે ઘડીનો મેળાપ સ્વપ્નનીજ બરોબર સમજવો જોઇએ. સુખની રાત વીતિ ગઇ છે, સવારની સફેદી જણાવા લાગી છે. હવે તાહીર આવીને મને ઘરમાંથી બહાર કાઢી મુકશે. હાય ! મેળાપ થતાં ન થતાં તો પાછું ફરી વિયોગનું દુઃખ સહેવું પડશે. તારૂં મુખ પણ તે ચંડાળે મને જોવા ન દીધું.

કાઉલ્ફ આ પ્રમાણે કહેતો હતો તેવામાંજ તાહીરના નોક-રોએ કમાડ ખખડાવ્યાં. ઉઠો, ઉઠો, હવે સુવાનો સમય નથી. જોતા નથી કે સવાર થઇ ગયું છે.

કાઉલ્ફે દિલેરાને કહ્યું, આ જુઓ, મેં જે કહ્યું હતું તેજ થયું. કહો હવે શો ઉપાય છે ?

દિલેરા—આને માટે ચિંતા ન કરો, તમે તો રીતસર મારી સાથે લગ્ન કર્યું છે. ત્યારે તમે મને કેમ છોડશો ? જ્યાં સુધી તમે મારો ત્યાગ નહીં કરો ત્યાં સુધી તાહીર મને મેળવી શકશે નહિં.

કાઉલ્ફ—મેં લગ્નને બીજેજ દિવસે સવારમાં તારો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરેલી છે. હું તે પ્રતિજ્ઞાને કેવી રીતે તોડીશ ?

દિલેરા—તમે પ્રપંચ કરીને તો મારી સાથે લગ્ન કર્યું નથી-ને ? લગ્ન થયા પછી સ્ત્રીના ઉપર સ્વામીનો જેવો અધિકાર ઉત્પન્ન થાય છે તેવોજ મારાપર પણ તમારો અધિકાર ઉત્પન્ન થયો છે. હવે મારો ત્યાગ કરવો યા ન કરવો એ તમારા આધિન છે. તમે મારો ત્યાગ ન કરવાથી ગુન્હામાં આવશો યા રાજાની પાસે શિક્ષાને પાત્ર થશો એવી શંકા ન કરશો, અને જો તાહીરના નોકર કે સગાં સ્નેહિઓ તમારાપર જોર જુલમ કરશે તો ખુદ રાજા ઉજવકશાહ તમને મદદ આપશે, માટે જો તમે તમારો નિશ્ચય કાયમ રાખશો તો મગદુર નથી કે કોઇ તમારા ઉપર જબરદસ્તી વાપરી શકે !

કાઉલ્ફ—પ્યારી ! તું મળવાથી અને તને સુખથી રાખવાને માટે હું સર્વ દુઃખો તુચ્છ સમજીને પ્રાણ પણ અર્પણ કરી શકું તેમ છું, પરંતુ મનુષ્ય જીવનનું સર્વસ્વ જે સત્ય અને ધર્મ છે તેનો ત્યાગ કરી શકું તેમ નથી. તારા વિયોગનું દુઃખ મારાથી સહન થઈ શકશે નહિ. તારો ત્યાગ ભલે મને મૃત્યુનું કારણરૂપ થઇ પડે, પરંતું કોઇને વિશ્વાસ આપીને હું વિશ્વાસનો ભંગ જીવતાં

તો નહીંજ કરી શકું. બીજાને દુઃખ આપવા કરતાં પોતેજ તેને વ્હોરી લેવું એ સારૂં છે.

આ તરફ તાહીરના નોકરો બારણાં ઉઘડતાં વાર થતાં વારંવાર કમાડને ધકેલવા લાગ્યા. પરંતુ કાઉલ્ફે તે ઉપર ધ્યાન ન આપતાં દિલેરાની સાથે સલાહ કરવાના વિચારમાં તત્પર રહ્યો. પછી તાહીર પોતે બારણા આગળ આવ્યો અને કાઉલ્ફને બુમ મારી કહેવા લાગ્યો કે, આટલી બુમો પાડવા છતાં પણ તમારી ઉંઘ ઉડતી નથી. એવો ઉંઘનાર તો મેં આજ સુધી કોઇ જોયો નથી. જલ્દી ઉઠો અને બારણાં ઉઘાડો. એ સાંભળીને દિલેરાએ કાઉલ્ફને કહ્યું, હવે વિલંબ કરવાની કાંઇ જરૂર નથી, ઉઠો બારણું ઉઘાડો, પરંતુ જોજો પ્યારા ! દુખિયારીનો ત્યાગ ન કરશો. આનો કાંઈ જવાબ ન દેતાં કાઉલ્ફે બારણું ઉઘાડયું. દિલેરા તકીયા સાથે મોં છુપાવિને રોવા લાગી. તાહીરે કાઉલ્ફને કહ્યું, ચાલો, ઘરમાંથી બહાર નીકળો, તમારૂં ઇનામ લઇને રસ્તો પકડો. હવે તમારે પેટને માટે ગલીયે ગલીયે ભીખ માગવી નહીં પડે. તાહીરનો ઇસારો થતાંજ તેનો નોકર કાઉલ્ફને બહાર લઇ ગયો. અને તેને તળાવમાં સ્નાન કરાવીને નવાં કપડાં પહેરવાને માટે આપ્યાં, જ્યારે ખાવાપીવાની સર્વ સામગ્રી તૈયાર થઇ ગઇ, ત્યારે સોદાગર, તાહીર અને કાઉલ્ફ ત્રણે એકી સાથે ભોજન કરવા બેઠા. કાઉલ્ફ ચિંતાનો માર્યો કાંઈ જમી શકયો નહીં.

તે પછી સાંજ થતાં હાનિશમંદે કાઉલ્ફને એક કોટડીમાં લઇ જઇને કહ્યું, તમે જે મને વચન આપ્યું હતું તે પ્રમાણે સમય થઇ ગયો છે. હવે તમે તમારી સ્ત્રીનો ત્યાગ કરી દો અને ઇનામ લઇને અહીંથી વિદાય થાવ. આમ કહીને હાનિશમંદે એક બહુજ

કિંમતી પાઘડી અને પાંચસે સોના મહોરો કાઉલ્ફને આપી. કાઉલ્ફે ક્રોધી થઇને તેને દૂર ફેંકી દીધી. અને કહ્યું, જ્યારે હું વચન આપી ચુકયો છું તો હું જરૂર સ્ત્રીનો ત્યાગ કરીશજ પણ આપ ઘણાજ કઠોર હૃદયના છો. આપના જીવમાં દયા નથી. હું આ લાંચના રૂપિયા હાથમાં પણ નહીં લઉં. આપ સાચું માનો કે આ સ્ત્રીના ત્યાગની સાથેજ મારૂં સર્વ નાશ થશે. જ્યાં હું પ્રાણ આપવાને તૈયાર છું ત્યાં ધન લઇને શું કરીશ.

હાનિશમંદ કાઉલ્ફના મોંઢે આ પ્રકારની સર્વ નાશની વાત સાંભળીને શું કરવું તે સ્થિર કરી શકયો નહીં. તેણે તાહીર અને તેના પિતાને આ ખબર આપી. તાહીરે કહ્યું, જેનો ભય હતો તેજ થયું. તેણે જરૂર કોઈ રીતે મારી સ્ત્રીનું દિવ્યરૂપ જોયું હશે અને તેનાપર મોહિત થઈ ગયો હશે. જેથી તે હવે તેને છોડવાને રાજી થતો નથી. અને જો મારી સ્ત્રી પણ તેની સાથે સંમત થઈ હશે તો તો અંધેરજ થયું. તાહીરના પિતાએ કહ્યું, “ ઠીક સ્ત્રીને તો બોલાવીને પૂછો.

તાહીર દિલેરાને પૂછવા ગયો, દિલેરાને શોધતો શોધતો શયનગૃહમાં ગયો તો તે ત્યાં પડી પડી રડયાં કરે છે. એ જોઇને તાહીર અવાક થઈ ગયો, પછી ધીરજ રાખીને બોલ્યો, દિલેરા તું કેમ રડે છે? દિલેરા રોતાં રોતાં બોલી, તમે તો મને તલાક આપી ચુકયા છો, હવે ફરી કેવી રીતે ગ્રહણ કરશો? તમે દિલથી મને ચ્હાતા પણ નથી. તમારી પાસે રહેવામાં મને પણ સુખ નથી. એથી હું તમને હાથ જોડીને અરજ કરૂં છું કે તમે મને આ મારા નવા ધણી સાથે જવા દો.

તાહીર—દિલેરા શું તું ગાંડી બની ગઈ? તું મારા ઘરનું

રાજસી સુખ છોડીને એક ભિખારીની સાથે રહેવાનું વધુ પસંદ કરે છે? આ ઘણી આશ્ચર્યની વાત છે.

દિલેરા—જેને જીવ વ્હાલો નથી તેની સાથે રહી ઐશ્વર્ય-સુખ ભોગવવા કરતાં, પોતાના પ્યારાની સાથે રહીને દરિદ્રતાનું દુઃખ વેઠવું સારૂં છે. પોતાના પ્રિયતમની સાથે રહી દુઃખ ભોગવવામાં પણ સુખ છે.

તાહીર—ઘણી આશ્ચર્યની વાત છે. તું મારી સાથે આટલા દિવસ રહી તોપણ મારાપર તારો પ્રેમ ઉત્પન્ન ન થયો અને એક ગરીબ માણસ ઉપર એક રાતમાંજ તેનું મુખ વિગેરે કંઇ ન જોવા છતાં પણ આટલો ગાઢો પ્રેમ બંધાઇ ગયો કે તેના ઉપર તું આટલી બધી જીવજાનથી લટ્ટુ થઇ ગઇ.

દિલેરા—તમારી સાથે મારૂં લગ્ન થતા પહેલાંજ હું તે માણસને મારૂં દિલ આપી ચુકી હતી. દુર્ભાગ્યથી મારાથી તેનો વિયોગ થયો. પાછો સૌભાગ્યના ઉદયથી તમારાથી ત્યજાઇને તેની સાથે લગ્ન થયું છે. તેજ મારો સાચો સ્વામિ છે. બીજો નહીં.

તાહીરે કહ્યું—તે માણસ તો તમારો ત્યાગ કરવાને માટે રાજી છે.

દિલેરા—તેણે કરેલી પ્રતિજ્ઞાથી તે મારો ત્યાગ કરવા ઇચ્છે છે, પણ તેનો પ્રેમ મારો ત્યાગ કરવા ઇચ્છતો નથી. તે મને ભલે છોડી દે, પણ હું તેને હવે કેમ છોડીશ? તે જ્યાં હશે ત્યાં હું તેની સાથે છાયાની માફક ફરીશ.

તાહીરે આ સર્વ વાત કાજીને કહી, કાજીએ કહ્યું—ઇચ્છા ન હોવા છતાં ત્યાગ કરવાથી કાયદા અનુસાર વ્યાજબી ગણાય,

પરંતુ ધર્મની દૃષ્ટિથી વ્યાજબી નથી. બીજુ જે સ્ત્રી બીજા પુરૂષની સાથે પ્રેમમાં પડેલી છે તેને જબરદસ્તીથી ઘેર રાખવી તે પણ વ્યાજબી નથી. એથી આ બંનેને વિદાય કરી દો. ભલું કરવાનું પરિણામ આવું ભયંકર થઇ જશે એવો અમને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો.

એ સાંભળીને તાહીર અને તાહીરના બાપે દિલેરાને ત્યાગ કરવાનોજ વિચાર નક્કી કર્યો. એથી કાઉલ્ફ અને દિલેરાના આનંદની સીમા ન રહી. બંને ત્યાંથી વિદાય થયા.

કેટલીક વખતે તેમની પાસે ઉમદા પોશાક પહેરીને એક યુવાન પુરૂષ આવીને હાજર થયો. તેણે કાઉલ્ફને કહ્યું હું એક રાજકર્મચારી છું. તમારા બેની અદ્‌ભૂત પ્રેમની વાર્તા સાંભળીને તમારા બંનેનાં દર્શન કરવાની લાલસાથી અહીં આવ્યો છું.

કાઉલ્ફે પૂછ્યું—આપે તે કેવી રીતે જાણ્યું?

યુવાન—"એ વાત શું કોઇથી છાની રહે તેમ છે. આ શહેરના બાળકથી તે વૃદ્ધ પર્યંતના સર્વે તમારા પ્રેમની વાત સાંભળી ચુકયા છે. વિશેષ કરીને યુવક મંડળી અને પ્રેમિક સમાજમાં તમારા લોકોનો સુયશ સ્થાપવાની જગ્યા નથી. સાચો પ્રેમ કોને કહે છે. એ હું આપની પાસેથી શીખવા ઇચ્છું છું. એ પ્રેમશિક્ષાની દક્ષિણામાં હું મારૂં જીવન આપને અર્પણ કરવા ઇચ્છું છું. અગર મારાથી આપનો જો કાંઇ ઉપકાર થઇ શકે તેમ હશે તો તેમાં કદી પાછી પાની નહી કરૂં."

કાઉલ્ફ આ પ્રમાણે નવિન યુવાનની વિવેકભરી વાતો સાંભળીને તેને કોઈ આબરૂદાર ગૃહસ્થ સમજીને બોલ્યો—"આપનું આગમન

અમારા સૌભાગ્યની સૂચના આપી રહ્યું છે. અમે જે દુરાવસ્થામાં હાલ છીએ તેમાંથી અમારો ઉદ્ધાર થવો કઠિન છે ઇશ્વરની કૃપા સિવાય આ દુઃખમાંથી છુટવાનો બીજો ઉપાય નથી. આપ આપને પરમાત્માના મોકલેલા એક સહાયક સમજીને અમારૂં આ વિપદ્દમાંથી રક્ષણ કરશો."

કાઉલ્ફ આ યુવકને સાથે લઇને ભોજન કરવા બેઠો. દિલેરા પોતાના મુખ પરનો પડદો દુર કરીને પોતાના હાથે આ બંનેને રસોઇ પીરસવા લાગી. યુવકે દિલેરાનું અનુપમ સૌંદર્ય જોઇને કાઉલ્ફને કહ્યું." મહાશય! આપને ધન્ય છે. જો દુનિયામાં કોઇ સુખી હોય તો તે આપજ છો. આવું દુર્લભ રત્ન મેળવવાને માટે લોક જીવ સુદ્ધાં પણ આપી દે છે, તો પ્રતિજ્ઞા ભંગ કરવાનોતો કાંઈ હિસાબજ નથી. પરંતુ સાંભળ્યું છે કે, આપ આપની પ્રતિજ્ઞા પાળવાને માટે આવી અપૂર્વ સુંદરીને પણ છોડી દેવાને તૈયાર હતા. ધન્ય છે આપની સચ્ચરિત્રતાને અને ધન્ય છે આપની ધર્મપ્રિયતાને. પ્રતિજ્ઞાથી ચળિત ન થવું એ આપના જેવા મહાનુભાવોનુંજ કામ છે.

સંસારમાં એવા ઘણા લોકો છે કે જે કઠિનમાં કઠિન કામ પણ કરવાને તૈયાર થશે, પરંતુ સ્વિકાર અનુસાર કામ કરનારની સંખ્યા બહુજ થોડી છે. આ પ્રકારે એક બીજા સાથે વિનોદવાર્તા કરતા કરતા જ્યારે કાઉલ્ફ અને યુવક ભોજન કરી રહ્યા ત્યારે તે બંને એક ઓરડામાં જઇને બેઠા. કેટલીકવારે દિલેરા પણ પાન, ઇલાયચી અને અત્તર લઇને ત્યાં આવી. યુવકે દિલેરાને કહ્યું, " સુંદરી! ભગવાને જેવી ખુબસૂરતી તમને આપી છે, તેની તારીફ મારાથી તો શું પણ કોઇથી થઇ શકે તેમ નથી. પણ હવે તમે તમારા ગુણનો પરિચય આપીને મને કૃતાર્થ કરો." આ સાંભળીને દિલેરા હાથમાં

સતાર લઈ બજાવવા લાગી અને સાથેજ એવા મધુર સ્વરમાં ગાવા લાગી કે જે સાંભળીને યુવક મોહીત થઇને વારંવાર તેની પ્રશંસા કરવા લાગ્યો. મીરજાં રાજાએ જે કારણથી કાઉલ્ફને દૂર કર્યો હતો, તેજ મર્માન્તિક ભાવ ઉપર દિલેરાએ પણ એક ગીત ગાયું. એ સાંભળીને કાઉલ્ફના ચ્હેરા ઉપર ઉદાસી છવાઇ રહી. તેને પોતાના ઉપરની વીતેલી વાતો સ્મરણ થઈ આવી. તેની આંખોમાંથી આંસુ નીકળી આવ્યાં. એ જોઇને યુવકે કાઉલ્ફને પૂછ્યું, "મહાશય, આ આનંદના વખતે આપની આંખોમાં આંસું આવ્યાં?

કાઉલ્ફ—"તેનું કારણ સંભળાવીને આપના મનને દુઃખી કરવું હું ઇચ્છતો નથી."

યુવક "આપને ઉદાસ જોઇને મારૂં મન ચંચળ થઇ જાય છે. આપ કૃપા કરીને આપના મનનો ભાવ પ્રકટ કરો. જો મારાથી બનશે તો આપનો શોક દુર કરવાનો હું જરૂર પ્રયત્ન કરીશ."

કાઉલ્ફ—સાંભળો હું કહું છું;–એમ કહીને કાઉલ્ફે, પોતાને પ્રથમ દિલેરાની મુલાકાત થઇ હતી, તે પછી મીરઝાંરાજાને તે દિલેરાને ઘેર લઇ ગયો હતો, વાકયવિનોદ વખતે દિલેરાએ કરેલી જુઠી મશ્કરીથી રાજાના મનમાં સંદેહ ઉત્પન્ન થવાથી જેવી રીતે તેને દેશપાર કર્યો હતો તે, અને પછી અહીં આવ્યા પછી જે જે બનાવ બન્યા હતા તે સર્વ વૃતાંત તેને કહી સંભળાવ્યા.

યુવકે તેને અનેક પ્રકારે સમજાવી ધીરજ આપી અને તે ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી દિલેરાએ કાઉલ્ફને પૂછ્યું, આપણી પાસે અચાનક આ માણસના આવવાનું કારણ તમે કાંઈ સમજ્યા? મને લાગે છે કે, એ કોઇ ખરાબ સ્વભાવનો હશે; કાંઇ ખરાબ દાન-

તથી અહીં આવ્યો હશે, અથવા તો તાહીરનો કાંઇ ગુપ્ત રીતે આપનું અનિષ્ટ કરવાનો વિચાર હશે, તો વખતે આ તેનો પણ માણસ હોય. આપે તેને આપનો સર્વ વૃતાંત કહ્યો તે ઠીક ન કર્યું.

કાઉલ્ફ—ના, "તે વાત હું માનીશ નહી; તે કોઈ સારો અને સજ્જન પુરૂષ હતો મેં તેની અનેક પ્રકારે તપાસ કરી હતી. તેનામાં કોઈ દોષ જણાયો નહોતો. જો તેના સામર્થ્યની બહારની વાત હોત તો તે આપણને આ વિપત્તિમાંથી બચાવવાને વચન ન આપત, માટે તું તેની સાધુતામાં સંદેહ ન કરીશ."

આ પ્રકારે બંનેમાં પરસ્પર વાર્તા થઈ રહી છે તેવામાં એક સવાર ત્યાં આવી પહોંચ્યો. તેણે ઘોડા પરથી ઉતરી કાઉલ્ફની પાસે જઇ, તેના હાથમાં એક કાગળ આપીને કહ્યું, "સાહેબ! મહારાજ ઉજવકશાહે આપને બોલાવ્યા છે."

રાજાના આ પ્રકારે અચાનક બોલાવવાથી કાંઇક ભયભીત થઇ કાઉલ્ફ કપડાં પહેરીને તરતજ સવારની સાથે દરબારમાં ગયો. તો ત્યાં, ગઇ રાત્રિએ જે યુવક તેને મળવા આવ્યો હતો તેજ આ વખતે રાજમુકુટ પહેરીને સિંહાસન ઉપર બિરાજમાન થયો હતો. એ જોઇ તે આશ્ચર્યથી સ્તબ્ધ થઈ કાંઇ બોલી શક્યો નહીં. રાજાએ તેને વિસ્મિત થતાં જોઇ કહ્યું, "કાઉલ્ફ, હું તમારા સદ્વ્યવહારથી ઘણોજ ખુશી થયો છું. જો તમે મારા રાજદરબારમાં રહીને મંત્રીનું કામ કરવા કબુલ કરશો તો હું ઘણોજ ખુશી થઈશ."

આ સાંભળી કાઉલ્ફના હૃદયમાં આનંદની જગ્યા ન રહી, તેનું હૃદય ભરાઇ આવ્યું. એથી તેણે શબ્દથી કૃતજ્ઞતા પ્રકાશ કરવામાં અસમર્થ થવાથી કેવળ અશ્રુપુર્ણ લોચનથી રાજાની તરફ જોઇને માથું નમાવ્યું. રાજા ઉજવકશાહે તેજ ઘડીએ દિલેરાને રાજભૂવનમાં

બોલાવવાનો હુકમ આપ્યો. અને તેમને રહેવાને માટે રાજમંદિરની નજીકનો એક સુંદર મહેલ આપ્યો. કાઉલ્ફ અને દિલેરા બંને ત્યાં રહીને ઘણાજ સુખચેનથી સમય વિતાવવા લાગ્યાં."

આ વાર્તા પુરી કરીને સૌદામિનીએ કહ્યું, કહે ફરૂખનાજ પ્રતિજ્ઞાપાલનને માટે કાઉલ્ફે શું ન કર્યું? એનાથી વધીને તે શું કરી શકત? સખીયોએ તાળીયોના અવાજ સાથે ખુશી થઇને કહ્યું, આથી વધીને મરદની અસલી મોહબ્બતની સાબિતી બીજી શી હોઈ શકે? ફરૂખનાજ બોલી, "નહીં, નહીં, કાઉલ્ફને હું પ્રેમી કહી શકતી નથી. જો તે સાચો પ્રેમી હોત તો તાહીરની સાથે લગ્ન કરેલી સ્ત્રીની સાથે શું તે ફરી લગ્ન કરવાને રાજી થાત? અગર દૈવયોગથી દિલેરાની સાથે તેનો મેળાપ થયો તો તેણે પોતાની પ્રતિજ્ઞા પાળવાને માટે તેનો ત્યાગ કરવાની કેમ ઇચ્છા કરી? પોતાની પ્રેમિકાને કોણ ત્યાગ કરવાને ખુશી થાય? અગર દિલેરા જો પોતાના પ્રેમની આટલી પ્રતિજ્ઞા ન બતાવત તો કાઉલ્ફ પણ તેનો ત્યાગ કરીજ શકત. એવા પુરૂષોનાં હું વખાણ કરી શકું તેમ નથી."

ધાવે કહ્યું—જો તમે આને પણ દોષ આપો તો, તેથી પણ વધુ પ્રેમી વાર્તા તને કહી સંભળાવું છું તે સાંભળ. ધાવ કહેવા લાગી.

# कालिफ राजकुमारनी वार्ता.

અરાકાન નામનો એક અત્યંત સમૃદ્ધિશાળી દેશ છે. જ્યાં એક વખતે તૈમુરશાહ રાજ્ય કરતો હતો. જેના ગુણથી પ્રજા પ્રસન્ન રહેતી હતી. તેના પુત્રનું નામ કાલિફ હતું. જ્યારે કાલિફ યુવાન

થયો ત્યારે વિદ્યા, બુદ્ધિ, અને બળમાં તે પોતાના બાપથી પણ વધુ હોંશિયાર નીકળ્યો. કદી કદી તે પોતે સેનાપતિ થઇને યુદ્ધ કરવાને માટે જતો અને દૂશ્મનોને જીતીને વિજયનો ઝંડો ઉડાવતો પોતાની રાજધાનીમાં પાછો આવતો હતો. તેની બીકથી પાડોશના રાજા મહારાજાઓએ ડરીને તૈમૂરની આધિનતાનો સ્વિકાર કરીને તેને કર આપવા લાગ્યા. રાજકુમારની અસાધારણ વીરતા જોઇને લોકોએ તેને વીરબહાદુરની ઉપાધિ આપી હતી.

કાળની ગતિ વિચિત્ર છે. તે એક અવસ્થામાં કદી કોઇને રહેવા દેતો નથી. એક વખતે કારઝામ દેશના રાજાએ તૈમુર રાજાની ચઢતી જોઇને, પોતાના દૂતની મારફતે કહેવરાવ્યું કે, અમે આરાકાન રાજ્યથી મોટા છીએ માટે અમને ખંડણી આપવી જોઇએ. જો તમારે પોતાનું કુશળ ઇચ્છવું હોય તો સામે થયા સિવાય ખંડણી મોકલ્યાં કરવી, નહીં તો અમારે યુદ્ધમાં તમારો પરાજય કરીને તમારા રાજ્યને હતું નહતું કરી નાંખવું પડશે.” અરાકાનના રાજાએ દુતના મોંઢે આ વાત સાંભળી પોતાના પુત્ર કાલિફ અને મંત્રિયોની સાથે આ વિષયમાં મસલત કરીને પછી દુતની સાથે કહેવરાવ્યું કે તમે તમારા રાજાને જઇને કહેજો કે અરાકાનના રાજાએ હાલ સુધી તો કોઇની અધિનતાનો સ્વિકાર કર્યો નથી અને કોઇનાં ગર્વભરેલાં વાક્યોપર તેઓ ધ્યાન પણ આપતા નથી. દૂત આ જવાબ સાંભળીને વિદાય થયો. આ તરફ તૈમૂરશાહે પોતાની આસપાસના રાજાઓને બોલાવી મંગાવ્યા. અને તેમને કહ્યું કે, કરઝામના રાજાએ મને દુત મોકલીને ખંડણી આપવાનું કહાવી મોકલ્યું હતું પણ મેં તેના દુતને પ્રતિકુળ ઉત્તર આપી વિદાય કર્યો છે. લડાઇ થાય તો આપ મને મદદ કરવા પધારશો. સર્વ રાજાઓ તૈમુરનું વિશેષ સન્માન

કરતા હતા, એથી તેમણે તેની આજ્ઞાનો સ્વિકાર કરીને મદદ આપવાનું કબુલ કર્યું. નજીકના રાજાઓમાં સાકેશનો રાજા મોટો હતો, તેણે પચાસહજાર સેના સાથે લઇને તૈમુરના દળમાં સામેલ થઇ કરજામના રાજાની સામે યુદ્ધ કરવાનું વચન આપ્યું.

કરજામ દેશમાં દુતે આવીને તૈમૂરનો સંદેશો કહી સંભળાવ્યો. કરજામનો રાજા દુતના મુખમાંથી તૈમૂરનો પ્રતિકૂળ ઉત્તર સાંભળીને ક્રોધાયમાન થયો. તેણે બે લાખ સેનાને સાથે લઇને અરાકાનપર આક્રમણ કરવાની ઇચ્છાથી ચઢાઇ કરી.

કેટલાક દિવસે તે પોતાના લશ્કર સાથે લડાઇના મેદાનમાં આવી પહોંચ્યો. ત્યાં સુધી પણ તૈમૂરશાહ યુદ્ધને માટે તૈયારી કરી શકયો નહિ, કારણ કે સાકેશ દેશનો રાજા તેમજ બીજા રાજાઓ કે જે લડાઇમાં મદદ આપવાને માટે તૈમૂરની સાથે બંધાયા હતા, તે સર્વ પોત પોતાની ફોજો લઇને અરાકાન આવ્યા નહોતા. કરજામના રાજાની આવવાની ખબર સાંભળીને સર્વ રાજાઓ સેનાની સાથે અરાકાનની રાજધાનીમાં આવી પહોંચ્યા. ત્યારે તૈમૂરશાહે પોતાના પુત્રને સેનાપતિ નિમીને દુશ્મનોની સાથે લડવાને માટે મોકલ્યો, લડાઇ ચાલુ થયા પછી બે ત્રણ દિવસ પછી સાકેશ દેશના રાજાએ છાનામાના કરજામ રાજાના મુકામમાં જઇને કહ્યું કે, જો તમે સાકેશ-રાજ્યની પાસેથી કદી કર ન લો તો, હું તૈમૂરનો પક્ષ છોડી દઉં. કર-જામ રાજાએ ભયથી આ વાત કબુલ કરી દીધી. બીજે દિવસે સાકે-શના યોદ્ધાઓ તૈમૂર પક્ષમાંથી જુદા પડી ગયા. આથી કાલિફની પાસે થોડીજ સેના બચી, એથી તે યુદ્ધમાં વિજયની આશા છોડીને રણભૂમિમાંથી નાસી ગયો. કાલિફને યુદ્ધક્ષેત્રમાંથી નાસતો જોઇને દેશમાં સર્વત્ર એ વાત ફેલાઇ કે કરજામનો રાજા તૈમૂરનો નાશ કરી

ને અરાકાનની રાજયવ્યવસ્થાનો ભાર પોતાના હાથમાં લેશે. એવી વાત સાંભળીને ભયનો માર્યો તૈમૂર પોતાનાં બાળબચ્ચાં અને બેગમ તથા એક હજાર સેના, તથા કેટલાક જવાહીર સાથે છાનોમાનો દેશ છોડીને નાસી ગયો. કરજામ રાજાએ અનાયાસે તેની રાજધાનીને પોતાના કબજામાં કરી લીધી. જ્યારે દશા બેસે છે ત્યારે ચારે તરફથી વિપદ આવીને ઘેરી લે છે. આ તરફ તૈમૂર બિચારાની દુર્દશાનો અંત ન રહ્યો. તે જ્યારે કાકેશસ પહાડની નજીક પહોંચ્યો ત્યારે એક લુંટારાનું દળ તેના ઉપર તુટી પડયું, અને જે કાંઇ તેની પાસે ધન હતું તે સર્વ લુંટી લીધું. અને સાથે જે સેના હતી તે નાસી ગઇ. માત્ર રાજકુમાર અને પોતાની સ્ત્રી રાજાની સાથે રહ્યાં. તે હવે ભિખારી બનીને ક્યાં જવું, શું કરવું તેનો કાંઇ નિશ્ચય ન કરી શક્યાં. રાજકુમાર તેમને સમજાવીને પોતે તે પહાડી પ્રદેશમાં જગ્યા શોધવા નીકળ્યો. કેટલીકવારે પાછા આવીને તેણે પોતાના પિતાને કહ્યું, "કેટલોક વખત વિશ્રામ કરવાને માટે હું એક જગ્યાએ તજવીજ કરી આવ્યો છું. એક સારૂં મેદાન છે, ઝાડ પાન પણ છે, પણ મનુષ્યની વસ્તી નથી. ત્યાં જઇને આપણે કેટલોક વખત રહી શકીશું. તેની આ વાત સાંભળી સર્વ તેની સાથે ગયાં. કેટલેક દુર ગયા તો ત્યાં એક વસ્તીવાળું મકાન જણાયું. જેથી તે તે તરફ ગયા. જોયું તો તે મકાનમાં એક ફકીર બેઠો છે. ફકીરે તે લોકોને પોતાની પાસે આવેલા જોઇને તેમને પાણી અને કેટલાંક ફળ આપીને અતિથિ સત્કાર કર્યો. તે પછી તે લોકોના કષ્ટની વાત સાંભળીને ફકીરે કહ્યું. આપને જેવું દુઃખ પડયું છે, તેથી પણ વધુ દુઃખ મેં વેઠયું છે. પણ હું ગભરાયો નથી. જ્યારે જે વિપત્તિ આવતી ત્યારે તે દુઃખ સહન કર્યું છે. ધૈર્યજ વિપત્તિનું મહાન ઔષધ છે, આપ ગભરાશો

નહિ ધૈર્ય ધારણ કરો. વિપદ બહુ દિવસ સુધી રહેતી નથી. ભગવાનની કૃપાથી પાછા સારા દિવસો જોવામાં આવશે. વિપદ કોઇને છોડતી નથી. મોટા મોટા રાજા મહારાજાઓ પણ તેના ચુંગલમાંથી છુટી શકતા નથી. હાલનીજ વાત સાંભળો, રાજા તૈમૂરશાહ કરજામ રાજાની સામે યુદ્ધમાં પરાજય પામીને પોતાના બાળ બચ્ચાંને સાથે લઇને રાજધાની છોડીને કોણ જાણે કયાં નાસી ગયો છે. કરજામ રાજાએ ચીન રાજાની પાસે એક દૂત મોકલી કહેરાવ્યું છે કે, જો તૈમૂરશાહ ચીન-રાજ્યમાં આશ્રય લેવાને આવે તો તેણે તેનાં બાળ બચ્ચાં સાથે કેદ કરીને કરજામ રાજ્યમાં મોકલી દેવાં."

આ છેવટનું વાકય ફકીર કરીમુલ્લાંના મુખમાંથી સાંભળતાંજ રાણી અચેતન થઇને ગબડી પડી, વૃદ્ધ રાજા તૈમૂર અને તેના રાજ કુમારનાં મોં સુકાઇ ગયાં. તૈમૂરે ભયથી કંપીને ફકીરને કહ્યું, "સાધુ મહાશય ? હમારૂ રક્ષણ કરો. મારૂંજ નામ તૈમૂર છે. આ જે મૂર્છા વશ થઇ પડી છે તે મારી સ્ત્રી છે. અને આ મારો પુત્ર છે. અમારૂં રક્ષણ કરો. એવો કોઇ ઉપાય બતાવો કે જેથી અમારૂં રક્ષણ થાય. એ અનુગૃહથી અમે આપનો ચિરકાળ ઉપકાર માનીશું.

કરીમુલ્લાંએ કહ્યું, " ચીન મહારાજાનો જાસૂસ આપને જોતાંજ પકડી લેશે અને મહારાજાની પાસે લઇ જશે. અહીં રહેવાથી આપના હકમાં ફાયદો નથી. એક ઉપાય હું બતાવું છું. આપ અટક નદી ઉતરીને વરલાસ રાજ્યમાં જાવ. ત્યાં આપ સ્વતંત્રતા પૂર્વક સૂખથી રહી શકશો.

તૈમૂર જવાને રાજી થયો. કરીમુલ્લાંએ તેને રસ્તા ખર્ચને માટે દશ મહોરો આપી. તૈમૂરે તેની પાસે કૃતજ્ઞતા પ્રકટ કરીને પોતાની સ્ત્રી અને પુત્ર સહિત વરલાસ દેશમાં રવાના થયો. તે ત્યાં પહોંચીને

એક મકાન ભાડે લઇને રહેવા લાગ્યો અને ઘણા કષ્ટથી સમય વિતાવવા લાગ્યો. જ્યારે તેની પાસેના સર્વ રૂપિયા ખર્ચાઇ રહ્યા ત્યારે તેના કષ્ટની સીમા ન રહી. જે મેવા સાકરથી પેટ ભરતા હતા તે હવે એક દાણાને માટે તલસવા લાગ્યા. જેમને દુગ્ધ ફેણના જેવી કોમળ શય્યામાં પણ નિંદ્રા આવતી નહોતી તેઓ હવે કાંમળાને મખમલ કરતાં પણ વધુ કિંમતી સમજવા લાગ્યા. જે રાજકુમાર હતો તે ભિખારી બની ગયો. પેટની જવાળા ઘણી તીવ્ર હોય છે. સર્વ દુ:ખ સહી શકાય છે પણ ભૂખ સહેવાતી નથી. રાજકુમાર કાલિફ દરવાજે દરવાજે ભીખ માગવા લાગ્યો. ભિક્ષા માગ્યા સિવાય જીવન નિર્વાહનો કોઇ ઉપાય ન રહ્યો. ભીખથી જે કાંઇ થોડું ઘણું અન્ન મળી જતું તેથી તે પોતાનાં માબાપની ભૂખનું નિવારણ કરવા લાગ્યો.

એક દિવસ રાજકુમારને કાંઇ ભીખ ન મળી એથી નિરાશ થઇને તે પાછો આવતો હતો તેવામાં રસ્તામાં તેણે એક વૃક્ષની ડાળી ઉપર એક અત્યંત સુંદર પોપટ બેઠેલો જોયો, તેના ગળામાં એક સોનાનો હાર હતો તેમાં ભાત ભાતનાં રત્નો ગુંથેલાં હતાં યુવરાજે તે પક્ષીને બોલાવ્યું. બોલતાંજ તે ઉડીને તેના હાથ પર આવીને બેઠું. યુવરાજે તેનું રૂપ રંગ જોઇને મનમાંને મનમાં વિચાર કર્યો કે, આ જરૂર આ દેશના રાજાનો પોપટ હશે, નહીંતો આવો કિંમતી હાર તેના ગળામાં કયાંથી હોય? આમ વિચારી પોપટને તેજ પ્રમાણે હાથમાં લઇને રાજાના દરબારમાં તે ગયો.

રાજા કાલિફના હાથમાં પોતાના પ્યારા પોપટને જોઇને તે બહુજ ખુશી થયો તેણે પ્રસન્નતા પૂર્વક કાલિફને કહ્યું. તમે કોણ છો? કયાંથી આવ્યા છો? તમને આ પોપટ કયાંથી મળ્યો?

કાલિફે પોતે એક સોદાગરનો પુત્ર છુ એમ કહી થોડો ઘણો હેવાલ જણાવ્યો. રસ્તામાં એક વૃક્ષપર આ પોપટને બેઠેલો જોઇ મેં હેતથી તેને બેલાવ્યો જેથી તે ઉડીને મારા હાથપર બેઠો. તેના ગળામાં રત્નહાર જોઇને હું તે આપ મહારાજાનું પક્ષી છે એમ માની અહીં લાવ્યો છું."

**રાજા**—"તમે ઠીક અનુમાન કર્યું આ પક્ષી મારૂંજ છે.: કાલે તે ખોવાઈ ગયું હતું. હું તેના સિવાય ઘણોજ બેચેન હતો મેં કહ્યું હતું કે જે કોઈ મારો પ્યારો પોપટ લાવી દેશે તેને હું મોં માગ્યું ઇનામ આપીશ. એથી હું તમારા ઉપર ખરેખર ખુશ થયો છું. માટે તમારી ઇચ્છામાં આવે તે માગી લ્યો.

કાલિફે હાથ જોડીને કહ્યું, "જહાંપનાહ? હું આપની કૃપાંથી કૃતાર્થ થયો છું. જો આપ ખરેખર મારા ઉપર પ્રસન્નજ હો તો મારી મનકામના પૂરી કરશો. મારાં વૃદ્ધ માબાપ અત્યંત દુઃખ ભોગવે છે, આપ તેમને આપના શરણમાં લઈ પાલન કરશો. બીજી પ્રાર્થના મારા પોતાને માટે એ છે કે, મારે મુસાફરી કરવાની ઘણીજ ઇચ્છા છે, એથી મને એક તેજી ઘોડો અને રસ્તાખર્ચને માટે એક હજાર મહોરો આપવાની કૃપા કરશો."

વરલાસના રાજાએ તેની સર્વ માગણી પ્રસન્નતા પૂર્વક કબુલ કરી. તેણે તૈમૂરશાહને સ્ત્રી સહિત રાજભૂવનમાં બોલાવી મંગાવ્યાં, અને તેમને કોઇ પણ પ્રકારનું કષ્ટ ન પડે તેનો બંદોબસ્ત કર્યો. તે પછી તેણે કાલિફને એક મજબુત અરબી ઘોડો અને એક હજાર મહોરો આપી." કાલિફ વરલાસના રાજાને વારંવાર ધન્યવાદ આપીને, પોતાનાં માબાપ પાસેથી વિદાયગીરી લઇને, ચીનદેશની રાજધાની પેકિન શહેરની તરફ રવાના થયો અને ધારેલા સમય પહેલાંજ

તે ત્યાં પહોંચી ગયો, શહેરમાં પ્રવેશ કરતાં રાત્રિ પડી, રાત્રે મુકામ કરવાને માટે તે એક મકાનપર ગયો. ત્યાં જઇ જોયું તો બારણું બંધ હતું બારણું બંધ જોઇને તેણે બહારથી કમાડ ખખડાવ્યાં જેથી એક વૃદ્ધ સ્ત્રીએ આવીને કમાડ ખોલ્યાં. તેણે કાલિફના સામું જોઇ કહ્યું, બાબુ, આપ કોણુ છો ? એવી શી જરૂર પડી છે કે આપને આ સાંજના વખતે આ દુખિયાને ઘેર આવવાની જરૂર પડી !

કાલિફ—"મા, હું એક વેપારીનો પુત્ર છું. મુસાફરી કરવાનો મને ઘણો શોખ છે, એથી ફરતો ફરતો આજે હું આ શહેરથાં આવી પહોંચ્યો છું. હું તમને મારી માની બરોબર સમજું છું આજ રાત્રે મને તમે તમારા ઘરમાં રહેવા દો. કાલે સવારેજ હું અહીંથી ઉઠીને વિદાય થઇશ."

આથી તે વૃદ્ધ સ્ત્રીયે કહ્યું, ભાઇ ! આ ઘર તમે તમારૂંજ સમજો. રાત શા માટે જેટલા દિવસ તમારી ઇચ્છા હોય તેટલા દિવસ તમે અહીં રહો. હું વિધવા છું. મારે એક પુત્ર અને એક પુત્રી છે. તે બંને મારા જીવનના આધાર રૂપ છે. તમે ખુશીની સાથે મારે ત્યાં રહો. ઓળખાણ પિછાણ સિવાય એક અપરિચિત સ્ત્રીનો અનુકૂળ ઉત્તર મળવાથી કાલિફે ઘણીજ ખુશીથી ત્યાં રાત રહેવાનો નિશ્ચય કર્યો. તેણે ઘોડાને એક ખાલે બાંધીને, પોતે હાથ મોં ધોઇને તે વૃદ્ધ સ્ત્રીના ઘરમાં જઇને એક ખાટલા પર બેઠો. પછી તેણે તે ડોશીને તેના દેશની રીતભાત, લોકોના આચાર વ્યવહાર અને તે દેશના રાજાના શીલ સ્વભાવ કેવા છે, વિગેરે પૂછવા લાગ્યો. ડોશીએ સર્વ યોગ્ય ઉત્તર આપ્યા પછી રાજાના ગુણ કહેવા લાગી, રાજા ઘણો દયાળુ છે, પુત્રની માફક પ્રજાનું પાલન કરે છે. રાજ્યમાં કોઇપણ રીતની અશાંતિ નથી. પણ એક વાતથી તે ઘણો દુ:ખી છે.

કાલીફે કહ્યું, તે રાજા છે, પછી તેને દુઃખ શી વાતનું? શું તે માંદો છે?

ડોસીએ લાંબો શ્વાસ મૂકીને કહ્યું, માંદોતો નથી પણ મંદવાડથી પણ તેની પીડા કઠિન છે. જેનો કોઇ ઇલાજજ નથી. તેની માનસિક ચિંતા તેના ચિત્તને રાત દિવસ બેચેન કર્યા કરે છે.

કાલિફે આશ્ચર્યની સાથે પૂછયું, તે કેવી ચિંતા છે? શું તેને કોઇ પ્રકારનો શોક છે?

ડોસી—કાંઇ જેવો તેવો શોક નથી, તે દારૂણ શોકનું કારણ તેની એક કન્યા છે.

કાલિફ—તે કન્યાને માટે આટલું દુઃખ ભોગવી રહ્યો છે! એ ઘણું આશ્ચર્ય ઉપજાવનાર છે.

ડોસી—રાજકુમારી અત્યંત રૂપવાન છે. તેનું નામ રત્નકલા છે. મહારાજે કન્યાની ઇચ્છા વિરૂદ્ધ ટિબેટના રાજકુમાર સાથે તેનું લગ્ન કરવાનો વિચાર કર્યો હતો, જેથી તે સાંભળી રાજકુમારી દિવસે દિવસે સૂકાવા લાગી. તે ખાવા પીવાનું છોડીને રાત દિવસ સુઇજ રહેતી. આખરે તેથી તે કઠિન રોગથી પીડાવા લાગી. તેના ઘણા ઉપાયો કર્યા પણ ફાયદો ન થયો, આખરે વૈદ્યોએ સલાહ આપી કે તેના રોગનું કારણ માનસિક વ્યાધિ છે. રાજાએ જાણ્યું કે રાજકુમારીનું લગ્ન ટિબેટના રાજકુમાર સાથે કરવાનો નિશ્ચય કર્યો છે તે તેને પસંદ નથી. તેથી તેની આવી દશા થઈ હશે, વખતે આ વિવાહ તોડી નાંખવાથી તેને સારૂં થઇ જશે એમ લાગે છે. એમ વિચારી તેમણે કન્યાને કહ્યું, પુત્રી, હવે તને જલ્દી સારૂં થશે. હું તારા શોકનું કારણ દૂર કરૂં છું. તારૂં લગ્ન ટિબેટના રાજકુમાર સાથે

નહીં થાય. એ વાતનો કાગળ મેં ટીબેટ મોકલ્યો છે. આ વાક્ય સાંભળીને રત્નકલા ખુશી થઈને બોલી, એ કામ આપે સારૂં કર્યું છે પરંતુ તેથીજ મને આરામ નહીં થાય. આપે એક વાતની પ્રતિજ્ઞા કરવી પડશે. જ્યાં સુધી આપ પ્રતિજ્ઞા નહીં કરો ત્યાં સુધી હું સારી નહીં થઉં રાજાએ કહ્યું, કહે, શી પ્રતિજ્ઞા ?

રાજકુમારી—સાંભળો મારા કેટલાક પ્રશ્ન છે, જેનો જે યોગ્ય ઉત્તર આપશે તેને હું વરીશ, અને જે મારા પ્રશ્નોનો યોગ્ય જવાબ ન આપે તેનું માથું આપે તેજ ઘડીએ કાપી નાંખવું. આપ આ વાતની પ્રતિજ્ઞા કરશો તો મને મટશે.

રાજાએ થોડીવાર વિચાર કરી કહ્યું, બેટા તારી વાત મંજુર છે. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે હવે હું તારી મંજુરી સિવાય તારૂં લગ્ન કરીશ નહીં. આ સાંભળી રાજકુમારીના ચ્હેરાપર તેજી આવી અને તેને થોડાજ દિવસમાં આરામ થઇ ગયો. તે હવે પોતાની સખીયો સાથે આનંદ કર્યા કરે છે. આ તરફ ઘણાક દેશદેશાંતરમાં તેની છબીયોનો પ્રચાર થવાથી, રાજકુમારીની સુંદરતાપર મોહિત થઈને, તેને પોતાની અર્ધાંગિની બનાવવાની ઇચ્છાથી, કેટલાક રાજકુમારો આ રાજધાનીમાં આવવા લાગ્યા. પરંતુ રાજકુમારીના પ્રશ્નોના ખરા ઉત્તર ન આપવાથી સર્વ મૃત્યુને વશ થાય છે—સર્વના ગળે છરી ફરે છે. રાજકુમારોના લોહિથી આ વખતે ચીનની રાજધાની ભરાઈ ગઇ છે. આથી રાજા ઘણાજ દુઃખી છે. જે નવયુવક રાજકુમાર તેમને ત્યાં લગ્નની ઇચ્છાથી આવે છે તેમને તે પ્રાણ જવાનો ભય બતાવી ઘણુંક સમજાવે છે. તોપણ તે લોકો રાજકુમારિના રૂપ ઉપર ગાંડા બનીને પતંગીયાની માફક આગમાં પડે છે અને પોતાના પ્રાણની આહુતિ આપે છે.

ડોસી આમ કહીને કાંઇ કહેવા જતી હતી, તેવામાં શહેરની એક તરફ ઘોર કોલાહલ થતો સંભળાયો. તેની સાથે સાથે વાજાં વાગી રહ્યાં હતાં. આથી કાલિફે ચોંકીને ડોસીને પૂછ્યું આ શું? અડધી રાત્રે આ વાજાંની સાથે કેવો કોલાહલ?

ડોસીએ ઘણીજ ઉદાસ થઇને કહ્યું, એક અભાગી રાજકુમાર રત્નકલાના સવાલનો જવાબ ન આપી શકવાથી આજરાત્રે તેનો વધ થશે. તેનો શોરબકોર થઇ રહ્યો છે.

કાલિફ તમાસો જોવાને માટે તુરત ઉઠયો, તે ઝટ ઘેરથી નીકળી વધ-ભૂમિની તરફ દોડી ગયા. ત્યાં જઇ તેણે જોયું, તો ઘેરાની અંદર ચારે તરફ કતાર બાંધીને સેના ઉભી છે. બહાર લોકોની અપાર ભીડ છે. ઉપર શામિયાનો છે, અંદર હાંડી તકતા વિગેરે ટાંગેલાં છે જેના પ્રકાશથી ચારે તરફ પ્રકાશ થઇ રહ્યો છે. વાજાવાળા લોક ઘણા જોરથી ભાતભાતનાં વાજાં વગાડે છે. કેટલીકવારે રાજમંદિરની એક બાજુનું બારણું ઉઘડયું. તેમાં થઇ ઉમદા પોશાક પહેરીને પંદરેક રાજના અમલદારો નીકળ્યા. શામિયાણાની અંદર તે લોકોના આવતાંજ ડંકો વાગ્યો. સંત્રીલોક એક રાજકુમારને હાથમાં હાથકડી નાંખીને ત્યાં લઇ આવ્યા. મુખ્ય રાજમંત્રીએ તે રાજકુમારને બોલાવીને કહ્યું, "અરે મૂર્ખ, અભાગિ રાજકુમાર! તમે તમારી બુદ્ધિના દોષથી એક ઉન્માદિને લીધે ગાંડા બનીને આ નવી જુવાનીમાં તમારા અમૂલ્ય જીવનને ખોઇ દિધું છે. તમારા આ મોતને માટે અમારા મહારાજા પાપભાગી થઇ શકતા નથી."

કેદી રાજકુમારે કાંઇપણ અધીરા ન બનીને ઘણીજ શાંતિથી ઉત્તર આપ્યો. "મહાશય! મારા મૃત્યુને માટે બીજા શી રીતે પાપભાગી થશે? હું મન, વચન અને કર્મથી ભગવાનને પ્રાર્થના કરૂં છું

કે મને પ્રાણુદંડ આપવાને માટે દયાળુ ચીન મહારાજને પાપ ન લાગો. મારી હત્યા કરવાનું પાપ તેમને સ્પર્શ ન કરો."

મંત્રી લાંબો નિઃશ્વાસ નાંખીને છાનોમાનો માથું નમાવી અંદર ચાલ્યો ગયો. નિષ્ઠુર વધ કરનારે એકજ ઘાથી રાજકુમારનું માથું ધડથી જુદું કરી દીધું. જોનાર લોક રાજા અને રાજકન્યાની નિંદા કરતા કરતા પોતપોતાને ઘેર ગયા. કાલિફ પણ પાછો ફર્યો, રસ્તામાં તેને એક માણુસ મળ્યો, તે ખૂબ ઉચ્ચ સ્વરથી રડતો રડતો તે તરફ આવતો હતો. કાલિફે તેને પૂછ્યું, મહાશય ! આપ આટલા અધિર થઇને કેમ રડો છો ? તેણે કહ્યું, આપ રડવાની વાત શું પૂછો છો ? જે યુવાન રાજકુમારનો આજે વધ થયો તેના પિતાનો હું મંત્રી છું. તેના ઉપર મારો ઘણોજ સ્નેહ હતો. આજ મારા વ્હાલા રાજકુમારને ખોવાથી મારા હૃદયમાં જે વ્યથા થઇ રહી છે તે હુ કહી શકતો નથી. હાય ! આ કાલરૂપી ચિત્રે મારૂં સર્વ નાશ કર્યું." એમ કહીને તેણે પોતાના કપડાની અંદરથી એક ચિત્ર કહાડીને જમીનપર ફેંકી દીધું. કાલિફ ઝટ તે ચિત્રપટને ઉઠાવી લઇને રસ્તે પડયો. પરંતુ રાત્રે મુકામ ન જડયો. તેથી રાત તેણે આમતેમ રખડવામાં કહાડી. સવારે તે વૃદ્ધ સ્ત્રીને ત્યાં આવી પહોંચ્યો. ત્યાં આવીને તેણે સારી રીતે તે છબીને જોઇ. જોતાંજ તેનું મન એકદમ મોહિત થઈ ગયું. તે બેશુદ્ધ થઇને એકાન્તમાં બેસીને કોણ જાણે શુંય વિચાર કરવા લાગ્યો. તેવામાં તે વૃદ્ધ સ્ત્રી તેની પાસે આવીને ઉભી રહી.

કાલિફ ઘણાજ ગૌરવની સાથે તસબીરની તરફ નજર નાંખીને મનમાંને મનમાં બોલ્યો, "હું આ અનુપમ સુંદરીને જરૂર જોઈશજ."

ડોસીએ કાલિફને આમ મનમાંને મનમાં બબડતો જોઇ, તેના

હાથમાંથી છબી લઇને જોઇ અને બોલી, હાં, આતો તે રત્નકલાનું ચિત્ર છે! આ આપને ક્યાંથી મળ્યું?

કાલિફ્—જે રાજકુમારની કાલ રાતે કતલ કરી છે તેનો એક માણસ મારી આગળ આ ચિત્રને ફેંકીને ચાલ્યો ગયો હતો, પણ હું તમને પૂછું છું કે, શું તમે કદી રત્નકલાને તમારી આંખોથી જોઇ છે? સાચું કહો, શું આ મનોહર ચિત્ર તેનું છે?

વૃદ્ધા—હા, મેં તેને જોઇ છે. તેના રૂપનો સોમો અંશ પણ આ ચિત્રમાં નથી. તે રાક્ષસીએ એવું અનૂપમ સ્વરૂપ મેળવીને સેંકડો રાજકુમારોનો પ્રાણ નાશ કર્યો છે.

કાલિફ્—જો આ વાત સાચી હશે, તો હું જરૂર એક વાર તેનાં દર્શન કરીશજ. હું સમજું છું કે જે સર્વ રાજકુમારો તેના પ્રશ્નોના યોગ્ય ઉત્તર ન આપવાથી પ્રાણ ખોઈ બેઠા છે, તે સર્વ મૂર્ખ હશે. હું તેમના જેવો મૂર્ખ નથી. હું ખરા ઉત્તર આપીને તેનો જરૂર પરાજય કરીશ."

ડોસીએ ડરીને કહ્યું, "રામ રામ! આવી વાત કોઈ મોંથી બોલી શકે? હું તમને કાળના મુખમાં કદી પણ પ્રવેશ કરવા દઇશ નહી."

વૃદ્ધાએ તેને બહુજ રોક્યો, બહુજ સમજાવ્યો, પણ કાલિફે તેની એક વાત પણ ન સાંભળી.

દૃઢ પ્રતિજ્ઞા કરીને રાજકુમાર કાલિફે વૃદ્ધાના હાથમાં દસ મહોરો આપી. પછી છબી પોતાના હાથમાં લઇને તે ત્યાંથી સીધો રાજ દરબારમાં ગયો. રાજાએ તેનાં રૂપ રંગ અને રાજસી પોશાક જોઇને સન્માન પૂર્વક એક આસન પર બેસવાનો સંકેત કર્યો. તેણે

રાજાના બતાવેલા આસન પર બેસીને પોતાના મનનો ભાવ પ્રકટ કર્યો, દરબારમાં જેટલા લોક હતા તે સર્વે આશ્ચર્ય ભરી દૃષ્ટિથી તેનું ઉત્સાહથી મુખ મંડળ નિહાળવા મંડયા. રાજા ઘણોજ ક્ષુબ્ધ અને સ્નેહથી અધીરો થઇને કાઉલ્ફને સમજાવવા લાગ્યો. જો તમે મારી વાત માનો તો આ સંકલ્પને છોડી દો, કેમ નકામો પ્રાણ ખોવા ઇચ્છો છો? કહો તો હું રત્નકલાથી પણ વાધને અધિક સુંદર કન્યા સાથે તમારૂં લગ્ન કરી દઉં તમે આ કાળ રૂપિણી રત્નકલાનું નામ છોડી દો."

આ સાંભળીને પણ કાલિફ પોતાના સંકલ્પથી વિચલિત ન થયો. રાજાની માફક મંત્રિયોએ પણ કાલિફને બહુજ સમજાવ્યો, પણ તેણે કોઇની વાત માની નહીં. સભા બરખાસ્ત થયા પછી જ્યારે સર્વ લોક ખાઇ પી નિશ્ચિત થયા, ત્યારે નક્કી કરેલા સમયે રાજાની આજ્ઞા અનુસાર સખીયોની સાથે રત્નકલા રાજસભામાં આવી પહોંચી રાજકુમારીને જોઈ કાલિફનું મન હાથમાં ન રહ્યું. જો કે તેના મુખ પર ઘુંઘટ તાણેલો હતો તથાપિ પણ તેનું તે અલૌકિક રૂપ છુપું ન રહ્યું, રાજકુમારીની આગળ પણ રાજાએ કાલિફને બહુજ સમજાવ્યો, પણ કાલિફ પોતાની પ્રતિજ્ઞાથી ડગ્યો નહીં. તેણે રત્નકલાને કહ્યું, " રાજકુમારી, તમારે જે પૂછવું હોય તે પૂછો આથી રાજકુમારી પૂછવા લાગી?—

## પહેલો પ્રશ્ન.

"ધરતી પર સબ ઠૌર નિત્ય જાકી દ્યુતિ સોહત,
જો નિજ કર સોં સકલ જીવકો પાલત પોસત;
જીહિ સમાન નહિં આન એક નિશ્ચિત ગતિ ધારે,
કહો કૌન વહ? વીર ધીર તુમ રાજ દુલારે.

### કાલિફનો ઉત્તર.

જો પાલત સબ જીવ કો અદ્વિતિય દ્યુતિમાન,
નિત્ય જયોતિ જાકી જગે સો દિનકર ભગવાન.
( સૂર્ય ભગવાન )

સભાના સર્વ લોક આ પ્રશ્નનો યોગ્ય ઉત્તર સાંભળીને પ્રસન્ન થયા. અને ધન્યવાદ પૂર્વક કુમાર કાલિફની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા.

### બીજો પ્રશ્ન..

કહિયે જગમેં કૌન અસ નિર્દય નિપટ લખાત,
જો અપની સંતાનકો ખાત ન તઉ અઘાત,

### કાલિફનો ઉત્તર.

નદ બાલક દુહિતા નદી પ્રથમ યાહિ સિરજાય,
પુનિ ઇનકો ઉદરસ્થ કરિ કબહુ ન સિન્ધુ અઘાય.

આ સાંભળી પાછો ચારે તરફથી રાજસભામાં ધન્યવાદ અને પ્રશંસાનો ધ્વનિ સંભળાવા લાગ્યો. એથી રાજકુમારી ઘણીજ લજ્જા-વશ થઇ અને કુમાર કાલિફને કહ્યું, એમ ન સમજો કે સર્વ પ્રશ્ન એવાજ સહેલા હશે? આ વખત તમારી બુદ્ધિની ગંભિરતા જણાઇ આવશે એમ કહી તેણે ત્રીજો પ્રશ્ન કર્યો.

" કહો કૌન અસ વૃક્ષ હૈ જાકે અદ્ભુત પાત,
સ્વેત સ્યામ દો બરન, કે નિત નિત નયે લખાત.

રાજકુમારીએ આ પ્રશ્ન કરીને કાલિફની બુદ્ધિને વિમોહિત કરવાને માટે પોતાના મુખ પરનો ઘુંઘટો ઉઘાડી નાંખ્યો. એક તો તેનું પુર્ણિમાના ચંદ્ર જેવું સુંદર મુખ હતું, તે ઉપર જરા લજ્જાની ઝલક પડતાંજ તેના મુખ મંડલની આરપાર શોભા વધી ગઈ. તેને દેખતાં

જ કાલિફ એકદમ અચેત થઇ નિર્નિમેષ નયનોથી રાજકુમારીનું મુખ જોવા લાગ્યો. તેનું મોં પીળું પડી ગયું. મોથી એક પણ વાત ન નીકળી, એ જોઇને સભાના સર્વ લોકોએ જાણ્યું, કે જરૂર આ વખત રાજકુમાર પરાસ્ત થયો. મહારાજા પણ કુમારની અવસ્થા જોઇને સંશય કરવા લાગ્યો. તેણે વિચાર્યું કે, " કુમારનો હવે બચાવ થવાનો નથી, તેણે સાહસ કરીને નાહક પોતાનો જીવ બરબાદ કર્યો. પરંતું જોતજોતામાં ભગવત્કૃપાથી કુમારને ભાન આવ્યું. તેણે ધીરતાથી રત્નાકલાને કહ્યું, "તારૂં અનુપમ રૂપ જોઇને મારી બુદ્ધિ ચક્કર ખાઈ ગઇ હતી જાણે કે હું સાક્ષાત સ્વર્ગની અપ્સરાનેજ જોઈ રહ્યો હતો. એથી મારૂં ભાન જતું રહ્યું હતું. હવે મને ભાન આવ્યું છે. આપનો પ્રશ્ન મેં સારી રીતે સાંભળ્યો નથી, કૃપા કરીને ફરી પૂછો. એ સાંભળીને રાજકુમારીએ પૂછ્યું:—

" કહો કૌન અસ વૃક્ષ હૈ જાકે અદ્‌ભુત પાત,
સ્વેત શ્યામ દો બરનકે નિત નિત નયે લખાત."

'કાલિફનો ઉત્તર.

" વર્ષ વૃક્ષ કો જાણિયે રાત દિવસ દો પાત,
એક સ્યામ એક સ્વેત છે નિત નિત નયે લખાત.

કાલિફનો ઉત્તર સાંભળીને સમસ્ત સભાસદો કાલિફની જીત થઇ કહીને ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યા. રાજાએ અત્યંત પ્રસન્ન થઇને પોતાની કન્યાને કહ્યું, "બેટા તારા પ્રશ્નોનું સમાધાન થઇ ગયું. તારી હાર થઇ છે હવે તું આ ગુણવાન યુવકના ગળામાં વરમાળ આરોપીને તારી પ્રતિજ્ઞાને પુરી કર." રત્નકલાએ કહ્યું, "મહારાજ, હું હજુ મારી હાર નથી માનતી. મારે બીજા પણ કેટલાક પ્રશ્ન પૂછવા છે તે હું કાલે પૂછીશ.

આ સાંભળી રાજાને ઘણો ક્રોધ થયો. ક્રોધથી તેની આંખો લાલચોળ થઇ ગઇ. તેણે ગુસ્સે થઇ કહ્યું, આ ઘણી અન્યાયની વાત છે, સર્વની આગળ તારા સવાલોના ખરા ઉત્તર મળ્યા પછી પણ તું આ નવી વાત ગોઠવવા ઇચ્છે છે ? હવે તેમ નહિ બને, જો કાંઇ પૂછવું હોય તો હાલજ પૂછ, નહીં તો તું તેનાથી જીતાઈ છું માટે તેને વરમાળા પહેરાવીને આ બખેડાને પતાવી દે.

રાજકુમારી ચુપ થઇ ગઇ. એ જોઇને સર્વ સભાસદો તેની નિંદા કરવા લાગ્યા.

રાજાએ કાલિફના તરફ જોઇને કહ્યું, ધર્મ વિચારથી તમે મારી કન્યાના પતિ થઇ ચુકયા છો. આ રાજકુમારી તમારી થઇ ચુકી છે. ઇચ્છા હોય તો તેને ગ્રહણ કરો યા ત્યાગ કરો બંને તમારી ઇચ્છાની વાત છે. હું તમારી ઇચ્છા ઉપર કોઈ રીતનું પણ દબાણ નાંખતો નથી.

કાલિફે કહ્યું, મહારાજ ! જ્યારે રાજકુમારી કેટલાક બીજા પ્રશ્ન પૂછ્યા સિવાય મને સ્વિકાર કરવાનું ઇચ્છતી નથી, ત્યારે હું પણ હાલ તેનું ગ્રહણ કરી શકતો નથી. પરંતુ હું તેને એક પ્રશ્ન પૂછીશ. જો એ મારા પ્રશ્નનો ખરો જવાબ આપશે, તો હું પણ તેને હાલજ છોડીને ચાલ્યો જઇશ. નહી તો તેણે પોતાનો પરાજય સ્વિકારીને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરવી પડશે."

રત્નકલાએ ઘણાજ ગર્વથી કાલિફની વાતને કબુલ કરી જેથી કાલિફે પૂછ્યું.—

રાજ તનય તે કોણ છે, શું છે તેનું નામ;
રહે છે તે કયા દેશમાં, ક્યાં છે તેનું ધામ.

જેણે રાખ્યો નિજ પ્રાણને, સંકટ સહી દિનરાત;
થયો સુખી હવે કોણ તે, બતાવ તું ભલિભાત.

આ વિચિત્ર પ્રશ્ન સાંભળીને રત્નકલાની બુદ્ધિ કુંઠિત થઈ ગઇ બહુજ વિચારવા છતાં પણ શું જવાબ આપવો તેનો કાંઇ તે નિશ્ચય કરી શકી નહિ. આખરે તેણે આવતીકાલે ઉત્તર આપવાનો વાયદો કર્યો.

આથી રાજાએ ક્રોધી થઇને કહ્યું, "રતન ! તારી સર્વ વાતો અન્યાયથી ભરેલી છે. તેં જે પ્રશ્ન કર્યાં છે, તેના તેણે તેજ ઘડીએ ઉત્તર આપી દીધા, અને તેમના પૂછવાથી તું કહે છે કે કાલે જવાબ આપીશ. એ કેવી વાત છે ?

કાલિફે ઉલ્લાસ પૂર્વક રાજાને કહ્યું, "ભલે, કાલે જવાબ આપશે તો પણ મને વાંધો નથી. આથી સભાના લોક રાજકુમારની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા. રાજકુમારી જયારે ત્યાંથી ઉઠીને પોતાના મહેલમાં ચાલી ગઈ. ત્યારે રાજાએ કાલિફને કહ્યું, "એવું કામ તમે કેમ કર્યું ? તમે રાજકુમારીના પ્રશ્નોના ઉત્તર આપી ચુકયા છો, જેથી તમે ધર્મ પ્રમાણે મારા જમાઇ થઈ ચુકયા છો, પાછો તમે તેને પ્રશ્ન કેમ પૂછ્યો ? અને પ્રશ્નનો જવાબ આપે તો તેને છોડી ચાલ્યા જવાની પ્રતિજ્ઞા કેમ કરી ?

કાલિફે હસીને કહ્યુ,—"મહારાજ! રાજકુમારીથી મારા પ્રશ્નનો જવાબ નહિ અપાય. તે ભલેને ગમે તેવી ચતુર હશે તો પણ આ પ્રશ્નનો ઉત્તર આપવામાં તેની હારજ થશે. મેં પ્રશ્નમાં મારો પરિચય પૂછ્યો છે. રાજકન્યા તો શું પણ આ શહેરમાં એવો કોઇ નથી કે જે મને ઓળખતો હોય, માટે આપ તેની ચિંતા ન

કરે. રાજકુમારી કોઇ પણ રીતે મારો પરિચય જાણી શકનાર નથી. અને તેથી તેનાથી મારા પ્રશ્નનો ઉત્તર આપી શકાશે નહિં."

રાજા અને સભાસદ્‌ગણો સર્વે યુવરાજની પ્રશંસા કરીને હર્ષ પ્રકટ કરવા લાગ્યા. તે પછી દરબાર બરખાસ્ત કરીને રાજા ઘણાજ માનથી કાલિફને સાથે લઇને એક અતિ સુસજ્જિજત્ત આનંદભૂવનમાં લઇ ગયો. ત્યાં તેણે શરબત પીને, નાચ ગાન સાંભળી આનંદમાં દિવસ વિતાવ્યો. રાત્રે કાલિફને એક સુંદર મકાનમાં સુવાની ગોઠવણ કરી આપી પોતે અંતઃપુરમાં ગયો.

આ તરફ રાજનન્દિની રત્નકલા પોતાના મહેલમાં જઇને સખિયોની સાથે ખેદ કરવા લાગી. "હાય ! આજે મારૂ સર્વ માન–મહત્વ જતું રહ્યું, આજે ભર્યા દરબારમાં મારો ગર્વ ચુર્ણ થઇ ગયો. આટલા દિવસથી જે મારા મનમાં વિદ્યાનો અંહકાર હતો, તે એક અપરિચિત વ્યક્તિદ્વારા ચૂરેચૂરા થઇ ગયો. જો કે તે યુવાનને જોઇને તેના ઉપર મારી પ્રિતિ ઉત્પન્ન થઈ છે, પરંતુ હાર સ્વિકાર કરીને લગ્ન કરવું એ મને કબુલ નથી. હું પરાજીત થઇને કોઇને પતિ બનાવવા ઇચ્છતી નથી. આ રાજકુમાર ઘણો ચતુર જણાય છે. તેણે પ્રશ્નને બાંને પોતાનો પરીચય પૂછયો છે. તેનો પરિચય આ દેશમાં કોણ જાણતું હશે. હું પડદાનશીન કુલકામિની થઇને તે કેવી રીતે જાણી શકું ?

પહોરેક રાત વિત્યા પછી કાલિફના ઓરડાનાં દ્વાર ઉઘાડીને એક યુવતિએ ઘુંઘટો તાણીને અંદર પ્રવેશ કર્યો.

રાજકુમાર તેને જોઇને આશ્ચર્ય પામવા લાગ્યો. તે યુવતી કમાડ બંધ કરીને ધીરે ધીરે કાલિફના પલંગની પાસે જઇને ઉભી રહી. કાલિફ સુતો હતો તે એકદમ બેઠો થયો. તેણે જરા ગભરા-

ઇને તે સ્ત્રીને કહ્યું, તું કોણ છે ? શા માટે રાતની વખતે અહીં આવી છું ?"

યુવતીએ કહ્યું, મહાશય ! આપના પ્રશ્નનો ઉત્તર આપતા પહેલાં હું મારો પરિચય આપને કહું છું. હું એક રાજાની પુત્રી છું. મારૂં નામ ગુલશન છે. આ રાજ્યના તાબે એક નાનું રાજ્ય હતું. ત્યાં હું મારાં માબાપ સાથે રહેતી હતી. મારા પિતાનું નામ કૈકોબાદ હતું. દૈવયોગથી ચીનના મહારાજાની સાથે યુદ્ધમાં તે પરાજય પામીને કેદી બન્યા. શત્રુના હાથમાં પડીને કુટુંબિયોનું અપમાન ન થાય એ ભયથી મારા પિતાની આજ્ઞા અનુસાર વજીરે મારી માતા, મારા ભાઇ અને મને સમુદ્રમાં ફેંકી દીધાં. દુશ્મનનો એક જાસુસ આ જોઈ રહ્યો હતો. તે ઇનામના લોભથી ઝટ સમુદ્રમાં કૂદી પડયો. જ્યાં સુધીમાં તે અમારી પાસે આવે ત્યાં સુધીમાં તો મારી મા અને ભાઇ બંને પાણીમાં ડુબીને મરી ગયાં. માત્ર હું જીવતી હતી. જાસુસ મને સમુદ્રમાંથી ખેંચીને કિનારે લઈ ગયો અને મને ભાનમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. જ્યારે મને ભાન આવ્યું ત્યારે તે મને રાજાની પાસે લઈ ગયો. રાજાએ તેને ઇનામ આપ્યું અને મને પોતાના મહેલમાં રાખી ત્યારથી હું રાજકુમારી રત્નકલાની સખી બનીને દાસીની માફક દિવસો વિતાવી રહી છું એ મારો પરિચય છે. હવે હું અહીં આવવાનું કારણ કહું છું, સાંભળો, પાષાણ હૃદયા રત્નકલા જ્યારે આપનાથી પરાસ્ત થઈ મહેલમાં આવી, ત્યારે ભારે ગ્લાનિથી તે અમારી પાસે બેસી વિલાપ કરવા લાગી. તે કોઇપણ રીતે આપની સાથે, લગ્ન કરવા ઇચ્છતી નથી. કાલે સવારે જો તે આપના પ્રશ્નનો ઉત્તર નહીં આપે તો ગ્લાનિથી તે મરવા પડશે. બીજું એ કે પરાજીત થવાથી તેણે આપની પત્નિ બનવું પડશે. આ બે વાતો તેને માટે

અસલ છે. એથી તે નિર્દય રાજકુમારીએ કાલે સવારમાંજ આપનું ખૂન કરવાનો વિચાર કર્યો છે. તેણે એક વધ કરનારને ઇનામ આપીને આપને મારી નાંખવાની આજ્ઞા આપી છે. આ સાંભળીને હું આપને સાવધાન કરવાને માટે છાનીમાની એકલીજ આટલી રાત્રે અહીં આવી છું. સ્ત્રિયોને અહીં આવવાની મનાઇ છે. હું ઘણીજ ગુપ્ત રીતે પહેરેદારોને લાંચ આપીને, આપની પાસે છાનીમાની આવીછું. આપ અત્યારેજ અહીંથી જતા રહો નહીંતો કાલે આપનો પ્રાણ બચવો મુસ્કેલ છે."

આ સાંભળી કાલિફનું હૃદય કંપી ઉઠયું. રૂવાટાં ખડાં થઈ ગયાં. તેમણે કમ્પિત સ્વરે કહ્યું, "રાક્ષસી! અરે નિર્દયે! ખરેખર શું તેં મારૂં ખૂન કરવાનો સંકલ્પ કર્યો છે? આ શું? મેં તમારૂં શું બગાડયું છે? મારાથી કાંઇ કસુર થઇ હોય તો બતાવ? નહીં, નહીં; તારો સ્વભાવ એવો કઠોર છે. આવી કઠોરતાથી તેં કેટલાય રાજકુમારોના પ્રાણનાશ કર્યા છે. શું રાજકુલમાં આવી રાક્ષસીનો જન્મ થયો છે? ઠીક, તો તેને ફાવે તેમ કરે પણ તેની દુષ્ટ કામના કદી સફળ થશે નહિં. હું તેના ભયથી નાસવા ઇચ્છતો નથી. કાલે ભર્યા દરબારમાં તેને પરાસ્ત કરીને સર્વની સામેજ આ રાજધાનીમાંથી ચાલ્યો જઇશ. તું સાચું માનજે કે, રત્નકલા કદી પણ મારા પ્રશ્નનો ઉત્તર આપી શકશે નહીં. પ્રશ્નના બાને મેં તેને મારો પરિચય પૂછયો છે. મારો પરિચય આ રાજધાનીમાં કોઈને પણ માલુમ નથી. જયારે તું મારી હિતૈષિણી બનીને મારા પ્રાણ બચાવવાની ઈચ્છાથી અહીં આવી છે, ત્યારે તને મારો પરિચય કહેવામાં કાંઇ હાનિ નથી. હું રાજા તૈમૂરશાહનો પુત્ર છું, મારૂં નામ કાલિફ છે. કેટલીક દુર્ઘટનાને માટે એ દેશ છોડીને હું આ રાજધાનીમાં

આવી પડયો છું. એ હાલ કોઇ જાણતું નથી. ગમે તેમ થાય તો પણ હું રાજકુમારીના ભયથી છાનોમાનો નાસી નહીં જઉં. જીવ જાય તો ભલે પણ નાસીશ તો નહીંજ. ગુલશન ગભરાઇને બોલી, નહીં યુવરાજ! આપ એવી હઠ ન પકડો. પ્રાણથી વધારે બીજું કાંઇ વ્હાલું નથી. પ્રાણનું રક્ષણ કરવાને માટે નાસવામાં દોષ નથી. આપ કહોછો કે સભામાં તેનો પરાજય કરશો પરંતુ સભામાં ઉપસ્થિત થતા પહેલાંજ તે દુષ્ટ વધિક આપને મારી નાખશે. આપ સભામાં વિજય પ્રાપ્ત કરી ચુકયા છો, ફરી વિજયની આશાથી આપને અહીં રહેવું યોગ્ય નથી. આપ આ રાત્રેજ અહીંથી ચાલ્યા જાવ. હું પણ આપની સાથે ચાલવાને તૈયાર છું. દાસીવૃત્તમાંથી મારો ઉદ્ધાર કરવો એ હાલ આપના હાથમાં છે. બે તેજી ઘોડા બહાર બાંધેલા તૈયાર છે. વરલાસ રાજયના રાજા મારા પિતાના મિત્ર છે, તેમને જોઈને ઘણા ખુશી થશે, અને આપનો પણ તે પૂર્ણ સત્કાર કરશે. હું હજુ સુધી કુંવારી છું. આપના ગળામાં વરમાળા પહેરાવીને આપની સાથે સુખેથી સમય વિતાવીશ. આપ તેનો અસ્વિકાર ન કરો. જો આપ મારી પ્રાર્થનાનો સ્વિકાર નહિ કરો તો, હું મારા હાથથી મારો ઘાત કરીશ. હાલ મારી સાથે આવવાથી બે પ્રાણની રક્ષા થશે. અહીં રહેવાથી નાહક બંનેના પ્રાણ જશે. જેથી હવે વિલંબ ન કરો, જલ્દી મને સાથે લઇને વરલાસ રાજય તરફ ચાલો. ”

કાલિફે ગંભિરતાપૂર્વક કહ્યું, હું વરલાસ રાજયના જે રૂણથી રૂણીછું, તેનો તમને ત્યાં લઇ જવાથી જરૂર થોડો ઘણો બદલો વળી શકે તેમ છે. પરંતું મારાથી તેમ બની શકશે નહિ. તેને માટે મને ક્ષમા કરો. તમે મારૂં સારૂં કરવાની ઇચ્છાથી જે સલાહ આ-

પવાને આવ્યાં છે, તેને માટે હું તમને અનેકાનેક ધન્યવાદ આપું છું. ભગવાન તમારૂં ભલું કરશે. પરંતુ હું તમારી સાથે લગ્ન કરી શકું તેમ નથી. જો તે મારા સામર્થ્યની બહારની વાત ન હોત તો હું જરૂર તમારી વાત માની શકત. પરંતું એ મારા હાથમાં નથી. રત્નકલા ભલે મારો પ્રાણ લેવાનો સંકલ્પ કરે, યા ચાહે તેમ કરે, તેનું મનોહરરૂપ મારી આંખોમાં ગમી ગયું છે. તે હવે કોઇ રીતે નીકળી શકશે નહી. તેનો અનુરાગ મારા ઉપર હોય અગર ન હોય, પણ હું દિલોજાનથી તેને ઇચ્છુંછું. તેને માટે પ્રાણ આપવાને પણ હું તૈયાર છું. પરંતુ બીજાની સાથે લગ્ન કરવા હું કબુલ નથી.

ગુલશન આટલીવાર સુધી ઉભી હતી, આખરે તે આ વાત સાંભળીને બેશુદ્ધ થઇને કાલિફના પલંગ પર એક તરફ બેસી ગેઇ અને કાલિફનો હાથ પકડીને આંખોમાં આંસુ લાવીને બોલી;–

રાજકુમાર! હાય, આવો સંકલ્પ! આવા કઠોર સંકલ્પનો ત્યાગ કરો, એ રાક્ષસીની આશાને મનથી ત્યાગ કરો. હું આપના શરણમાં આવીછું. મારો મનોરથ પૂર્ણ કરો. મારો ત્યાગ કરવો યોગ્ય નથી. આ દાસીને નિરાશ ન કરો. હું ધર્મને સાક્ષી રાખીને કહું છું કે, આપ મારો ત્યાગ કરશો તો હું જરૂર આત્મઘાત કરીશ.

કાલિફે પ્રથમની માફકજ દઢતાથી કહ્યું, " ગુલશન માફ કર, હું જે વાતનો સંકલ્પ કરી ચુકયોછું તેનો ભંગ કરીશ નહીં. હું એવો કાયર નથી કે પ્રતિજ્ઞા તોડીને પ્રાણના ભયથી નાસી જઉં એને માટે હું તમારી ક્ષમા માગું છું.

ગુલશને તો ઘણીજ આજીજી સાથે કાલિફને નાસી જવાની પ્રાર્થના કરી પણ કાલિફની દઢ પ્રતિજ્ઞાની આગળ સર્વ વ્યર્થ ગયું.

જ્યારે ગુલશન કોઇપણ રીતે કાલિફ્ને રાજી ન કરી શકી, ત્યારે તે બિચારી નિરાશ થઇને નિશ્વાસ નાંખીને આંસુ ઢાળતી આંખોએ પલંગ પરથી ઉતરીને ધીરે ધીરે ઓરડાની બહાર નીકળી ચાલી ગઇ.

સવાર થતાં કાલિફ્ તૈયાર થઈને બેઠો, દરબાર ભરાવાનો ઘંટ વાગ્યો. ભાત ભાતનાં વાજાં વાગવા માંડયાં. તે વખતે ૭ સભાસદો કાલિફ્ને બોલાવવાને આવ્યા. તે તુરતજ તેમની સાથે ઉઠીને વિદાય થયો. પરંતું ગુલશને રાતમાં જે વાત કહી હતી તેથી તેનું હૃદય ભયથી કંપતું હતું. ચારે તરફ નજર નાંખતો, વખતે આમથી આવશે ને ઘાત કરશે કે આમથી આવશે, એમ સંશય કરતો કાલિફ્ દરબારમાં ગયો. કેટલીક વારે ચીનનો રાજા પુત્રી સાથે દરબારમાં આવીને રત્નસિંહાસનપર બેઠો. તે પછી રાજાની આજ્ઞા અનુસાર એક પ્રધાન મંત્રીએ ઉઠીને કહ્યું, " જો રાજકુમારી આપના પ્રશ્નનો ઉત્તર આપશે તો આપે કાંઇ પણ બોલ્યા સિવાય રાજકન્યાનો ત્યાગ કરીને જવું પડશે. " પછી તેણે રાજકુમારીને કહ્યું, જુવો, આ છેવટની વાત છે. જો આ વખત તમે પ્રશ્નનો ઉત્તર નહીં આપી શકો તો જરૂર આ રાજકુમારને વરમાળા આરોપવી પડશે." મહારાજાએ હસીને રત્નકલાને કહ્યું, બેટા, મારા સમજ્યા પ્રમાણે તો આ પ્રશ્નનો ઉત્તર તારાથી આપી શકાશે નહીં. કાલ તો તેં તેનો જવાબ આપવાને માટે એક દિવસની મુદત માગી હતી, પરંતુ એક વર્ષ સુધી વિચાર કરીશ, તોપણ રાજકુમારનું નામ તારાથી બતાવી શકાશે નહીં. આ વખત તારી વિદ્યા અને બુદ્ધિની પરીક્ષા થશે. તું આ ભર્યા દરબારમાં કેમ તારૂં માન ગુમાવે છે. એથી જો મારી સલાહ માને તો આ કપટ–કૌશલ્ય છોડી દે. આવો સુંદર અને ગુણવાન વર બીજો

નહીં મળે. શુદ્ધ ભાવથી તેના ગળામાં વરમાળા પહેરાવ કે જે જોઇને મારૂં જીવન સફળ થાય."

રત્નકલાએ કહ્યું,—પિતાજી! આપ આટલા દુઃખી કેમ થાવ છો? હું પ્રશ્નનો ઉત્તર નહીં આપી શકું તે આપે કેવી રીતે જાણ્યું. એ પ્રશ્ન તો ઘણોજ સહેલો છે. હું તેને પ્રશ્ન માનતીજ નથી. હું હમણાંજ તેનો ઉત્તર સર્વની રૂબરૂ કહી સંભળાવું છું. કુમાર જાણતા હશે કે મારાથી પ્રશ્નનો ઉત્તર નહીં અપાય અને હું પરાસ્ત થઇશ, પણ તે એમ નથી સમજતા કે મારી વિદ્યા કેટલી બળવાન છે. હું હાલમાંજ તે પ્રશ્નનો ઉત્તર આપીને તેમના ગર્વના ચુરેચૂરા કરી નાંખું છું. તેમને જે પૂછવું હોય તે પૂછે. કાલિફે કહ્યું,

રાજ તનય તે કોણ છે શું છે, તેનું નામ,
રહે છે તે કયા દેશમાં, ક્યાં છે તેનું ધામ,
જેણે રાખ્યો નિજ પ્રાણને, સંકટ સહી દિન રાત,
થયો સુખી હવે કોણ તે, બતાવ તું ભલીભાત,

## રત્નકલાનો ઉત્તર.

કાલિફ તેનું નામ છે, પિતા નામ તૈમુર.
અરાકાન નિજ રાજ ખોઇ, દુઃખ પામ્યો ભરપૂર.

ઉત્તર સાંભળીને કાલિફને ચક્કર આવ્યું, તે બેભાન થઈ જમીન પર પડયો. તે જોઇ સભાના સર્વ લોકમાં હાહાકાર થઇ ગયો. સર્વે અનુમાન કર્યું કે રાજકુમારીએ વ્યાજબી ઉત્તર આપ્યો છે. રાજા સિંહાસન પરથી ઉતરીને કાલિફની પાસે આવ્યો. સભાસદો કાલિફને ભાનમાં લાવવાના ઉપાય કરવા લાગ્યા. કેટલીકવારે જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તેણે રાજકુમારીને કહ્યું, " સુંદરી ! શું તમે સમજો

છો કે મારા પ્રશ્નનો ઉત્તર આપી દિધો ! જો તું તેમ માનતી હોય તો તારો ભ્રમ છે. જે તૈમૂરશાહનો પુત્ર છે તેને સુખ કયાંથી ? તે બિચારો તો અપમાન, દુઃખ અને પ્રાણના ભયથી અધમરા જેવો થઈ ગયો છે.

રાજકુમારીએ કહ્યું,–તમે આજ આનંદમાં નથી પણ ખરેખર કહો કે પ્રશ્ન પૂછતી વખતે ખુશ હતા કે નહીં? કાલિફ ચુપ થઈ ગયો. રાજકુમારીએ ફરી તેને કહ્યું, કુમાર તમે હારી ગયા છો. હવે કપટ કૌશલ્ય બતાવવાની જરૂર નથી. મારા પર હવે તમારો હક દાવો રહ્યો નથી. હવે તમારૂં જીવન મારા હાથમાં છે. હું ધારૂં તો તમને છોડી દઉં યા કબરમાં પહોંચાડી દઉં. બંને મારા હાથમાં છે પરંતુ તમારૂં ભાગ્ય સારૂં જણાય છે. કારણ કે આ મારા પિતાની તમારા ઉપર વિશેષ કૃપાદૃષ્ટિ છે, તે તમને પુત્રવત પ્યારા સમજે છે. વિશેષ કરીને તમારૂં રૂપ ગુણ પણ અસાધારણ છે. એથી આજ હું મારા વિચારને બદલું છું. અને સર્વનું મન રાખવાને માટે હું તમારા ગળામાં વરમાળા આરોપું છું. આજથી તમે મારા પતિ થયા છો. હું તમારો પ્રાણ ન લેતાં મારો પ્રાણ તમને સોપું છું.

રાજકુમારીના મુખમાંથી આ વાત સાંભળીને સર્વ લોક પ્રસન્ન થયા અને આનંદથી સઘળી સભા ગાજી ઉઠી.

રાજાએ અત્યંત આનંદથી કન્યાને આશીર્વાદ આપ્યો અને કહ્યું ! " મારા પ્રાણના આધારરૂપ, પુત્રી રતન ! આજ મેં મારા જીવનને સાર્થક કર્યું છે. તેં આ રાજ કુમારને પતિ બનાવીને મારા મનના મનોરથ પૂરા કર્યા છે. આજ મારાં સર્વ દુઃખ દુર થયાં છે. આટલા દિવસોથી તને લોકો રાક્ષસી કહીને કલંક દેતા હતા, તે કન્-

લંકમાંથી હવે તારો છુટકારો થયો છે. હું પણ હવે તે બદનામી-માંથી બચ્યો છું. ભગવાન્ તમારૂં સૌભાગ્ય અચળ રાખે. તું પુત્ર-વતી થજે. તારા પુત્રનું મુખ જોઇને હું મારો જન્મ સફળ થયો માનીશ. ઠીક હવે હું તને એક વાત પુછવા માગું છું, બતાવ કે તેં આ રાજકુમારનું નામ કઇ વિદ્યાથી જાણ્યું.

રત્નકલાએ કહ્યું, રાજકુમારનું નામ જાણવાને માટે કોઇ વિ-દ્યાની આવશ્યકતા નહોતી. મેં એક સાધારણ યુક્તિથી તેનું નામ જાણ્યું છે. ગઇ રાત્રિએ મારી એક સખી છલ કરીને તેની પાસે ગઇ હતી, તે કપટકૌશલથી તેનું નામ પૂછી આવી હતી. નામ જાણવાનો મારો બીજો અભિપ્રાય નહોતો. હું એમ નહોતી ઇચ્છતી કે રાજ કુમારને પરાજિત કરીને તેના મનોભિલાષમાં વિઘ્ન નાંખું; પણ મેં જે તેના પ્રશ્નનો ઉત્તર આપવાની વાત કહાડી હતી, તે એને માટે કે જેથી મારીજ વાત ઉપર રહે. મેં સભામાં પરાસ્ત થવાની લજ્જાના ભયથીજ માત્ર આ ચતુરાઇનો ઉપયોગ કર્યો હતો.

આ વાતથી દરબારમાં હોહા થઇ રહી હતી, તેવામાં એક બી-જીજ દુર્ઘટના આવી ખડી થઇ. રત્નકલાની એક સખી કે જે તેની પાછળ ઉભી હતી, તે એકાએક સભાની વચમાં આવીને મોં પર-થી કપડું દૂર કરી ઉભી રહી, અને પોતાનાં વિશાળ નેત્રોને નચાવતી રાજકુમારીની તરફ જોતી બોલી, " તો હું તમને હવે ખરી વાત કહું છું, સાંભળો, હું કુમારનું નામ જાણવાને માટે તેમની પાસે ગઇ નહોતી, તેની પાસે જવાનો મારો કાંઇ જુદોજ અભિપ્રાય હતો. દાસીની દશામાં રહેવું મને અસહ્ય થઇ પડયું હતું. એથી હું મારો ઉદ્ધાર કરવાનો ઉપાય શોધવા ગઇ હતી. મેં ધાર્યું કે, તેમને છેતરીને કુમારને સાથે લઇને બીજા દેશમાં ચાલી જઇશ. મેં તેની

સર્વ તૈયારી પણ કરી મુકી હતી. પરંતું મારૂં ભાગ્ય સારૂં ન હોવાથી મારા સર્વ ઉપાયો નિષ્ફળ ગયા. મેં કુમારને મારા મતમાં લાવવાને માટે અનેક ચેષ્ટા કરી, પણ તેણે કાંઈ પણ રીતે માન્યું નહિ.

જ્યારે મારી આશા પુરી થવાનો કાંઈ ઉપાય ન રહ્યો ત્યારે મારા મનમાં અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો. એથી મેં તમને તેનો પરિચય બતાવી આપ્યો હતો. હું હવે આ નકામી જીંદગીને રાખીને શું કરીશ? મારૂં જીવવું વ્યર્થ છે. હું મારૂ કાળું મોં કોઇને બતાવવાને ઇચ્છતી નથી. મૃત્યુ તું ક્યાં ગયું? હવે દયા કરીને મને તું તારા ખોળામાં લઈ લે. મારા સંતાપને દુર કર.। એમ કહીને તેણે પોતાની ચોળીની અંદરથી એક કટાર કાઢીને જેવી પોતાની છાતીમાં મારવા જાય છે, તેવોજ રત્નકલાએ તેનો હાથ પકડી લીધો, અને તેને તેમ કરતાં અટકાવી, આથી સભામાં હાહાકાર થઇ ગયો. રાજકુમારી તથા ખુદ રાજાએ તેને આશ્વાસન આપ્યું. અને તેને યોગ્ય પતિ શોધી આપવાનું, અને આજથી દાસીપણામાંથી મુક્ત કરવાનું વચન આપ્યું. આથી તેને કાંઇક સંતોષ થયો.

તે પછી રાજકુમારીના લગ્નની ધામધુમ મચી. ઘેરે ઘેર મંગળાચરણ થવા લાગ્યાં. શહેરમાં ભાતભાતના ઉત્સવ થવા લાગ્યા. ચોનના મહારાજાએ વરલાસના રાજા મીરઅલીને પત્ર લખ્યો કે આપના આશ્રયમાં જે બે માણસો—એક સ્ત્રી અને એક પુરૂષ છે, તે અરાકાનનાં મહારાજા અને મહારાણી છુપા વેશમાં છે. તેમના પુત્ર કાલિફ્ સાથે મારી પુત્રીનું લગ્ન થવાનું છે. એથી તેમને સાથે લઇને આપ જલ્દી અહીં પધારજો."

લગ્નના દિવસે ઘણી ધામધુમથી રાજકન્યા રત્નકલા અને રાજકુમાર કાલિફ્નાં લગ્ન થયાં. આ ખુશીમાં મહીના સુધી રાજ-

ધાનીમાં નાચ ગાન અને ભાતભાતના ઉત્સવ થવા મંડયા. કન્યા અને વર બંને રાજ ભવનમાં રહીને ઘણીજ ખુશીથી સમય વિતાવવા લાગ્યાં. રાજકુમારીનો પુરૂષોની પ્રતિ જે દ્વેષભાવ હતો, તે પતિનું રૂપ ગુણ જોઈને એકદમ જતો રહ્યો.

કેટલાક દિન પછી વરલાસના રાજા તૈમૂરશાહ પોતાની સાથે ચીન મહારાજાને ત્યાં આવીને હાજર થયા. કાલિફને પોતાના માબાપના આવવાના સમાચાર જાણીને હર્ષ થયો, અને તેમની સામે જઇને તે તેમને આનંદ સાથે લઈ આવ્યો. તેમને આવતા જોઈ ચીનના મહારાજા સિંહાસન પરથી ઉતરીને પ્રીતિ પૂર્વક તેમને મળ્યા, અને તેમને યોગ્ય આસને બેસાડીને પછી પોતે બેઠા. પછી તેમણે કુશળ પ્રશ્નો પૂછીને તૈમૂરશાહને કહ્યું;—

કરજામરાજે આપની સાથે ઘણી નિર્દયતાનું કામ કર્યું છે. એથી જ્યાં સુધી તેને શિક્ષા કરવામાં નહિં આવે ત્યાં સુધી મારામનની ચિંતા નહીં મટે."

તૈમૂરશાહને આ પ્રકારે આશ્વાસન આપી ચીનના રાજાએ પોતાને આધિન રાજાઓને કરજામ રાજાની સામે હથિયાર ઉપાડવાની આજ્ઞા આપી. મીરઅલીએ પણ પોતાની સેનાને લડવાને માટે તૈયાર થવાની આજ્ઞા આપી. આ પ્રકારે કરજામ મહારાજાની સાથે યુદ્ધની તૈયારીયો થવા લાગી.

આ તરફ ચીનમહરાજા આલટનશાહ, મીરઅલી અને તૈમૂર હંમેશાં આનંદથી દિવસો વિતાવવા લાગ્યા. તેમણે મીરઅલી અને તૈમૂરને રહેવાને માટે એક મોટું મકાન આપ્યું અને સેંકડો દાસ દાસીયો તેમની સેવામાં સોંપી.

કેટલાક વખત પછી રાજકુમારી રત્નકલાના ગર્ભથી એક

પરમ સુંદર બાળકનો જન્મ થયો. એથી ફરી નગરમાં ઉત્સવની ધામધુમ મચી ગઇ. આનંદનાં વાજાં વાગવા લાગ્યાં. ચીનના રાજાએ ભાણેજનો જન્મ થવાથી અત્યંત પ્રસન્ન થઇને યાચકોને મોં માગ્યાં દાન આપ્યાં, અને તેના ભાણેજનું નામ સુલેમાન રાખ્યું તે પછી ખબર મળી કે સર્વ સૈન્ય તૈયાર થયું છે. વિદેશી રાજાઓ પણ સેનાની સાથે સહાયતા આપવાને માટે આવી પહોંચ્યા છે. ચીન મહારાજાની આજ્ઞા અનુસાર મીરઅલી, તૈમૂરશાહ, અને યુવરાજ કાલિફ ત્રણેએ અસ્ત્ર, શસ્ત્રથી સુસજ્જિત થઇને સાત લાખ સેનાની સાથે યુદ્ધમાં પ્રયાણ કર્યું. કરજામ રાજા અને તેનો પુત્ર શત્રુની ચઢાઇની ખબર સાંભળી સેના સહિત રણભૂમિમાં આવી ઉભા રહ્યા. બંને દળમાં લડાઇ થઇ. અંતે કરજામ રાજા પુત્ર સાથે પરાજીત થઇને માર્યો ગયો, યુદ્ધમાં વિજય મળવાના સમાચાર તૈમૂરશાહે તેજ ક્ષણે ચીન મહરાજાને મોકલી આપ્યા. તૈમૂરશાહ કરજામ રાજાને જીતીને વિજય પતાકા ઉડાવતા અસંખ્ય સેના સહિત અરાકાન ગયા. યુવરાજ કાલિફ પણ રત્નકલાને સાથે લઇને પોતાની રાજધાનીમાં જઈ પહોંચ્યો જેથી ફરી ઘર વસ્યું. તૈમૂરશાહ અને કાલિફ બંને પિતા પુત્ર મળીને રાજ્યનું સુખ ભોગવવા લાગ્યા.

કેટલાક દિવસ પછી કાલિફને ત્યાં બીજા પુત્રનો જન્મ થયો તેથી સઘળા શહેરમાં ઉત્સવની ધામધુમ મચી ગઇ. ઘેરે ઘેર આનંદ થવા લાગ્યો. રત્નકલા કાલિફ જેવો સુંદર ચતુર પતિ મેળવીને પોતાના જીવનને ધન્ય માની સુખથી દિવસો વિતાવવા લાગી.

ત્યાર પછી કેટલોક વખત વિત્યા પછી તૈમૂર રાજા વૃદ્ધ થવાથી માંદો થયો, તે બચ્યોજ નહિ. આખરે તે સુખના દિવસો જોઇ સ્વર્ગમાં ગયો.

તેથી કાલિફને રાજ્યગાદી મળી. અને કાલિફ તથા રત્નકલા રાજ્ય સુખ ભોગવતાં આનંદમાં રહેવા લાગ્યાં.

આમ કહી ધાવે વાત પુરી કરી.

રાજકુમારીની સખીયો આ વાર્તા સાંભળી ઘણીજ ખુશી થઇ. એક સાહેલીયે ધાવને કહ્યું, આ વાર્તા તો ઘણીજ સારી છે. આવી અપૂર્વ વાતતો કદી પણ સાંભળી નથી. કુમાર કાલિફની સત્ય પરાયણતા ખરી રીતે પ્રશંસનીય છે. વિચાર કરતાં આવો સર્વગુણી પુરૂષ સંસારમાં વિરલજ હશે. આ સાંભળી ફરૂખનાજે કહ્યું, તું એ શું કહે છે. તારી સમજ ખોટી છે. કયા ગુણ જોઇને તું કાલિફના પ્રેમની પ્રશંસા કરે છે. તે જોવામાં સુંદર હતો, તેથી તેનામાં કાંઇ દોષ તમને જણાતો નથી? મારી સમજ પ્રમાણે તો તે સ્વાર્થી અને હિતા હિતના જ્ઞાનથી રહિત હતો. કારણકે તેણે રત્નકલાના રૂપ પર મોહિત થઇને એકવાર પણ પોતાનાં માબાપની તપાસ ન લીધી અને પોતાના પ્રાણની પણ કાંઈ પરવા ન કરી."

ધાવે કહ્યું, "શાહજાદી તારી આગળ કોઇ સારૂં નથી. તું જોઇ જોઇને માત્ર દોષજ જુવે છે, પણ ગુણપર દૃષ્ટિ નાંખતી નથી. ઠીક, એક વાર્તા હું તમને બીજી કહું છું. કે જેથી તને કાંઈ બોલવાની તક ન મળે, ફરૂખનાજે કહ્યું. ઠીક કહો મારી સખીયો તમારી વાત સાંભળીને ઘણીજ ખુશી થાય છે. ખરેખર તમારી વાત ઘણીજ મજાદાર હોય છે જે સાંભળવી આનંદ થાય છે. તમે વાર્તામાં ગમે તેટલા પુરૂષના ગુણ ગાવ તોપણ તેનામાં જે અનેક સ્વભાવિક દોષ છે, તેને તમે કોઇ રીતે પણ છુપાવી શકો તેમ નથી. તે તેની મેળેજ પ્રકટ થાય છે. તેમાં તમારો કોઇ દોષ નથી ધાત્રીએ કહ્યું, એ તું શું કહે છે ? એવા અનેક પુરૂષો છે, કે જેનામાં દોષનો અંશ પણ હોતો નથી. તેની એક વાર્તા કહું છું. સાંભળ.

# राजा सुलतानशाहनी वार्ता.

દુમાસ્ક નગરમાં બદરૂદીન નામનો એક રાજા હતો, તેના દરબારમાં એક દિવસ ચર્ચા ચાલીકે સંસારમાં કોઇ એવો મનુષ્ય નથી, કે જે સદા સુખી હોય. રાજાએ કહ્યું, મારો વજીર સુલતાન ઘણોજ પ્રસન્ન રહે છે. તે સદા સુખી છે, એ સાંભળી વજીરે પોતાના દુઃખની વાત કહેવા માંડી.

"મહારાજ! મિસર દેશના રાજા મારા પિતા હતા. મારો ભાઇ આ વખતે મિસરની ગાદીપર બેઠો છે. જ્યારે મારી ઉમર વીસ વર્ષની હતી ત્યારે હું એક દિવસ ભંડાર જોવાને ગયો. ભંડારની અંદર પ્રવેશ કરીને મેં ભાત ભાતના બહુ મૂલ્યવાન પદાર્થો જોયા. ઢગલાને ઢગલા જવાહિરોના પડયા હતા. કાંઈ રત્ન જડિત સોનાનાં વિવિધ પાત્રો રાખેલાં હતાં. તે સર્વેની શોભા જોતાં જોતાં એકાએક મારી દૃષ્ટિ એક મણિજડિત સોનાની પેટીપર પડી, તે ઉપર એક સોનાની કુંચી રાખેલી હતી, તે વડે પેટી ખોલીને જોયું તો અંદર હાથી દાંતનો એક ડબો પડેલો હતો, તે ડબ્બામાં એક અત્યંત સુંદર ચિત્ર અને એક હીરાની વિંટી હતી. તે મનોહર ચિત્રને જોઇને મારૂં મન મોહિત થઇ ગયું. હું ઘણીજ વાર સુધી સ્થિર દૃષ્ટિથી, તે ચિત્રની અનુપમ શોભા જોઇને, વારંવાર તે સુંદરીની પ્રશંસા કરવા લાગ્યો, કે જેનો તે ફોટો હતો. મેં ડબ્બામાંથી તે ચિત્ર અને વીંટીને કહાડી લીધી અને શઈદ નામના એક વિશ્વાસી મિત્રને તે બતાવીને તેને સર્વ સમાચાર કહ્યા. મારા મિત્રે ઘણાજ ધ્યાનથી તે ચિત્રને જોતાં જોતાં તેની પાછળના ભાગમાં એક કવિતા લખેલી જોઇ; તે કવિતા આ હતી,

અતિ ઉદાર અસગર અલી, ભૂપ સકલ ગુણ ધામ,
તેહની સુતા જમાલનું, છે આ ચિત્ર લલામ.

ચિત્ર લિખિત યુવતીનું નામ જાણીને હું અત્યંત આનંદિત થયો, તે કન્યાનો પત્તો લગાવવાને માટે મેં કેટલીક જગ્યાએ અનેક દૂતો મોકલ્યા. પણ કોઈ તેનો પત્તો લાવી શક્યું નહિ. આખરે હું પોતે આ રાજકુમારની શોધ કરવાને માટે નિકળીને દેશે દેશ ફરવાને માટે નીકળ્યો. પિતાના હુકમથી કેટલાક નોકર પણ મારી સાથે આવ્યા. મેં મિસર રાજ્યની સીમા પાર કરીને તે અંગુઠી આંગળીયે પહેરી લીધી. કેટલાક દિવસ પછી અમે બગદાદ શહેરમાં આવી પહોંચ્યા શોભા સમૃદ્ધિમાં બગદાદ શહેર તે વખતે અદ્વિતિય ગણાતું હતું. અમે ત્યાં એક ધર્મશાળામાં મુકામ કર્યો, પછી શહેરના લોકોને અસગર અલીની રાજધાનીનો પત્તો પૂછતાં તેમણે કહ્યું કે, બશરા શહેરમાં એક બહુદર્શી વૃદ્ધ છે. તેનું નામ રશીક છે. તેની ઉમ્મર એકસો સત્તર વર્ષની હશે. તેની પાસે જઇ પૂછવાથી અસગરઅલીનો પત્તો આપને મળી શકશે. તે લોકોની આ વાત સાંભળીને અમે બશરા શહેર તરફ રવાના થયા. કેટલાક દિવસે અમે બશરે પહોંચીને તે વૃદ્ધને ઘેર ગયા, અને તેને સર્વ સમાચાર કહી સંભળાવ્યા. વૃદ્ધ કહ્યું, સાંભળ્યું, છે કે સિંહલદ્વીપની નજીક એક નાનો સરખો ટાપુ છે. અસંગરઅલી તે ટાપૂનો રાજા છે. પરંતુ એ કહેવું કેટલું સાચું છે તે હું જાણતો નથી. વૃદ્ધની પાસે આવો થોડો ઘણો પત્તો મેળવી ત્યાંથી વહાણમાં બેસીને સિંહલદ્વીપની તરફ રવાના થયા. અનુકુલ વાયુ હોવાથી વહાણ સપાટા બંધ ચાલ્યું. પરંતુ બીજેજ દિવસે ઉલટો વાયુ વાવાથી તેમજ સાથે સાથે ભારે તોફાન થયું જેથી સમુદ્રનું જળ ઉછળવા માંડયું. તરંગપર તરંગ ઉઠવા માંડી. જોત જોતામાં તો

સમુદ્રે ભયંકર રૂપ ધારણ કર્યું એ જોઇને સર્વના હોશ ઉડી ગયા. ખારવાઓ પણ નિરાશ થઇને બેઠા, પરંતુ વાયુના પ્રખર વેગથી વહાણ માલદ્વીપમાં જઇ પહોંચ્યું. જેથી અમારા જીવમાં જીવ આવ્યો. અમે વહાણમાંથી ઉતરીને કિનારે જવાને માટે તૈયાર થયા, પણ વૃદ્ધ નાવિકે અમને રોકીને કહ્યું, "ઉતાવળ ન કરો, આ ટાપૂ કઠોર કાફર જાતિનું નિવાસ સ્થાન છે. તે લોક મૂર્તિ પૂજક છે જેથી અન્ય ધર્મવાળાઓ પ્રતિ અત્યંત તિરસ્કાર ધરાવે છે અને બીજા ધર્મવાળા ઓને પોતાના વિરૂદ્ધ જાણી શત્રુ તરીકે માને છે. જે તમને આવવાની ખબર પડી જશે તો તેમના હાથમાંથી બચવું કઠિન થઇ પડશે. તે આપણને પકડીને તેજ ઘડીએ બાળીને ખાખ કરી નાંખશે અથવા તો અજગરના મોંઢામાં નાંખશે. માટે હવે આપણે અહીંથી તુરતજ નાસી જવું પડશે. પરંતુ વૃદ્ધની વાત ઉપર કોઇએ કાંઇ ધ્યાન ન આપ્યું. કાળના મુખમાં પડવાની માફક સર્વએ તે રાત ત્યાંજ વિતાવી.

વૃદ્ધની વાત ખરી પડી. જ્યારે અર્ધી રાત થઇ, અને અમે સર્વે ભોજન વિગેરે કરીને વહાણમાં આરામ કરી રહ્યા હતા, તે વખતે અચાનક કેટલાક કાફરોએ ત્યાં આવીને વહાણ ઉપર આક્રમણ કર્યું. તે લોકોને જે ધન મળ્યું તે તેમણે લુંટી લીધું અને સર્વને બાંધીને ટાપૂમાં લઇ ગયા. લુંટારાઓએ તડકામાં અમને લઇ જઇને રાજાની સામે મને હાજર કરી દીધો. અમે જેયું તો કાફ્રિયોનો રાજા એક ઉંચા મકાનમાં ઉંચા સીંહાસન પર બેઠો હતો. તેનું ભયંકર રૂપ, અને કરડી નજર જોઇ અમારા તો પ્રાણજ સુકાઇ ગયા. મારી ભયથી છાતી ધડકવા લાગી. અમે માત્ર પુતળાંની માફક એક બાજુ ઉભા રહ્યા. કાફ્રિયોના નોકરોએ અમને પગે લાગવાનું કહ્યું અમે નિરૂપાય થઇને તે પિશાચ—મૂર્તિને પ્રણામ કર્યું. હબશી મહાશયની

જમણી બાજુમાં તેની પ્યારી પુત્રી બેઠી હતી, તેનું નામ હુસનઆરા હતી. તેનું મોં જોવાથી ઘણીજ ચીડ ચડે તેમ હતું. તેના જેવી બદસૂરત સ્ત્રી કોઇ જોવામાં આવી નહોતી કાફ્રી રાજાએ અમને કાંઈ પણ ન પૂછતાં પોતાના વજીરને કહ્યું, "આ સર્વ કાફરોને કેદ કરી રાખો. અને તેમાંથી દરરોજ એકને સર્પ દેવના મોંઢામાં મુકતા જજો."

રાજાની આજ્ઞા અનુસાર અમને તેજ ઘડીએ કેદખાનામાં મોકલવામાં આવ્યા. અમારામાંથી દરરોજ એક માણસને અજગરના મોંમાં મૂકવા માંડયો. એક એક કરતાં સર્વે સાપના મુખમાં પડયા. માત્ર હું અને શઈદ બેજ બાકી રહ્યા. એ વખતે અમારી માનસિક અવસ્થા કેવી થઇ હશે તેના ખ્યાલ મનુષ્ય માત્ર કરી શકે તેમ છે. શઇદે રડતાં રડતાં કહ્યું, " કુમાર ! હવે હું અને આપ બે જણ બચી ગયા છીએ, તેમાં પહેલો મારો અથવા તમારો પ્રાણ નાશ પામવાનો વખત આવ્યો છે, પરંતુ હું પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું કે તમારા પહેલાં મારૂંજ મૃત્યુ થાય. આમ કહેતાં કહેતાં શઇદનું ગળું સુકાઇ ગયું. તે હેડકીયો ખાવા લાગ્યો. હું પણ જીવનની આશા છોડીને કેટલાય વિલાપ કરવા લાગ્યો. મારી આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં એવા વખતે બે હબસી ત્યાં આવ્યા અને તેમણે મને ચાલવાનો સંકેત કર્યો, તેને જોતાંજ મારૂં લોહી સુકાઇ ગયું. પણ ઉપાય નહોતો ન છૂટકે ઉઠવુંજ પડયું મારા વહાલા મિત્ર શઈદની તરફ આંસુ સહિત આંખો વડે જોતો જન્મ ભરને માટે તેનાથી વિદાય થઇ ગયો, તે કાલરૂપી દૂતોની સાથે જવા લાગ્યો તે મને એક ખેતરની અંદર લઇ ગયો, મેં धार्युं કે આજ વખતે મારા વડે સર્પની સેવા થશે પણ તેમ નહોતું. મારા ઉપરતો એક બીજીજ વિપદ્ આવી પડી. એક હબસીનીએ હસીને મને કહ્યું, હવે તને કાંઇ ભય નથી. તું મહા

ભાગ્યવાન છું, હમારી રાજકુમારી તારા ઉપર ઘણીજ પ્રસન્ન છે. ચાલ હું તને તેની પાસે લઇ જઉં તે તમને મળવાને ઘણીજ આતુર થઇ રહી છે. તે દાસી હબસીની મારો હાથ પકડીને મને પોતાની સ્વામિની પાસે લઇ ગઇ, અને બંને હબશી ત્યાંથી ચાલ્યા ગયા.

હું હબશીની સાથે ધીરે ધીરે એક કોટડીમાં ગયો, જોયું તો રાજકુમારી વાઘંબરથી મઢેલી એક લાકડાની ખુરશીપર બેઠીં છે. તેનું વિકટ રૂપ જોઇને ભયથી મારૂં શરીર કંપી ઉઠયું. કાજળથી પણ તેનો રંગ અધિક કાળો હતો. બંને આંખો અંદર ઉતરેલી હતી. માથે એક પણ વાળ નહોતો. કપાળ બહુજ પહોળું હતું પણ નાક ચપટું અને ઉપરની તરફ વળેલું બુચું હતું. શરીરનું સઘળું માંસ પિન્ડ જાણે કે હોઠજ ઉપર આવીને એકઠું થયું હોય તેવા તેના હોઠ જાડા હતા. એક તો એવો બેડોળ આકાર અને બીજું શરીરની દુર્ગંધ એટલી અસહ્ય હતી કે જંગલી જનાવર પણ જેની પાસે ઉભાં રહી શકે તેમ નહોતું. તે ભયંકર મૂર્ત્તિના માથે પીળા રંગની ટોપી અને ગળામાં મુડદાંના માથાની માળા પહેરેલી હતી. તેને જોઇ હું તો બીકથી વેગળોજ ઉભો રહ્યો, હબશિની રાજકન્યા મને જોઇને બહુજ ખુશી થઇ. તેણે ઝટ ઉઠીને ઘણાજ આદરથી મને પોતાના આસનની પાસે બેસાડયો. તે ઘણી મીઠી મીઠી વાતોથી મને આશ્વાસન આપવા લાગી અને સહાનુભૂતિ પ્રકટ કરવા લાગી. તેણે કહ્યું, પ્રિયતમ ! હવે તમે કોઇ વાતની ચિંતા ન કરો. તમે નિરાંતે મારી પાસે રહીને સુખ ભોગવ્યાં કરો. હું તમને જોઇને મોહિત થઈછું, મેં તમારી સાથે લગ્ન કરવાના વિચારથી પિતાની પાસે તમારી માગણી કરી લીધી છે. તેમણે તમારો જીવ બચાવ્યો છે. તમે મહા ભાગ્યશાળી છો નહીં તો હું તમારા ઉપર પ્રીતિ કેવી રીતે

કરત! રાજ સભાના સેંકડો મુખ્ય મુખ્ય માણસો મારા ઉપર મોહિત છે પણ હું તે લોકોની તરફ એકવાર પણ નજર ન નાંખતાં તમને હૃદયથી ચાહું છું. આજથી તમે મારા પતિ થયા છો. હવે તમે મારી પાસે રહીને સુખેથી સમય ગાળો."

હબશિનીનો આ પ્રેમાલાપ મારા શરીરમાં જાણે કે વિંછુના ડંશ મારવાનું કામ કરવા લાગ્યો. મેં ધાર્યું કે જેને જોતાં બીકથી મારો પ્રાણ સુકાઇ જાય છે, જેના શરીરની દુર્ગંધથી નાક ફાટી જાય છે, તેની સાથે રહેવાને સંસારનો કયો માણસ ઇચ્છા કરશે? મને નિરૂત્તર અને ચિંતત જોઇને તે કુરૂપિણીએ ફરી કહ્યુ, જણાય છે કે, તમે મારૂં અસાધારણ રૂપ જોઇને હતબુદ્ધિ થઈ ગયા છો. આ કાંઇ આશ્ચર્યની વાત નથી. કેટલાય લોક મારી સુંદરતાને જોઇને મૂર્છિત થઈ જાય છે. મારૂં સૌંદર્ય જોઇ સ્થિર રહેવું એ કાંઇ સહજ વાત છે! તમારૂં ભાગ્ય ઘણુંજ પ્રબળ છે. એથી મારા જેવી સુંદર કામિની તમને વિના પ્રયત્ને મળી છે. નહિં તો તમે કયારનાય સાપના મોંમાં થઇ ગળાઇ ગયા હોત, હવે મારી સાથે લગ્ન કરીને ઇન્દ્રાસનના સુખને ભોગવશો. આથી વધીને તમારા સૌભાગ્યની બીજી શી વાત છે? હા! આજ તમને જોઇને મારૂં પણ રૂપ ગુણ અને જીવન સાર્થક થયું છે. એમ કહીને હબસિનીએ મને આલિંગન કર્યું. પરંતુ મને તેને વેગળેથીજ જોતાં તિરસ્કાર થતો હતો. તેના આલિંગનથી તો મારા મનની કેવી અવસ્થા થઇ હશે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. મારો જીવ ગભરાવા લાગ્યો. ઘણાજ કષ્ટથી મેં ઉલટીના વેગને રોકયો કયાં આ ચિત્રાંકિત સુંદરીની મોહિની મૂર્તિ અને કયાં આ બિભત્સ રૂપિણીનું વિકટ દર્શન! વિધાતાએ મને અમૃતનું સરોવર બતાવીને વિષયના કુવામાં ઢકેલી દીધો. હાય! હું જમાલને જોવાની આશાથી નીકળીને એકાએક આ ચુડેલ

હબશિનીના હાથમાં સપડાઇ ગયો. હું આ પ્રકારે મનમાંજ વિચાર કરી રહ્યો હતો. એવામાં બે દાસીઓએ આવીને ઘરની અંદર એક વાઘનું ચામડું બિછાવીને તેના ઉપર ખાવા પીવાના કેટલાક અભક્ષ્ય પદાર્થો મુકીને ચાલી ગઇ, રાજકન્યા હુસ્નઆરા ચામડા પર બેસીને તે ખાવા લાગી, મને પણ ખેંચીને તેણે પોતાની પાસે બેસાડયો, અને ખાવાને માટે આગ્રહ કર્યો. આથી હું ઘણાજ સંકટમાં આવી પડયો. આ વખતે મારી સાપે છછુંદર ગળ્યા જેવી સ્થિતિ થઈ. જો ખાય છે તો મરી જાય છે ને નથી ખાતો તો આંધળો થાય છે. તેમ હું પણ ખાઉંછું તો ધર્મ ભ્રષ્ટ થાઉંછું, અને નથી ખાતો તો હબશિની ક્રોધે ભરાય તેમ હતું. આ વખતે મારી બુદ્ધિ કાંઈ કામ કરી શકી નહિં. મારા શરીરે પરસેવો વળ્યો. મેં ધાર્યું કે આ જીવવા કરતાં તો મરવું સારૂં છે. મારા ન ખાવાથી હબશિનીએ કહ્યું, હું સમજી ગઇ, મારૂં રૂપ જોઇનેજ તમારૂં પેટ ભરાઇ ગયું છે, હવે તમે શું ખાવ? ઠીક, કેટલીકવાર હજુ ધીરજ રાખો. હું હવે રાજ સભાના પિતાની પાસે જઉંછું અને તેમને કહીને હું તમારી સાથે લગ્ન કરી લઇશ. તેમજ તમારા મિત્રનો પ્રાણ પણ હું બચાવીશ અને મારી દાસી નિર્શાનું તેની સાથે લગ્ન કરી દઇશું. એમ કહીને હબશિની રાજકુમારી, દરબારમાં જવાનો પોશાક પહેરીને, મને અનેક પ્રકારની ધીરજ આપીને વિદાય થઇ. તે પોતાના પિતાની પાસે ગઈ. હું ફરી નવે અવતારે આવી મારા મિત્ર શઈદની પાસે ગયો.

શઇદે મને જીવતો આવેલો જાણી આશ્ચર્યથી મારો પ્રાણ બચવાનું કારણ પૂછ્યું. મેં તેને રાજકન્યા હબશિનીના સંબંધનો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. તે સાંભળી શઇદે કહ્યું, " જો કે તે કુરૂપિણી

કોઇ રીતે આપને લાયક નથી, તથાપિ અમૂલ્ય જીવનની રક્ષાને માટે તેની વાત માની લેવી એ યોગ્ય છે. મેં કહ્યું, જોઉંછું, જ્યારે તમારી વારી આવશે ત્યારે તમે શું કરશો. રાજકન્યાની મિર્શાં નામની એક સખી છે. તેની સાથે તમારા લગ્નની વાત પાકી થઇ ગઇ છે. જોઉંછુ કે તમે તે હબશિની સુંદરીની કેવી સોબત કરો છો. મારી આ વાત સાંભળીને શબ્દ કંપી ઉઠયો. તે બોલ્યો, શું મારા ઉપર આ આફત આવશે? આ કરતાં તો હજારવાર સાપના મોંમાં પ્રવેશ કરવો સારો છે. હું ખુશીથી મારો પ્રાણ ત્યાગ કરી શકું તેમ છું. પણ જીવતાં તો આ ચુડેલ હબશિનીની સાથે લગ્ન નહિંજ કરૂં. મેં કહ્યું, તો મને તેમ કરવાની સલાહ કેમ આપતા હતા. હબશિનીનાં પ્રેમ પાત્ર થઇને જીવવા કરતાં તો મરી જવું એ સારૂં છે. એથી પ્રાણનો મોહ છોડીને નિશ્ચય કરો, કે જ્યારે તે ફરી વિવાહની વાત કરે ત્યારે આપણે સાફ ના કહેવી. એથી ક્રોધી થઇને તે જરૂર આપણને સાપના મોંમાં મોકલશે. ત્યારે આપણી સર્વ પીડા ટળી જશે. આમ વિચારમાં ને વિચારમાં અમે આખો દિવસ વિતાવ્યો. સાંજ થતાંજ બે કાળા હબશિયોએ ત્યાં આવીને અમને કહ્યું, તમે બંને આ શુભ ઘડીમાં આવ્યા હતા. તમે વગર પ્રયત્ને રત્નો મેળવ્યાં છે. હવે અમારી સાથે ચાલો. તમારા લગ્નનો સર્વ સામાન તૈયાર કર્યો છે. આ વખતે તમારાં બંનેનાં લગ્ન થઇ જશે. એમ કહીને તેમણે અમને હબશિનીની મંડળીમાં લઇ જઇને હાજર કરી દીધા. તે સર્વ સ્ત્રિયો અમને જોઇને આદર પૂર્વક પ્રેમ સંભાષણ કરવા લાગી. કેટલોક વખત અમે છાનામાના ઉભા રહ્યા, પણ જ્યારે જીવ બહુજ ગભરાવા લાગ્યો ત્યારે અમે બંનેએ જીવવાની આશા છોડીને તે હબશિયોનો તિરસ્કાર કર્યો. તેથી રાજકુમારી ઘણીજ નારાજ થઈ

અને તેણે પણ અમારૂં પુરેપુરૂં અપમાન કરીને જમાદારને બોલાવી અમને બંનેને અજગરના મોંમાં નાંખી આવવાનો હુકમ કર્યો.

રાજકુમારીની આજ્ઞાનુસાર જમાદાર અમને બંનેને લઇ ગયો. પરંતુ તેણે તુરતજ તેને પાછો બોલાવીને કહ્યું, આ મૂર્ખાને એક દમ સાપના મોંમાં નાંખી આવવાથી મારા મનનો ખેદ મટશે નહિ, એ તો ઘણુંજ દુઃખ પામીને મરે એવી મારી ઇચ્છા છે માટે કેટલાક દિવસ એ બંનેને રાત દિવસ ઘંટીએ દળાવો. ક્ષણ પણ દમ ખાવાની ફુરસદ આપશો નહિ. આથી જમાદારે અમને બંનેને શહેરથી બહાર એક મેદાનમાં લઇ જઇને ઘણુંજ દુઃખ દઇને ઘંટીઓ દળાવવા માંડી. આમાં કેટલાક દિવસ વિતિ ગયા.

એક દિવસ હબશિ અમને બંનેને બહુજ દાણા દળવાના આપીને ત્યાંથી ચાલ્યો ગયો. અને આ વખતે અમારા બેના સિવાય બીજું પ્રાણી ત્યાં રહ્યું નહિ. મેં ઠીક યોગ આવેલો જાણી શાઇદને કહ્યું, ભાઇ! આવો વખત પછી મળશે નહિ, સર્વ હબશીઓ અહીંથી જતા રહ્યા છે. માટે ચાલો હવે આપણે બંને અહીંથી નાસી જઇએ. દરિયા કિનારે વહાણ મળવાનો સંભવ છે. એકવાર નાવ ઉપર સવાર થવાથીજ આ રાક્ષસોના હાથમાંથી છુટકારો મેળવીશું.

શાઇદે કહ્યું, સાહેબ! યુક્તિ તો આપે ઘણીજ સારી શોધી છે. પરંતુ વાહન ન મળતાં સર્વ મહેનત નકામી જશે, અને આથી પણ વધું કષ્ટ ભોગવવું પડશે. મેં કહ્યું, જ્યારે મરવુજ છે તો પછી ગમે તે રીતે મરીશુંજ, હવે તેનો ડર શો? જો વહાણ હાથ નહિ મળે તો સમુદ્રમાં ડુબીને મરી જઇશું, પણ જીવતાં તો દુઃખ નહિજ પડે. એમ વિચારી અમે બંને દોડીને સમુદ્રકિનારે ગયા. દૈવયોગથી જોયું

તો એક વહાણ ત્યાં છીપેલું હતું, પણ તેમાં માછી નહોતા. એ જોઈ અમે અત્યંત આનંદ પામીને ઝટ વહાણમાં જઇને બેઠા અને ઇશ્વરને ધન્યવાદ આપતા જલ્દીજ નાવ ખોલીને ઘણાજ વેગથી ખેંચીને સમુદ્રની વચ્ચે તેને લઇ ગયા. જ્યારે કિનારેથી બહુજ દૂર નીકળી ગયા અને સ્વસ્થ થઈને પાછું ફરીને જોયું તો નાવિક કિનારે આવીને અમને નાવ લઇને નાસતા જોવાથી માથુ અને કપાળ કુટતો હતો, અને ઘણીજ બુમો મારીને, અમને ગાળો ભાંડતો વહાણુ પાછુ ફેરવવાને પોકારતો હતો. પરંતુ તેના પોકાર ઉપર અમે કાંઇ પણ ધ્યાન ન આપતાં, તેથી પણ વધુ વેગથી વહાણ ચલાવવા લાગ્યા. નાવિક નિરાશ થઇને માથે હાથ દઇને રડવા લાગ્યો, અમે જોતજોતામાં તેની દૃષ્ટિથી પાર થઇ ગયા.

જ્યારે સાંજ પડી અને ચારે તરફ અંધકાર છવાઇ ગયો ત્યારે અંધારામાં દિશાની ખબર ન પડવાથી અમે બરાબર ચાલતાજ રહ્યા. આખા દિવસના અવિશ્રાન્ત પરિશ્રમથી અમારૂં શરીર જકડાઇ ગયું હતું, તોપણ નાવ ચલાવવું અમે બંધ ન કર્યું. બહુજ દૂર સુધી જવાથી જ્યારે કોઇ વહાણ યા સમુદ્રનો કિનારો જણાયો નહિં ત્યારે અમે બંને નિરાશ થઇ ગયા. પણ અમે ધાર્યું કે તે પિશાચિની હબશિનીના હાથથી તો બચી ગયા છીએ, વળી અજગરના મુખમાં જતાં પણ બચ્યા છીએ. હવે ભલેને આ અગાધ જળમાં ડુબી જવાય તોપણ વાંધો નથી. આ પ્રકારે વિચાર કરી અને મનને ધીરજ આપતાં અમે લોકોએ દુઃખથી રાત વિતાવી. સવારમાં એક નાનો સરખો ટાપૂ જણાયો. જેથી તે તરફ નાવ લઇને ચાલ્યા કેટલીકવારે અમે કિનારે જઈ પહોંચ્યા. પરંતુ ત્યાં એક પણ મનુષ્ય જોવામાં ન આવ્યો. અમે પ્રસન્નતાપૂર્વક નાવમાંથી ઉતરીને કિનારે ગયા. ભૂખ

લાગવાથી ત્યાંની ઝાડીમાંથી પાકાં ફળો તોડીને ખાવા લાગ્યાં. એ ફળ એવાં મીઠાં અને સુસ્વાદુ હતાં કે જેના ખાવાથીજ અમારો થાક ઉતરી ગયો. નવા ઉત્સાહથી પાછું હૃદય ભરાઇ ગયું. અમે કેટલીકવાર વૃક્ષની નીચે બેસીને પછી ટાપુ જોવા આગળ ચાલ્યા. જેમ જેમ આગળ ચાલ્યા તેમ તેમ ભાતભાતની એવી વિલક્ષણ શોભા જોવામાં આવી, કે એવી અપૂર્વ શોભા અમે કદી જોઇ નહોતી. ટાપૂની અનુપમ રમણીયતા જોઇને અમારૂં મન મોહિત થઈ ગયુ. પરંતુ આશ્ચર્ય એ હતું કે ત્યાં એક પણ મનુષ્ય નહોતું. મેં શાઇદને પૂછ્યું, ઇન્દ્રપુરીના જેવા આવા સુંદર સ્થાનમાં મનુષ્યનું કાંઈ નામ નિશાન પણ જણાતું નથી એનું શું કારણ? જો આ સ્થાનમાં મનુષ્યને રહેવાનો સંભવ ન હોય તો આ સ્થાનને આવી અપૂર્વ શોભાથી કોણે શણગાર્યું હશે? શાઇદે કહ્યું, હું પણ એજ વિચાર કરી રહ્યોછું. આ સ્થાન મનુષ્યને રહેવા યોગ્ય નહિ હોય, જણાય છે કે કોઇએ અહિ રહેવાને માટે આ સ્થાને સારીરીતે સુસજ્જિત કરીને પછીથી તે ભયથી નાસી ગયેલ હશે.

શાઇદનું આ અનુમાન જુઠું નહોતું. આ સ્થાન ભયંકર હશે એવું અમે તે વખતે સમજી શકયા નહીં. જેથી નિર્ભય થઇને પ્રસન્ન ચિત્તે ફરતાં ફરતાં અમે બંનેએ સઘળો દિવસ વિતાવ્યો. સંધ્યાકાળ થયા પછી ચંદ્રમાનો ઉદય થયો. ચંદનીથી તે સ્થાનની શોભામાં પણ વધારો થયો. અમે એક જગ્યાએ જોયું, તો ત્યાં નાના પ્રકારનાં સુગન્ધિત પુષ્પો પડેલાં હતાં. તે ઉપર ચંદ્રમાનાં કિરણો પડવાથી એક પ્રકારની અદ્ભૂત શોભા ચિત્તને લોભાવી રહી હતી. જાણે તેવી શોભા ફરી કદી જોવામાં નહીં આવે, મેં અત્યંત આનંદથી શાઈદને કહ્યું, પ્રિય મિત્ર! આવું રમ્ય સ્થાન તો કદી જોયુંજ નહોતું. આ જગ્યાને

છોડીને બીજે જવાનું મન થતું નથી. એથી આવો આપણે બંને આજની રાત અહીં સુઇ રહીયે. આમ નિશ્ચય કરીને અમે બંને ત્યાં સુતાં. અમે આખા દિવસના થાકેલા હોવાથી સુતાંજ ગાઢ નિંદ્રા આવી ગઇ પરંતુ જ્યારે ખરાબ દિવસ આવે છે ત્યારે કોઈ પણ રીતે દુઃખથી જીવનો છુટકારો થતો નથી. હજાર ઉપાય કરવા છતાં પણ અભાગ્યતા છેડો મૂકતી નથી. મેં જાગીને જોયું તો મારો મિત્ર શઈદ ત્યાં નહોતો. હું તુરત ઉઠીને ત્યાંથી ઉભો થઇ ગયો અને ચકિત દૃષ્ટિથી ચારે તરફ જોવા લાગ્યો. જ્યારે તે ત્યાં ન જણાયો ત્યારે હું ખુબ ઉચ્ચસ્વરે શઇદ શઈદ કહીને પોકારવા લાગ્યો. પરંતુ શઇદ ત્યાં હોય શાનો કે મારા પોકારનો જવાબ આપે ? તે કયારે કેવી રીતે ત્યાંથી ગૅબ થઈ ગયો, કયાં ગયો શું થયું, એ કાંઇ પણ જાણી શકાયું નહિ. આ નિર્જન સ્થાનમાં મારા મિત્રને આમ એકાએક ગુમ થયેલો જોઇને મારૂં મન વ્યાકુળ થઇ ગયું. હું તે ટાપૂમાં આમ તેમ ધુમીને તેને શોધવા લાગ્યો, પણ તેનો કાંઇ જગ્યાએ પણ પત્તો ન લાગ્યો. હું રાત દિવસ તેના વિયોગમાં બેશુદ્ધ થઇને, હે મિત્ર હે મિત્ર એમ પોકારતો ગાંડાની માફક ફરવા લાગ્યો. તેની ચિંતામાં ને ચિંતામાં મારી ભૂખ, તરસ અને ઉંઘ સર્વ જતું રહ્યું. તેને માટે મારી આંખોમાંથી આંસુ સુકાતાં નહોતાં આમ કેટલાક દિવસ વિતિ ગયા ત્યારે મેં નક્કી કર્યું કે એક દિવસ વધારે આખા ટાપૂમાં ફરીને હું મારા મિત્રની શોધ કરીશ અને જો તે નહીં મળે તો હંમેશને માટે સમુદ્રના અગાધ જળમાં સમાધિ લગાવીને તેના વિરહનો અગ્નિ બુઝાવીશ. મનમાં આવી પ્રતિજ્ઞા કરીને પાછો મિત્રની શોધમાં નિકળ્યો. કોઈ પણ દિશા બાંધ્યા સિવાય જ્યાં જવાય ત્યાં ખરૂં એમ ધારી હું જવા લાગ્યો. કેટલેક દૂર જતાં એક જંગલ આવ્યું, ત્યાં જઇ

મેં જોયું તો એક બહુજ સુંદર મકાન જણાયું, તેની ચારે તરફ જળથી ભરેલી ખાઇઓ હતી. જે ઉપર લોકને જવા આવવાને માટે પુલ બાંધેલો હતો તે પુલ ઉપર થઇને હું અંદર ગયો. અંદર જઈ જોયું તો નીચેથી ઉપર સુધી તમામ સંગેમરમરથી મકાન ઝગઝગી રહ્યું હતું. બારણાનાં કમાડ, બારીઓ, ઝરોખા વિગેરે સુગંધિત સુખટનાં બનાવેલાં હતાં. આજુ બાજુ પાળેલાં પશુ પક્ષી નિર્ભય ચિત્તથી ફરતાં હતાં, તે મને જોઇને ડર્યાં સિવાય મારી ચારે તરફ ફરી વળ્યાં, અને જાણે હું તેમનો ઓળખીતો હોઉં તેમ તેઓ મને વ્હાલથી જોવા લાગ્યાં, અને કોઇ તો જીભથી મારૂં શરીર ચાટવા લાગ્યાં, અને પોતાનું વ્હાલ જણાવા લાગ્યાં. પરંતુ હું તેમને જોવા માટે અધિક સમય ન ગુમાવતાં આગળ ચાલ્યો. તો મંહેલનો દરવાજો બંધ હતો. તેમાં બહારથી તાળું લગાવ્યું હતું. દ્વાર શી રીતે ઉઘાડવું તેનો હું વિચાર કરવા લાગ્યો; પરંતુ મારા હાથનો દરવાજે સ્પર્શ થતાંજ આશ્ચર્યની સાથે તાળુ અને બારણું ઉઘડી ગયું. જેથી હું ઘણાજ આનંદની સાથે મહેલની અંદર ગયો. દરવાજાની સામેજ ઉપર જવાને માટે એક ઉત્તમ પત્થરની સીડી બનાવેલી હતી. હું ત્યાં થઇ ઉપર ચઢયો. જોતો જોતો બીજે માળે ચઢયો અને એક શણગારેલા ઓરડામાં જઇને જોયું તો, એક અનુપમ સુંદરી રત્નજડિત પલંગ ઉપર ઉંઘ્યા કરે છે, તેના વસ્ત્રાભૂષણોની તો વાતજ શી કહી શકાય ! માથાથી તે પગ સુધી તેણે હિરા મોતીનાં ઘરેણાં પહેરેલાં હતાં. જો કે વસ્ત્રોથી તેનું સઘળું શરીર ઢાંકેલું હતું તથાપિ તેની અપૂર્વ સુંદરતા બહાર નીકળી પડતી હતી. તે કોઇ રીતે છુપાવે છુપાય તેમ નહોતું. હું ઘણીવાર સુધી યુવતિનુ સૌંદર્ય જોઇ રહ્યો તોપણ તૃપ્તિ થઇ નહિ. પછી મારા મનમાં ચિંતા થઇ કે આવા જનશુન્ય ટાપૂમાં આવી

અનુપમ સુંદરી ક્યાંથી આવી, તેને કોણે અહિં લાવીને રાખી હશે? આ વાતનો જેમ જેમ હું વિચાર કરવા લાગ્યો, તેમ તેમ મારૂં આશ્ચર્ય વધવા લાગ્યું.

જો આ સુંદરી જાગે તો સર્વ વાતની ખબર પડે એમ ધારીને તેને જગાડવાની ઇચ્છાથી મેં પગ પછાડવા માંડયા અને તેનો પલંગ હલાવવા માંડયો. પણ તે એવી ઘોર નિંદ્રામાં પડેલી હતી કે કોઈ રીતે પણ જાગી નહિ, ત્યારે મેં ધાર્યું કે આવી તેની સુખ નિંદ્રામાં વિઘ્ન નાંખવું એ યોગ્ય નથી. જેથી જરા આમ તેમ ફરૂં. જ્યારે તે જાગશે ત્યારે તેને સર્વ વાત પૂછી જોઇશ. એમ વિચારી હું ત્યાંથી નિચે ઉતરી બહાર નીકળી ટાપૂની બીજી જગ્યાની શોભા જોતો ફરવા લાગ્યો.

એકાએક મારી નજર એક ઝાડીની અંદર પડી, જોયું તો ભયંકર પશુઓનાં ટોળે ટોળાં તેમાં આમ તેમ ફરતાં હતાં, તેમાં કોઇના દાંત લાંબા અને તિણા હતા. કોઇનાં શીગડાં બહુંજ મોટાં અને ભયભિત હતાં, જેને જોઇને ભયથી મારા હોશ ઉડી ગયા. પરંતું ઘણું આશ્ચર્ય તો એ હતું કે તેમને જોઇને મારા તરફ આવવાને બદલે ભયથી આગળ નાસતાં હતાં. તેમજ વધુ આશ્ચર્ય તો એ હતું કે તેમાં જે મૂખ્ય જાનવર હતું કે જેને જોઇને હું સમજ્યો હતો કે તે હમણાંજ મને ખાઈ જશે, તે મારી પાસે આવીને મારા પગ ચાટવા લાગ્યું.

આ પ્રકારે આશ્ચર્યકારક ઘટના જોતો ફરતો ફરતો હું થાકીને એક વૃક્ષની નિચે બેઠો, અને બે ચાર મીઠાં ફળ ખાઇને પાછો તે યુવતિના મહેલની તરફ રવાના થયો. ત્યાં જઇને જોયું તો તે સુંદરી હજુ પણ પ્રથમની માફક સુતેલીજ હતી. મેં તેને જગાડવાને માટે તાળીયો પાડવા માંડી અને કમાડ ખખડાવવા માંડયાં. મેં તેની

ઉંઘ તોડવાને માટે ઘણાય ઉપાય કર્યા, પણ કોઇ રીતે જાગી નહીં. આખરે હું તેનો હાથ પકડીને ખેંચવા લાગ્યો, તો પણ તે જાગી નહીં, ત્યારે મેં ધાર્યું કે આ ઉંઘ સામાન્ય નથી, જરૂર તે બેભાન થયેલી જણાય છે. કોઇએ તેના ઉપર મેસ્મેરિઝમ—જાદુ કરેલો છે. નહીંતો કયારનીય જાગી હોત. એથી મંત્ર કે દવા સિવાય તેની આ ઘોર નિંદ્રા ટુટવાની નથી. હું આ પ્રકારે વિચાર કરતો હતો, એટલામાં મારી દૃષ્ટિ એક પીળા રંગના પત્થર પર પડી, જે તેના પલંગની પાસેજ માથા આગળ રાખેલો હતો. મેં તે હાથમાં લઇને જોયો તો તેના ઉપર ભૌતિક વિદ્યા સંબંધી યંત્ર હતો. તે પર જે અક્ષરો અને નિશાન લખેલાં હતાં, તે મારા સમજવામાં ન આવ્યાં. હું તેને જોઇને અનેક પ્રકારની હિતા હિત ભાવના કરી રહ્યો હતો અને વારંવાર તેને ઉલટાવીને જોઈ રહ્યો હતો. તેવામાં અકસ્માત્ તે પત્થર મારા હાથમાંથી યુવતીના શરીર ઉપર પડી ગયો. તેનો સ્પર્શ થતાંજ યુવતી જાગી ઉઠી અને દીર્ઘ નિઃશ્વાસ નાંખીને આંખો ચોળતી મારા સામે જોઇને બોલી, તમે કોણ છો? દેવ છો કે દાનવ? જે હો તે સત્ય કહો, તમે મનુષ્ય તો નહીંજ હો, એ તો સ્પષ્ટ જ છે, કેમકે આ દુર્ગમ માયા મહેલમાં મનુષ્ય આવી શકે તેમજ નથી. આ જગ્યા જાદુથી ભરેલી છે તમે કઇ વિદ્યાથી તે જાદુને તોડીને આ મહેલમાં પ્રવેશ કરી શકયા છો, તે મને કહો. મેં કહ્યું, સુંદરી, હું દેવ પણ નથી અને દાનવ પણ નથી. હું એક સાધારણ માણસ છું. આ મહેલમાં આવવાને માટે મારે કાંઇ દુઃખ વેઠવું પડયું નથી. મારા હાથનો સ્પર્શ થતાંજ દરવાજો ઉઘડી ગયો હતો, અને હું તારી પાસે નિર્વિઘ્ને આવી પહોંચ્યો છું, મને કોઇએ અહીં આવતાં રોકયો નથી. મને જો કાંઈ ભય કે કલેશ થયો હોય તો

તે માત્ર તમારી ઉંઘની વિચિત્ર દશા જોઈનેજ થયો હતો.

યુવતી—હું જાણું છું કે આ સ્થાન મનુષ્યોથી આવી શકાય તેવું નથી. પરંતું તમે મનુષ્ય છતાં એકદમ અહીં આવી પહોંચ્યા એ આશ્ચર્યની વાત છે. અને જો તમે મનુષ્ય હશો તો કોઈ સાધારણ મનુષ્ય નહીં, હા, અવસ્ય તમારામાં કોઈ અલૌકિક શક્તિ હશેજ. એ તમારા કામથી સ્પષ્ટ જણાઈ આવે છે.

મેં કહ્યું, હું તમને સાચું કહું છું કે, હું મનુષ્ય છું. ભેદ માત્ર એટલોજ છે કે હું ગરીબનો પુત્ર નથી પણ રાજકુમાર છું. પછી તમે ગમે તે માનો. હું રાજકુમાર હોવા છતાં પણ મનુષ્યજ છું, પરંતું તમારૂં અનુપમ રૂપ જોઇને તો જણાય છે કે તમે મનુષ્ય નથી પણ કોઈ દેવી છો.

યુવતી—હું પણ માણસજ છું, અને તમારાથી કોઇ અંશમાં મોટી નથી. હું મારૂં વૃતાંત પછી કહીશ પણ પ્રથમ તમે કહો કે, તમે તમારા પિતાના રાજ ભૂવનનો ત્યાગ કરીને આ અગમ્ય ભયાનક ટાપુમાં કેવી રીતે આવી ચઢયા?

આથી મેં મારી સઘળી હકીકત તે યુવતિને વિસ્તાર પૂર્વક કહી સંભળાવી અને જમાલનું ચિત્ર પણ ડબ્બામાંથી કહાડીને તેને જોવાને માટે આપ્યું. તે પછી મેં તેને કહ્યુ, તું આ નિર્જન ટાપૂમાં એકલી રહે છે તેનું શું કારણ? તું કોની પુત્રી છે? અને અહીં અચેત થઇને કેમ સુતી હતી? એ સર્વ સમાચાર જાણવાને માટે મારા ચિત્તમાં ઉત્કંઠા થઇ છે. માટે કહેવામાં કાંઇ અડચણ ન હોયતો તે કહો.”

યુવતિએ માથાપર હાથ મુકીને કહ્યું, આપ આ અભાગિનીનો વૃત્તાંત સાંભળવા ઇચ્છોછો તો સાંભળો, હું આપને મારો સર્વ

હેવાલ કહું છું. આ મહાસાગરમાં સારંગ નામનો એક બહુજ ભારે ટાપૂ છે. મારા પિતા તે ટાપૂના રાજા છે. તે ઘણાજ પ્રતાપી છે. તેમનાથી પ્રજા આનંદમાં રહે છે. હુંજ માત્ર તેમની એક પુત્રી છું જેથી મારા લાડ માનની હદ નહોતી. તે ક્ષણભરને માટે મારો વિ-યોગ સહન કરતા નહિ. પરંતુ ભાગ્યમાં જે લખ્યું હોય છે તે અવશ્ય બનેજ છે. પિતાથી આ પ્રકારે સુરક્ષિત હોવા છતાં પણ મારે એક આશ્ચર્યમયી દુર્ઘટના દ્વારા અપાર દુઃખ સાગરમાં નિમગ્ન થવું પડ્યું. એક દિવસ હું મારી સખિયોની સાથે સરોવરમાં સ્નાન કરતી જળક્રીડા કરી રહી હતી એ વખતે એકાએક આકાશ કાળાં વાદળાંથી ભરાઇ ગયું, વીજળી કડાકા કરવા લાગી, પવન પણ વેગથી વાવા લાગ્યો. આવું ભયંકર તોફાન જોઇને અમે સર્વ ભયભિત થઇ ગયાં અને આશ્ચર્ય પ્રકટ કરવા લાગ્યાં, એટલામાં કોણ જાણે કે કયાંથી એક બહુજ મોટું દુર્દર્શનીય પક્ષી ત્યાં આવી પહોંચ્યું, અને મને ચાંચમાં ઘાલીને ત્યાંથી ઉડી ગયું, આ ટાપૂમાં આવીને મને ચાંચમાંથી જમીન ઉપર મૂકી દીધી, અને પક્ષીના રૂપનો ત્યાગ કરીને એક ભયંકર દૈત્યનું રૂપ ધારણ કર્યું. તેને જોઇ હું કેટલોક વખત બેભાનમાં પડી રહી, જ્યારે કાંઇક ભાન આવ્યું ત્યારે દૈત્યે મને કહ્યું; " દુનિયામાં એવી કોઇ જગા નથી કે જ્યાં હું ન ગયો હોઉં પણ તારા જેવી કોઇ પણ સુંદરી મેં જોઇ નથી. આજ તારા પિતાના રાજ્યમાં ફરતાં ફરતાં અચાનક મારી દૃષ્ટિ તારા ઉપર પડી, એથી તારૂં હરણ કરીને હું અહીં લાવ્યો છું. સર્વ દૈત્યોનો હું રાજા છું. હું કોઇનો તાબેદાર નથી. પરંતુ આ-જથી મેં તારી સેવામાં મારૂં તન, મન, અને ધન સર્વે અર્પણ કરી દીધું છે. તું મારી સાથે લગ્ન કરીને મને સુખી કર.

દૈત્યના મુખમાંથી આ વાત સાંભળીને મારા મનમાં ઘણુંજ દુઃખ થયું. હું વ્યાકુળ થઇને માથું કુટવા લાગી અને મનમાં ને મનમાં વિચાર કરવા લાગી કે, હાય ! કયાં હું મારાં માબાપની આંખોની પુતળી હતી અને કયાં હું આ દૈત્યના ચુંગલમાં પડીને આ નિર્જન ટાપૂમાં આવી પડી છું. કાંણ જાણે મારા વિયોગથી મારાં માતાપિતાની શી દશા થઇ હશે ! કોઈ રાજકુમારની સાથે મારૂં લગ્ન થાત તો મારાં માબાપને કેટલો હર્ષ થાત અને મને પણ સુખ મળત, પરંતુ અભાગ્યતાને લીધે મારી સર્વ આશા વિફળ થઇ છે. જ્યારે દશા વાંકી હોય છે ત્યારે એક પણ કામના સિદ્ધ થતી નથી. જો બ્રહ્માએ મને સુંદર રૂપવાળી ન બનાવતાં બેડોળ બનાવી હોતતો મારી આ દુર્દશા ન થાત. આ સત્યાનાશ વાળનાર રૂપને મેળવવાથીજ હું દૈત્યના હાથમાં પડીને અત્યંત દુઃખને ભોગવી રહી છું. અને હવે કોણ જાણે કે શુંએ દુઃખ પડશે." આ પ્રકારે મને ચિંતા મગ્ન જોઇને દૈત્યે કહ્યું, વ્યર્થ ચિંતા કરવાથી શું વળવાનું છે, જ્યારે હું તને અહીં લઈ આવ્યો જ છું તો પછી હું તને જીવતાં તો છોડી દઇશ નહી. હાલ તને દુઃખ જણાતું હશે, પરંતુ જ્યારે મારૂં ઐશ્વર્ય જોઇશ ત્યારે તું સારંગદ્વિપ ભૂલીજ જશે. અહીંના સામ્રાજ્ય સુખ આગળ સારંગ રાજ્યના સુખભોગ તને તુચ્છ જણાશે."

દૈત્યનાં આવાં વચન સાંભળીને ક્રોધથી મારૂં સર્વ શરીર પ્રજ્વલિત થઈ ગયું, મેં તેને કહ્યું, " ચુપ રહે, દુષ્ટ ! દુરાચારી ધિક્કાર છે તારા આ પાપમય જીવનને અને તારી આ દુરાશાને. તેં સ્વપ્નમાં પણ એવો વિચાર ન કર્યો કે હું તારી સાથે લગ્ન કરીને આ માનવ જન્મને બગાડીશ. આવા વિજાતિય સંબંધ કરતાં તો

મરી જવું સારૂં છે. તું દૈત્ય છે, હું મનુષ્ય છું. મારો અને તારો મેળ કયાંથી; તારી સાથે રહેવામાં મને કાંઇ સુખ નથી. મનુષ્ય અને વાંદરાની કંઇ જોડી દીઠી છે? હું મારો જીવ ત્યાગ કરીશ પણ તારી સાથે લગ્ન નહીંજ કરૂં.

દૈત્યે મારી વાત સાંભળીને વિકટ હાસ્ય કરીને કહ્યું, ઠીક, ઠીક, જોઉં છું, તું કેવી મારી વાત માનતી નથી તે, એમ કહીને તે તરતજ ત્યાંથી અંતર્ધાન થઈ ગયો, અને થોડીજવારમાં નાના પ્રકારના વસ્ત્રાભૂષણો અને અત્તર વિગેરે સુગંધિત વસ્તુઓ લઇને તે મારી પાસે આવ્યો અને કહ્યું, મધુરભાષિણી ! આ સર્વ ઉપ્રહાર હું તારે માટે લાવ્યો છું તે લે, અને આ દાસ ઉપર પ્રસન્ન થા. મેં બન્ને નેત્રો બંધ કર્યાં અને કાનોમાં આંગળીઓ ઘાલી ઘણીવાર સુધી તેણે કાલાવાલા કર્યા પણ હું બોલી નહી, ત્યારે તે ત્યાંથી ચાલ્યો ગયો. તે દરરોજ મારી પાસે ભાતભાતની ભેટો લઇને આવતો અને મારી ખુશામત કરતો. જ્યારે તેણે મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા કરી અને મેં તેની સાથે લગ્ન કરવાની કોઇ પણ રીતે ખુશી ન બતાવી ત્યારે તેણે ક્રોધી થઇને મને આ મોહનિંદ્રામાં બેહોશ કરી દીધી. અને મારો પત્તો કોઇને ન લાગે એ હેતુથી તેણે આ માયા મહેલ બનાવીને તેમાં મને મુકીને મહેલ બંધ કરી રાખ્યો છે. આ જે સામે એક પત્થરનો કકડો જણાય છે તેમાં સમ્મોહન મંત્ર લખેલો છે. એ યંત્રના પ્રભાવથી તે મને આ પ્રકારે મોહનિંદ્રામાં અચેતન બનાવી નાંખે છે. દૈત્ય ઘણીવાર અહીં આવીને મને જગાડે છે અને મારા પગે પડીને મને પ્રસન્ન કરવાની ઇચ્છાથી મારી પ્રાર્થના કરે છે. જ્યારે હું તેને વશ થતી નથી ત્યારે ફરી આજ રીતે તે મને બેભાન કરીને ચાલ્યો જાય

છે. એ મારો વૃતાંત છે. પરંતુ તમે મનુષ્ય નથી પણ કોઇ દેવતા છો. નહીં તો જાદુથી ભરેલા આ સ્થાનમાં તમે કદાપિ પણ આવી શકો તેમ નથી. આ પ્રકારે અમારા બંનેમાં વાતચીત થઇ રહી હતી તેવામાં દરવાજા આગળ કોલાહલ થતો જણાયો. કેટલીકવારે હાથમાં એક વીજળી જેવી ચમકદાર છડી લઇને તે ભયંકર દૈત્ય તે ઘરમાં આવ્યો. મને લાગ્યું કે હું તેને જોઇને ભયથી મૂર્છિત થઇ જઇશ અને તેજ ઘડીએ તે મને મારી નાંખશે, પરંતુ આશ્ચર્ય-તો એ થયું કે તે મને જોતાંજ નમ્ર બની ગયો અને પોતાની ભિષણ મૂર્તિનો ત્યાગ કરીને જમીનપર ઘુંટણીએ પડી મને વિનય પૂર્વક પ્રણામ કરવા લાગ્યો.

મને જોઇ તેણે કહ્યું, રાજકુમાર! આપ આપના હાથેં પહે-રેલી વીંટીના પ્રભાવથી આ દૈત્યને પોતાની પ્રજા બરાબર માનો. આ અંગુઠીમાં સુલેમાની પત્થરનું નંગ જડેલું છે અને તેમાં ખુદ સુલેમાનનું નામ પણ છે. તે પત્થરમાં એવી પ્રબલ શક્તિ છે કે જે માણસ તેને ધારણ કરે છે તેના ઉપર કોઇ પણ રીતનું સંકટ આવતું નથી. તે ત્યાં સુધી કે તે કોઇના મારવાથી મરતો પણ નથી. દૈત્યરાજની આ વાત સાંભળીને મારા હૃદયની સર્વ ભ્રાંતિ જતી રહી, મેં આનંદથી દૈત્યને પૂછ્યું, મારો વ્હાલો મિત્ર શઇદ કયાં છે?

દૈત્યે કહ્યું, આપ અને તે જે રાત્રે ઉંઘમાં સુતેલા હતા તે રાત્રે એક જંગલી જાનવર આવીને તેને ખેંચી જઈને ખઇ ગયું. હવે તે આપને મળી શકશે નહિ. હું શઇદના મૃત્યુની વાત સાંભળીને અધીરો બની ગયો, કેટલીકવારે શાંત થઈને ફરી તે દૈત્યરાજને પૂછ્યું તમે બતાવી શકોછો કે, અસગરઅલી કયા દેશનો રાજા છે? કયાં રહે છે? તેની પુત્રી જમાલ જીવે છે કે કેમ?

દૈત્યે કહ્યું, એ ઘણી લાંબી મુદતની વાત છે. સુલેમાનના વખતમાં અસગરઅલી રાજા હતો. વિશ્વ વિમોહિની જમાલ તેનીજ પુત્રી હતી. કે જેનું મહારાજ સુલેમાનની સાથે લગ્ન થયું હતું. હાલ તે આ સંસારમાં જીવતી નથી, આ સાંભળીને હું હતાસ થઈને અગાધ દુઃખ સાગરમાં નિમગ્ન થયો. આખરે મેં છાતી પત્થરની કરીને મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું અદૂરદર્શિતાનું કામ કરીને જે ફળ મેળવવું ધારતો હતો તે મળી ગયું, હવે આ-યુવતીનો કોઈ પણ રીતે ઉદ્ધાર કરીને મારી યાત્રાને સફળ માનીશ. એમ વિચારી મેં દૈત્યને કહ્યું, તમે આ નિરપરાધિની રાજકુમા-રીનું હરણ કરીને જે નિકંદિત કાર્ય કર્યું છે, તેની યોગ્ય શિક્ષા તો તમને પ્રાણ દંડ આપવો એજ હતી, પરંતું તમે તમારૂં સૌભાગ્ય માનો કે હું તમને તે સજા નથી કરતો. ખેર, જે થઈ તે ખરી, પણ જો તારે જીવવું હોય તો આજ ઘડીએ મને અને આ રાજ કન્યાને લઇને સારંગ દ્વીપમાં મૂકી જાવ. આથી દૈત્ય તુરતજ અમને બંનેને ખભે ચઢાવીને આકાશ માર્ગે ઉડવા લાગ્યા. ક્ષણભરમાં તો તેણે અમને સારંગદ્વીપમાં મૂકી દીધાં. પછી તેણે કહ્યું, આ દાસના ઉપર બીજી કાંઇ આજ્ઞા છે? મેં કહ્યું, હવે તમારે જયાં જવું હોય ત્યાં જાવ. આથી દૈત્ય નમન કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

તે પછી હું રાજકુમારીને લઈને રાજભૂવનમાં ગયો. રાજા પોતાની કન્યાને જોઇ ઘણાજ ખુશી થયા. પછી રાજકુમારીએ સર્વ વાત પોતાના પિતાને કહી સંભળાવી. જોત જોતામાં રાજકુમારીના આવવાની વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ. ઘેર ઘેર આનંદ ઉત્સવ થવા લાગ્યો. રાજા અત્યંત આનંદ પામીને દેવતાઓની પૂજા કરવા લાગ્યો અને દીન-દુખિયોને દાન આપવા માંડ્યું.

સારંગ રાજ્યના રાજાએ મને માન પૂર્વક ત્યાં રાખ્યો. મારા ઉપર તેની દિવસે દિવસે પ્રિતિ વધવા માંડી. તે મને પ્રાણુની માફક પ્રિય માનવા લાગ્યો. એક દિવસ તેણે મને એકાન્તમાં બોલાવીને કહ્યું, "વહાલા રાજકુમાર! મારે કોઈ વારસ નથી કે જે મારી આ અતુલ સમ્પત્તિને ભોગવી શકે. તમે મારા સાચા ઉપકારક છો. તમારા લીધે મેં કન્યા રત્નને પાછું મેળવવાથી હું ચિરસન્તપ્ત હૃદયને ઠંડુ કરી શકયોછું. એથી મારી એવી ઇચ્છા છે કે, એ કન્યાનું હું તમારી સાથે લગ્ન કરૂં, અને મારા પછી તમે રાજ્યના અધિકારી થઇને મારી કન્યાની સાથે સુખપૂર્વક પ્રજા પાલન કરો. મેં રાજાનું આ વચન સાંભળીને વિનયપૂર્વક કહ્યું, મહારાજ! હું આપના અનુગ્રહથી કૃતાર્થ થયોછું. મારે માટે આથી બીજી કોઇ સૌભાગ્યની વાત બીજી શી છે. પરંતું દૈવી વિટંબનાથી મારા ભાગ્યમાં એ સુખ લખ્યું નથી. હું જમાલનેજ મારા હૃદયમાં સ્થાન આપી ચુકયોછું. જ્યારે મેં તેની સાથેજ લગ્ન કરવાનો સંકલ્પ કર્યો છે ત્યારે તેને છોડીને બીજી કોઇ સ્ત્રી સાથે લગ્ન કરવું એ ધર્મથી વિરૂદ્ધ છે. એથી તો હું નરકમાં પડું. એકનિષ્ટતા જેવી સ્ત્રિયોને માટે છે તેવીજ પુરૂષોને માટે પણ છે. સંકલ્પથી વિચલિત થવું એ પરમ અધર્મ છે.

આ સાંભળી રાજાએ કેટલાકવાર ક્ષુબ્ધ થઇ પછી કહ્યું, ઠીક, તો કહો કે તમારા ઉપકારનો બદલો શી રીતે વાળું. મેં કહ્યું, હું મારાં માબાપને છોડીને ઘણાજ દિવસોથી વિદેશમાં ભ્રમણ કરી કરૂંછું, હવે તેમના ચરણ દર્શનની મને ઘણીજ ઉત્કંઠા થઈ છે. એથી મારે દેશ જવાને માટે એક વહાણનો બંદોબસ્ત કરી આપો તો એથી મારા ઉપર આપનો ઉપકાર થશે.

રાજાની આજ્ઞાથી વહાણુ તૈયાર થયું. હું રાજા અને રાજકુમારીને રડતાં મૂકીને ત્યાંથી વહાણુમાં બેસીને સ્વદેશ આવવા માટે મુસાફરી શરૂ કરી. કેટલાક દિવસો પછી હું સુખપૂર્વક મારા દેશમાં આવી પહોંચ્યો. મેં રાજભૂવનમાં પ્રવેશ કરીને જોયું તો પ્રથમનો દેખાવ ન જણાયો પણ સર્વ નવિનજ જણાયું. મારા પિતાનો પરલોકવાસ થવાથી મારો નાનો ભાઇ તેમની ગાદી પર બેસીને રાજ્ય કરી રહ્યો હતો. ભાઇએ મને જોતાંજ હર્ષ પ્રકટ કર્યો, અને મારો આદર સત્કાર કર્યો. એથી મારા મનમાં પણ હર્ષ થયો. હું જે ઉદ્દેશથી મુસાફરી કરવાને માટે નિકળ્યો હતો, અને જેવી રીતે જે જે વિપત્તિ પડી હતી વિગેરે સર્વ વૃતાંત મેં તેને યથાવત કહી સંભળાવ્યો. તેણે મારી દુઃખદાયક વાર્તા સાંભળી ઘણોજ ખેદ પ્રકટ કર્યો.

કેટલાક દિવસ એ પ્રકારે વિત્યા. એક દિવસ હું રાત્રે પથારીમાં સુતો હતો તેવામાં એક કપટ વેષ ધારી હાથમાં તલવાર લઇને મારા ઓરડામાં આવ્યો અને મને કહ્યું, હું આપને શું કહું ! રાજાની આજ્ઞાથી આપનું માથું કાપવાને માટે હું આવ્યો છું. આપ રાજાની આંખોમાં કાંટાની માફક ખુંચી રહ્યા છો. આપના મૃત્યુથી તે નિષ્કંટક રાજ્યનું સુખ ભોગવે અને આપ તેના રાજ્યમાં કદાચિત પણ વિઘ્ન ન આણી શકો એ ભય તેના મનમાં હંમેશાં રહ્યાં કરતો હતો, પરંતુ એ અધમથી તે કામ કદી પણ નહીં બને, ધિક્કાર છે એવા રાજ્ય ભોગની તૃષ્ણાને, વિધાતા આપને અનુકુલ છે, એથી આ હત્યા કરવાનો ભાર મારે માથે સોંપવામાં આવ્યો છે. કઠોર મનના રાજાએ ધાર્યું હતું કે આપનું માથું કાપીને હું તેના આગળ રજુ કરીશ અને તેની પાસેથી મેં માગ્યું ઇનામ મેળવીશ. પરંતુ તેની એ આશા કદી સફળ થવાની નથી. હું મારા હાથથી મારૂં ગળું ખુશીથી

કાપી શકીશ, પરંતુ આપનો એક વાળ પણ વાંકો નહીં થવા દઉં. એથી જો આપ મારી સલાહ માનો તો અહીંથી જલ્દીજ પ્રાણ લઇને નાસી જાવ; આપને નાસવાને માટે મેં ગુપ્ત દ્વાર ઉઘાડું મૂકયું છે. એજ રસ્તે થઇને આપ ચાલ્યા જાવ. કે કોઈ કાંઇ જાણી શકશે નહીં. મેં દયાળુ મુનિના મોંઢે એ વાત સાંભરીને તેને ઘણોજ ધન્યવાદ આપ્યો, અને તેજ ઘડીએ શત્રુનું ઘર ત્યાગ કરીને હું વાયુ વેગથી ત્યાંથી નાસી ગયો. મેં અનેક દેશમાં મુસાફરી કરીને આપની રાજધાનીમાં આવીને રક્ષણ મેળવ્યું છે.

કુમારકના રાજાએ આ વૃતાંત સાંભળીને કહ્યું એવું તો કંઇ નથી સાંભળ્યું કે કેવળ ચિત્ર જોવાથીજ ચિત્તમાં પ્રેમનો ગાઢો રંગ જામી જાય. એ શું સાધારણ ભૂલ નથી. ચિત્રનો પરિચય જાણ્યા સિવાયજ તેના ઉપર આસક્ત થવું એ એક પ્રકારનું ગાંડપણ છે. તમે કહો છો, પણ મારૂં મન નથી માનતું કે સંસારમાં કોઇ સુખી નથી." વિધાતાએ સર્વ પ્રાણિયોમાં મનુષ્યનેજ પ્રધાનતા આપી છે. સંસારના સર્વ પદાર્થો તેને આધિન છે. તેણે મનુષ્યને જે જોઇએ તે આપ્યું છે તો પછી નિરંતરને માટે સુખ ન આપ્યું હોય એ અસંભવ જાણી શકાય છે. આટલી મોટી દુનીયામાં કોઇ પણ એક તો જરૂર સુખી હશેજ. જુવો હું તે વાતને સપ્રમાણ સિદ્ધ કરૂં છું—એમ કહીને તેણે એક મંત્રીને બોલાવીને કહ્યું, તમે શહેરમાં જઇને સુખી સમજો તેને મારી પાસે લાવો. રાજાની આજ્ઞા મળતાં મંત્રી શહેરમાં તેવો માણસ શોધવા લાગ્યો. કેટલીકવારે તેણે એક મહમદ નામના માણસને લાવીને સભામાં રજુ કર્યો, રાજાએ તેને પૂછ્યું, શું તું હંમેશાં સુખી છે, મારી પ્રજામાં તારા જેવા કોઈ ખુશ દિલનો માણસ નથી. તારો ચ્હેરો જોવાથી પણ તેમ જણાય છે માટે તારે મારી આગળ

નિઃસંકોચ થઇને સાચે સાચી વાત કહેવી કે તને કોઈ પણ પ્રકારનું દુઃખ છે કે નહીં ? ખબરદાર જો જુઠી વાત કહીને મને ઠગતો નહીં. આથી મહમૂદે લાચાર થઇને પોતાનો વૃતાંત કહેવાનો આરંભ કર્યો.

# મહમુદની વાર્તા.

મહમદે કહ્યું, મહારાજ હું સુરત શહેરના એક સોદાગરનો પુત્ર છું મારા બાપને ધનની કમી નહોતી તેને હું માત્ર એકજ સંતાન હતો. એથી પિતાના મૃત્યુ પછી તેમના સર્વ ધનનો હું માલીક બન્યો. મને ધન તો મળ્યું પણ હું તેનું રક્ષણ કરી શકયો નહી. ખરાબ લોકોની સોબતમાં પડીને હું બેસુમાર રૂપિયા ખર્ચ કરવા લાગ્યો. કેટલોક વખત એ પ્રકારે જવાથી મેં ઘણાજ રૂપિયા ખર્ચ કરી નાંખ્યા. કેટલેક વખતે મારૂં ધન ખુટી પડવા આવ્યું. ત્યારે મારી આંખો ઉઘડી અને હું સાવધાન થયો. હું નકામું ખર્ચ કરતાં અટકયો અને માત્ર જરૂરનુંજ ખર્ચ કરવા લાગ્યો. મારી પાસે જે થોડીઘણી મિલકત બચી હતી તેથી મેં જેમ તેમ કરીને મારો નિર્વાહ ચલાવવા માંડયો. એક દિવસ મારે ત્યાં એક સાધુ આવ્યો. મેં તેનો યોગ્ય સત્કાર કર્યો અને તેને લઇને હું મારા ભાઇભાંડુ સાથે ભોજન કરવા બેઠો. ભોજન વખતે અનેક પ્રકારની વાર્તાવિનોદ થયા પછી દેશાટનની વાત નીકળતાં તે અતિથિ સાધુએ જે દેશમાં તેણે જે જે આશ્ચર્ય અને કુતુહલ પૂર્ણ દેખાવ જોયો હતો તે કહેવાનો આરંભ કર્યો, જે સાંભળીને મારૂં મન પણ મુસાફરી કરવા

તરફ લલચાયું, જેથી મેં મારી ઇચ્છા તેને જાહેર કરી, તે સાંભળી તેણે કહ્યું, રસ્તામાં અનેક પ્રકારની વિપદ્ આવી પડે છે. છતાં પણ જો તમારે દેશાટન કરવાની ઇચ્છાજ હોય તો હું તમને એવા વિદ્યા શિખવાડું કે જેથી તમે નિર્ભય રીતે ફર્યા કરશો, અને તમારા ઉપર કોઇપણ પ્રકારનું સંકટ આવવાની શંકા રહેશે નહિ. જેમ ઘરમાં નિઃશંકપણે રહી શકો છો તેવીજ રીતે વિદેશમાં પણ રહી શકશો. આવી રીતે વાર્તા કરતાં કરતાં અમે ભોજન સમાપ્ત કર્યું. સાધુ જ્યારે જવા મંડયો ત્યારે તેણે મને છાનેમાને કહ્યું, કાલે ફરી તમને મળીશ આજ હું જરૂરી કામ હોવાથી જઉં છું. આમ કહીને તે ચાલ્યો ગયો. બીજે દિવસે તે સાધુએ મારી પાસે આવીને કહ્યું, મેં કાલે જમતી વખતે જે દેશાટનના સંબંધમાં વિદ્યા બતાવવાની કહી હતી, તે હું તને શીખવાડીશ. મેં કહ્યું, જો તેમ હશે તો હું ખુશી થઇને જરૂર મુસાફરી કરવા નીકળીશ. અને મારા મનનો મનોરથ પૂરો કરીશ. સાધુએ કહ્યું, ઠીક, તો મને તમે ત્રણ દિવસની મુદત આપો, તે દરમીયાન તમારી ઇચ્છા પુરી થાય એવો હું ઉપાય કરી આપીશ. હાલ મારે થોડાં લાકડાનાં પાટીયાં અને એક હોંશિયાર મિસ્ત્રી જોઇશે. તે પછી હું મારૂં સર્વ કામ પુરૂં કરી લઈશ. મેં તુરતજ તેને એક કારીગર આપ્યો અને થોડાં લાકડાનાં પાટિયાં આપ્યાં. સાધુએ તે કારીગરને કહ્યું, આ પાટીયાંની એક એવી મજબુત પેટી બનાવો કે જે ચાર હાથ લાંબી, બે હાથ પહોળી અને બે હાથ ઉભી થાય. મિસ્ત્રીને તેવી સમજુત આપીને પોતે લોઢાની કળો, તાળાં, કુંચીયો વિગેરે બનાવવા મંડયો, બે દિવસ સુધી બંનેએ બરોબર પોતાનું કામ કર્યું. ત્રીજે દિવસે પેટી તૈયાર થઇ ગયા પછી સાધુએ તેમાં જ્યાં કારીગરીથી કળો વિગેરે મૂકવાનું હતું તે સર્વ કામ પોતાને

હાથે કર્યું. તેણે પેટીની આજુબાજુનાં પાટીયાંમાં કેટલાંક કાંણાં પાડયાં. સર્વ રીતે બરાબર કરીને તેણે મને કહ્યું, હવે મારૂં કામ તૈયાર થઈ ગયું છે, માટે મારી સાથે ચાલો. હું તમને વિદ્યા શીખવાડી દઉં. એમ કહીને તેણે એક મજુરને માથે પેટી મુકાવીને મને શહેર બહાર એક જંગલમાં લઇ ગયો. ત્યાંથી તેણે મજુરને પૈસા આપીને વિદાય કર્યો. તે પછી તે પેટીમાં બેસીને આકાશની તરફ ઉડયો, બહુજ દૂર જઇને તે પાછો નિચે ઉતર્યો. હું તેની આ અપૂર્વ લીલા જોઇને ચકિત થઇને વારંવાર તેની આકાશ-ગમન-વિદ્યાની પ્રશંસા કરવા લાગ્યો. તેણે તે પેટી મને આપીને તેને ચલાવવાની, રોકવાની અને નીચે ઉતરવાની વિગેરે સઘળી કળા મને શિખવાડી દીધી. હું તે અદ્દભૂત પેટી મેળવવાથી ઘણોજ ખુશી થયો. જેથી સાધુને યોગ્ય ઇનામ આપીને મેં તેને વિદાય કર્યો.

તે પછી હું તે લાકડાના વિમાનમાં બેસીને દેશ ભ્રમણ કરવાને માટે ચાલ્યો. દિવસે હું કોઈ નિર્જન સ્થાનમાં પેટીને છુપાવીને રાખી દેતો અને ભોજન કરીને વિશ્રાંતી લેતો હતો. રાત્રે હું તેમાં બેસીને આકાશની મુસાફરી કરતો અને કેટલાક જંગલો, પહાડો, નદીઓ અને સમુદ્રોની શોભા જોતો આનંદ પામતો હતો. એક દિવસ એક સુંદર શહેર જોઇને હું ત્યાં ઉતરી પડયો. એક ઘાઢ જંગલમાં વિમાનને સંતાડીને હું શહેર જોવાને માટે ગયો. રસ્તામાં એક ખેડુત મળ્યો, મેં તેને પૂછ્યું, કેમ ભાઇ! આ કોનું રાજ્ય છે? તેણે આશ્ચર્યભરી નજરે મારો તરફ જોઇને કહ્યું, શું તું આસમાનમાંથી તો નથી ઉતરી આવ્યો? જેથી મેં પાછું વિનયપૂર્વક પૂછ્યું, મારૂં ઘર આ દેશમાં નથી, હું મુસાફર છું, કહ્યાવિના શી રીતે જાણું? ત્યારે તેણે ચીડાઇને કહ્યું, આ વિશ્વવિખ્યાત બહમન-

શાહનો મૂલક છે. આ શહેરનું નામ ગિજની છે. મેં પૂછ્યું, સામે આ મોટો કોટ શાનો જણાય છે? તેણે કહ્યુ, એ અમારા રાજાની રાજકુમારી હસીનાનો મહેલ છે. જોશીએ કહ્યું છે કે, રાજકુમારીનું કોઇ દૂષ્ટદ્વારા હરણ થશે. જેથી રાજાએ એ ભયથી કિલ્લેબંધી કરીને તેને આ મહેલમાં રાખી છે. તેની ચારે તરફ પાણીથી ભરેલી ખાઇ છે. બારણાં અંદરથી વાસેલાં છે. દરેક દરવાજે તાળાં વાસેલાં છે. સિપાઇઓ રાતદિવસ પહેરો ભર્યાં કરે છે. કોઇનું સામર્થ્ય નથી કે અંદર જઇ શકે? હસીના આ વખતે સોળ વર્ષની છે. ગણત્રી અનુસાર આજ સાલમાં તેનું હરણ થવાનો ભય છે.

ખેડુતના મોંઢે આ વાત સાંભળીને રાજકુમારીને જોવાને માટે મારૂં મન ચંચળ થઇ ગયું. મેં તુરતજ પાછા જઇને જંગલમાં એક ઝુંપડી બનાવી અને તેમાં વિમાનને મૂકીને પછી ભોજન કર્યું. જ્યારે સાંજ પડી ચારે તરફ અંધકાર ફેલાઈ ગયો, ત્યારે હું તક જોઇને વિમાનમાં બેસીને આકાશમાર્ગે હસીનાના મહેલ તરફ ચાલ્યો. વિમાન કોટની અગાસીપર એક ગુપ્તસ્થાનમાં છુપાવીને હું રાજકુમારીનું ઘર શોધવા લાગ્યો. શોધતાં શોધતાં મેં એક ઘરમાં જઈ જોયું તો દીવો બળ્યાં કરે છે, સામે પલંગ ઉપર એક અત્યંત સુંદર યુવતી સુતેલી છે. તેજ હસીના હતી. મને જોતાંજ તે ભયથી છળી ઉઠી રાજકુમારીની બૂમ સાંભળી એક ડોસી ત્યાં દોડી આવી. રાજકુમારીએ તેને જોઇને રોતાં રોતાં કહ્યું, ધાવ, તું મારા ઘરમાં કોને બોલાવી લાવીછું. ધાવે મારા તરફ જોઇને રાજકુમારીને રડતાં રડતાં કહ્યું, હું કાંઈ જાણુતી નથી. ચારે તરફ પહેરેદાર પહેરા ફરે છે. બધા દરવાજા બંધ છે. સર્વ જગ્યાએ તાળાં વાસેલાં છે. તો આ માણસ શીરીતે અંદર આવ્યો તે હું જાણી શકતી નથી. હું ઉભો

રહ્યો રહ્યો આ બંનેની વાતો છાનોમાનો સાંભળતો હતો, જેથી મેં રાજકુમારીને કહ્યું, હું મનુષ્ય નથી. હું સાક્ષાત પેગંબર મહમૂદ છું. તારા સારાને માટે આવ્યોછું. તું રાજકુમારી થઇને કેદીની માફક સમય વિતાવી રહી છું એ જોઇને મારા દિલમાં ઘણીજ દયા આવે છે. એથી તારૂં દુઃખ દૂર કરવાને માટે હું પોતે તારી પાસે આવ્યો છું. જેથી તારે આવી અવસ્થામાં રહીને દુઃખથી દહાડા વિતાવવા ન પડે તેનો ઉપાય હું કરીશ. જે ભવિષ્યવાણીને સાંભળીને તારા પિતાએ તને આવી રીતે પુરી મૂકી છે. હું તે તારા નસીબમાં લખેલી વાત નાબૂદ કરી નાંખીશ. માટે ડરીશ નહિ. રાજકુમારીએ વિસ્મિત થઇને મને પ્રણામ કર્યાં. ડોસી પણ મને પગે લાગીને ત્યાંથી ચાલી ગઇ. હસીનાએ હાથ જોડીને મને કહ્યું, પ્રભો, શું મારૂં એવું સૌભાગ્ય છે કે આપ મને આપના ચરણની દાસી બનાવશો? જો આપ મારી સાથે લગ્ન કરશો તો હું મને પોતાને ધન્ય માનીશ. મેં ઘણીજ ખુશીથી હસીનાનો હાથ પકડીને મારી પાસે બેસાડી અને મંત્રભણીને તેની સાથે લગ્ન કર્યું. થોડી રાત રહી એટલે હું ત્યાંથી છાનોમાનો ઉડીને વિમાનમાં બેસીને જંગલને રસ્તે વળ્યો.

આ પ્રકારે સાત દિવસ વિતી ગયા. એક દિવસ બહમનશાહ પોતાની કન્યાને જોવાને માટે આવ્યા. હસીના ઘણીવાર સુધી માથું નમાવિને છાની માની બેસી રહી. પછી શરમાઇને બોલી, " ખુદ મુહમ્મદ પેગમ્બરે આવીને મારી સાથે લગ્ન કર્યું છે. તેમના આશિર્વાદથી આપણું ભલું થશે. આ સાંભળીને બહમનશાહ તો ક્રોધથી ખીજાયલા સાપની માફક ગુસ્સે થઇ ગયા. તેણે હસીનાની આ પસંદગીને ધિક્કારી કાઢી અને બે ચાર કડવી વાતો સંભળાવી પાછો દરબારમાં ગયો. અને તે વાત તેમણે પોતાના મંત્રિયોને જઇને

કહી સંભળાવી. મંત્રીઓએ કહ્યું, "મહારાજ ! દેવતાઓ કોઇ કોઈવાર મનુષ્યરૂપ ધારણ કરીને પોતાની વિચિત્ર લીલાથી લોકોને ચકિત કરે છે. વિશેષ કરીને આ મહેલમાં મનુષ્યોથી આવી શકાય તેમ નથી. એથી રાજકુમારીનું કથન સત્ય હોય એમ જણાય છે. સર્વ સભાસદોએ મંત્રીની આ વાતને ટેકો આપ્યો, પરંતું એક વૃદ્ધ મંત્રીએ તે ઉપર વિશ્વાસ ન આણ્યો. રાજા સાચા જુઠાનો નિર્ણય કરવાને માટે હાથમાં તલવાર લઇને હસીનાના ઘરના દરવાજા ઉપર બેસીને મહમદશાહના આવવાની રાહ જોઇને બેઠો. મહમદશાહને બદલે જો કોઇ બીજો માણસ આવશે તો જરૂર તેને મારી નાંખીશ. એવો નિશ્ચય કરીને તે હસીનાની સાથે મુહમ્મદશાહ પેગમ્બરના વિષે ભાત ભાતના પ્રશ્નો પૂછવા લાગ્યો. તેણે પૂછયું કે, મહમદશાહનો ચ્હેરો કેવો છે ?

હસીનાએ કહ્યું, તે અત્યંત ખુબસૂરત જુવાન છે. રાજાએ કહ્યું, તો તે જરૂર કોઇ ઠગ હશે. હું સારી રીતે જાણું છું કે પેગમ્બર તો વૃદ્ધ છે.

રાજકુમારીએ કહ્યું, એક દિવસ મેં તેમને તે વાત પૂછી હતી. તેણે કહ્યું, હા, મારો મૂળ ચ્હેરો વૃદ્ધ છે, હું એકસો ઐંસી વર્ષનો વૃદ્ધ છું. પરંતું હું મારી ઇચ્છા અનુસાર રૂપ ધારણ કરી શકું છું."

એમ કરતાં કરતાં સાંજ પડી અકસ્માત આકાશમાં લાલ રંગનાં વાદળાં થવાથી રાજાએ જાણ્યું કે, મહમદશાહ આવતા હશે. તેનાજ શરીરની પ્રભાથી આકાશમાં લાલી છવાઈ રહી હશે. "હું દરરોજની માફક આજ પણ રાજકુમારીના ઘરના બારણા આગળ જઈ પહોંચ્યો. ત્યાં રાજાને હાથમાં ઉઘાડી તલવાર લઇને બેઠેલો

જોઈને ભય અને આશ્ચર્યથી હું મૂઢ બની ગયો. પરંતુ રાજા ભક્તિ પૂર્વક મારા પગ પકડીને પોતાના અપરાધને માટે ક્ષમા માગવા લાગ્યો. મેં ઘણાજ હેતથી તેનો હાથ પકડીને કહ્યું,તમે જાણી જોઇને કર્યું નથી તેથી હું મનમાં નથી લાવતો પરંતુ તમારો ભક્તિભાવ જોઇને તમારા ઉપર પ્રસન્ન છું, માટે તમે કોઇ પણ વાતની ચિંતા ન કરશો. હું તમને અને તમારી પ્રજાને સર્વ રીતે સુખ આપીશ રાજા મને માથું નમાવીને ત્યાંથી ચાલ્યા ગયા. બીજે દિવસે સવારમાં સઘળા શહેરમાં એ વાત ફેલાઇ ગઇ કે રાજાએ પોતાની નજરે મહમૂદશાહને જોયા છે. સર્વ લોકે તે વાત ઉપર વિશ્વાસ કર્યો. પરંતુ તે વૃદ્ધ મંત્રીએ રાજાને કહ્યું, “મહારાજ! આપ કોઇ માયાવીના પેચમાં પડીને ફસાઈ ગયા છો, આથી વૃદ્ધને સર્વ લોક ગાંડો ગણીને હસી કાઢવા લાગ્યા. દરબાર બરખાસ્ત થવાથી સર્વ લોક પોતાને ઘેર ગયા. વૃદ્ધ પણ ઘોડાપર સવાર થઇને પોતાના ઘર તરફ ચાલ્યો. દિવસે ખુબ જોરથી વરસાદ વરસવાથી રસ્તામાં કાદવ થઈ ગયો હતો જેથી એક જગ્યાએ ઘોડાનો પગ ખસવાથી વૃદ્ધ મંત્રી ઘોડાપરથી પડી ગયો, અને તેનો એક પગ ભાગી ગયો. સર્વ લોક મંત્રીનો તિરસ્કાર કરીને કહેવા લાગ્યા કે મુહમ્મદની તમે નીંદા કરી હતી, એથી તમારો પગ ભાગી ગયો છે. રાજા બહમનશાહે સઘળા શહેરમાં ઢંઢેરો પીટાવી દીધો કે, સર્વ લોકે પેગમ્બરના માનમાં ઉત્સવ માનવો આથી રાજાની આજ્ઞા અનુસાર ઘેરે ઘેર ઉત્સવ થવા મંડયો.

આ પ્રકારે કેટલાક દિવસ ઘણાજ આનંદથી વિતાવ્યા. પરંતુ મારી પાસેનું સર્વ ધન ખર્ચાઈ ગયું હતું. એથી એક દિવસ મેં હસીનાને કહ્યું, મેં તારી સાથે લગ્ન કર્યું, પરંતુ મને કાંઇ પહેરામણી મળી નહીં, જમાઇને પહેરામણી આપ્યા સિવાય લગ્નની ક્રિયા શુદ્ધ

થઇ એમ ગણાતું નથી, એથી હું કહું છું, નહીં તો મારે ધનની શી જરૂર છે?

હસીનાએ કહ્યું, તેને માટે શી ચિંતા છે, પિતાને કહીશ તો આપને સંતોષ પમાડશે. મેં કહ્યું એવી સાધારણ વાત તેમને જણાવવાની જરૂર નથી. તારી પાસે જે કાંઇ હોય તેથીજ ચાલશે. એ સાંભળીને હસીનાએ આનંદમાં આવીને હીરાની વીંટી, મોતીની માળા વિગેરે કેટલાંક કિંમતી ધરેણાં લાવીને મને આપ્યાં. બીજે દિવસે શહેરમાં તે સર્વે ધરેણાં વેચીને મેં પુષ્કળ ધન મેળવ્યું એથી મારા દિવસો ધણાજ આનંદથી વિતવા લાગ્યા.

એક મહીના પછી બુખારાના અમીર કાસિમે હસીનાની સાથે લગ્ન કરવાનું માગું કરવા એક દૂતને બહમનશાહની પાસે મોકલ્યો. બહમનશાહે દૂતની સાથે કહેવરાવ્યું કે, મારી દિકરીનું લગ્ન પીર પેગંમ્બર મહમદની સાથે થઇ ગયું છે. એથી હવે તેનાં બીજાની સાથે લગ્ન કરવાનાં નથી. દૂતને મોંઢે આ વાત સાંભળીને અમીર કાસિમ બહમનશાહને ગાંડો સમજીને હસવા લાગ્યો અને સાથે ન કહેવાથી ક્રોધ પણ થયો. થોડાજ દિવસોમાં તો તેણે અસંખ્ય સેના સાથે લઇને અચાનક ગજની શહેર નજીક આવીને તંબુ ઠોકયા. બહમનશાહને દુશ્મનના આવવાની ખબર નહિ હોવાથી તેણે કાંઇ પણ યુદ્ધની તૈયારી કરી નહોતી, શત્રુને એકાએક નગરની પાસે આવેલો જોઈ રાજા ચિંતાતુર થયો. એવા વખતમાં પેલા વૃદ્ધ અને ભાગેલા પગવાળા મંત્રીએ કહ્યું, " મહારાજ, જ્યારે ખુદ મહમદશાહ આપના સહાયક છે તો પછી આપને કઇ વાતની ચિંતા છે! રાજાએ મંત્રીની આ વાતને ખરી માનીને પોતાની પુત્રીની આગળ તે વાત જાહેર કરી. હસીનાએ કહ્યું—તેને માટે આપ ચિંતા ન કરો. પેગમ્બર શાહ આપના દુશ્મનોને હરાવશે,

હું રાત્રે જ્યારે હસીનાની પાસે ગયો ત્યારે તેણે રડતાં રડતાં પિતાના ઉપર આવેલા સંકટની વાત મને કહી સંભળાવી. મેં તેને ધીરજ આપી અને તેજ વખતે મારા વિમાનમાં બેસીને કાસિમના મુકામ નજીક વિમાનમાંથી ઉતરીને જોયું તો, દુશ્મનની સઘળી સેના અચેત થઈને સુતેલી હતી. જે તંબુમાં કાસિમ હતો, તે તંબુમાં હું ધીરે ધીરે ગયો. અંદર જઈને એક પત્થર કાસિમના માથામાં મારીને તરતજ ત્યાંથી નાઠો અને વિમાન પર સવાર થઈને આકાશ માર્ગે ઉડી ગયો. રાજાની બુમ સાંભળી સૈન્ય જાગી ઉઠયું. ચારે તરફ, પકડો, મારો, નો શોર બકોર થવા લાગ્યો. પરંતુ કાસિમનું માથું ફોડનારનો પત્તો કંઇ ન મળ્યો. સઘળી સેના ખળભળી ઉઠી. મેં દૈવી શક્તિ બતાવવાને માટે વિમાનમાં ઘણાક પત્થરોના ટુકડા ભરી લીધા હતા. તે ઘણેક દુર આકાશમાં જઈને તે લોકો ઉપર પત્થર વરસાવવા લાગ્યો. પત્થરના વાગવાથી કોઇનું માથું ફુટયું, તો કોઇનો હાથ ભાગ્યો, તો કોઇનો પગ ભાગ્યો, આ પ્રકારે ભીષણ ઉત્પત્તિને જોઈને સૈન્યમાં હાહાકાર થઇ રહ્યો. સર્વે માન્યું કે, મહમુદના કોપથીજ આ ઉપદ્રવ થયેલો જણાય છે, હવે અહીં એક પળ પણ થોભવું યોગ્ય નથી. આવો વિચાર કરીને સઘળી સેના મહમ્મદના ડરથી નાસી ગઈ. કાસિમ બિચારો માથું ફુટવાથી ઘણાજ દુઃખમાં પડેલો હતો તેથી તે જલ્દી નાસી શકયો નહીં. એથી બીજે દિવસે સવારમાં બહમનશાહનો સિપાઇ તેને પકડીને રાજદરબારમાં લઈ ગયો. કાસિમે પોતાના અપરાધની વારંવાર ક્ષમા માગી, પરંતુ કોનું સામર્થ્ય છે કે પેગમ્બરના મારથી બચી શકે? બે ત્રણ દિવસમાં તો કાસિમ મૃત્યુ પામ્યો.

રાજા બહમનશાહ, પેગમ્બરની મહેરબાનીથી શત્રુને જીત્યો છે. એ વાતની ખબર આખા શહેરમાં ફેલાઈ ગઇ. સર્વ લોક આનંદમાં

આવીને ભાતભાતના ઉત્સવ કરવા લાગ્યા. કંઇ નાચગાન થવા લાગ્યાં. કંઇ દારૂખાનું ફુટવા લાગ્યું. અને એવી રીતે આખા શહેરમાં આનંદ આનંદ છવાઇ રહ્યો.

હું તો મહમદશાહ બન્યો હતો, એથી મારે હવે કાંઇ જુદોજ ચમત્કાર બતાવવો જોઇએ. એમ ધારી મેં બજારમાંથી ઘણુંજ દારૂખાનું ખરીદી લાવીને વિમાનમાં ભર્યું હતું, અને આકાશમાં ઉડી તે દારૂખાનું ફોડતો ફોડતો હું આમતેમ ફરવા લાગ્યો. નગરના લોકો આ આશ્ચર્યકારક તમાસો જોઇને બોલવા લાગ્યા કે પેગમ્બર સાહબની સ્વારી આવી પહોંચી છે. સર્વ લોક આશ્ચર્યથી ઉપરની બાજુ જોવા લાગ્યા. હું તે લોકોને વધુ આશ્ચર્યમાં નાંખવાને માટે વિમાનને ઉંચુ ઉડાડયું, તે જોઈ સર્વ લોક બોલવા મંડયા કે જુવો, મહમદશાહ જાય છે. હવે તેમને સલામ કરો આથી સર્વે લોક મારા તરફ જોઈને બંને હાથે સલામો કરવા લાગ્યા અને ભાતભાતનાં વરદાન માગવા લાગ્યા. હું આ પ્રમાણે તે લોકોને અચંબામાં નાંખીને મારા ઝુંપડામાં ઉતરી પડયો. વિમાનને ઝુંપડીમાં મૂકીને હું શહેરમાં ગયો. જ્યારે તમાસો જોઇને હું પાછો આવ્યો અને જોયું તો મારૂં સર્વ નાશ થયેલું દીઠું. મારા પ્રાણથી પણ પ્યારૂં, કરામતવાળું વિમાન આતસબાજીની અગ્નિથી બળીને ખાક થઇ ગયું હતું. એ જોઇ મારા મનમાં અપાર હર્ષ થયો. હું તે નવાઇનું વિમાન મેળવીને ખરેખરો મહમુદ બનીને બેઠો હતો. હસીના હવે મળશે નહિં, એ વિચારીને હું છાતીફાટ રડવા લાગ્યો. આખરે હું નિરૂપાય થયેલો હોવાથી તેજ રાત્રે ત્યાંથી ચાલી નીકળ્યો. તે અનેક દેશોમાં ફરીને હું આપના રાજ્યમાં આવીને રહ્યોછું. હવે હું વેપાર રોજગાર કરીને મારૂં જીવન નિભાવુંછું. હું કેવળ મુખથીજ હાસ્યવિનોદ કરૂંછું, બાકી મારૂં અંતઃકરણ તો ચિંતાથી બળ્યાંજ કરે છે.

રાજાબદરૂદીને મહમુદને યોગ્ય ઇનામ આપીને વિદાય કર્યો.

# उजवकशाहनी वार्ता.

મહમુદના ગયા પછી રાજાએ મંત્રીને કહ્યું, જુવો આ માણસ દુઃખી હોવામાં અનેક કારણો છે, પરંતુ એથી એમ નહીં કહી શકાય કે સર્વ લોક એવા દુઃખીજ હશે. સંસારમાં કોઇને કોઇ માણસ તો જરૂર સદા સુખી હશેજ. ઠીક હું જાતે મુસાફરી કરીને જોઉં છું કે કોઈ મનુષ્ય સુખી છે કે નહીં. આવો નિશ્ચય કરીને બીજે દિવસે સર્વ તૈયાર કરીને મંત્રી અને કેટલાક નોકરોને સાથે લઇને રાજા મુસાફરી કરવા નીકળ્યો રસ્તામાં એક જગ્યાએ તેણે સાંભળ્યું, આ-રાકાનનો રાજા ઉજવકશાહ હંમેશાં સુખમાં રહે છે. એ સાંભળી તેઓ અરાકાન ગયા. ત્યાં જઇને તેમણે પોતાની વાત કરીને કહ્યું કે, “ સંસારમાં કોઇ સુખી છે કે નહીં તેની શોધ કરવાને માટે અમે ફરીએ છીએ. હજુ સુધીતો કોઈ યથાર્થ સુખી જણાયો નથી. રસ્તામાં એક જગ્યાએ સાંભળ્યું કે આપ સારા સુખી છો. એથી અમે આપના દર્શનાર્થે આવ્યા છીએ. પરંતું જ્યાં સુધી આપ આપના મુખથી આપની વાત ન કહો ત્યાં સુધી મારો સંદેહ દૂર થાય તેમ નથી. આ સાંભળી ઉજવકશાહે કહ્યું, જ્યારે આપ એ વાતની તપાસજ કરવા નીકળ્યા છો તો પછી આપની આગળ કાંઇ વાત છુપાવવાની જરૂર નથી. જે જોવાથી લોકો અને આપ મને સુખી સમજો છે તે માત્ર ભ્રમજ છે. બહારનો ઠાઠ માઠ જોઇને લોકો મને સુખી માને છે. પરંતુ શખમાં ભરેલા અગ્નિની માફક મારા હૃદયમાં જે અગ્નિ બળ્યાં કરે છે તે કોઇ જાણતું નથી. જેને માટે હું આટલુ દુઃખ ભોગવી રહ્યો છું તે વૃતાંત હવે હું આપને કહું છું. એમ કહીને ઉજવક શાહ તેને નિગાને મહેલની અંદર લઇ ગયો, અને એક ઘરની

આંગળી બતાવીને કહ્યું કે આ ઘરમાં શું છે? એ આપ પ્રથમ જોઇ આવો. પછી સર્વ વાત કહું છું.

ડોમાસ્કના રાજા બદરૂદીને મંત્રીની સાથે તે ઘરમાં જઇને જોયું, તો એક અત્યંત સુંદર યુવતી પોતાની સાહેલીયોની સાથે હસી ખેલી રહી હતી. તેના રૂપથી સઘળા ઘરમાં અજવાળું થઇ રહ્યું હતું. રાજા તેની અનુપમ શોભાને વારંવાર જોવા છતાં પણ પોતાનાં નયનોને તૃપ્ત ન કરી શકયા. એ પછી તેમણે ત્યાંથી પાછા આવીને ઉવકશાહને કહ્યું, “ મહારાજ, મેં ત્યાં જેવી અનુપમ સુંદરીને જોઇ છે તેવી સ્વરૂપવાન સુંદરી તો આજ સુધીમાં મારા જોવામાં કોઇ સ્થળે પણ આવીજ નથી. જાણે કે સાક્ષાત સ્વર્ગની અપ્સરા આપના ઘરામાં વિરાજમાન થઇ હોય એમ લાગે છે. ઉજ્વકશાહે કહ્યું, એજ અપ્સરા મારા સર્વ સુખના ઉપર પાણી ફેરવી રહી છે. તેનેજ માટે હું આટલું દુઃખ ભોગવી રહ્યો છું. બદરૂદિને કહ્યું, જેના ઘરમાં આવું રત્ન હશે તેને નરકમાં પણ સુખનો પાર રહે નેમ નથી, આવું દુર્લભ રત્ન મેળવ્યા છતાં પણ આપ તેને લીધે દુઃખ ભોગવો છો એ શું? એ વાત હું કેમ માની શકું. ઉજ્વકશાહે કહ્યું, જો આપને મારી વાત ઉપર વિશ્વાસ ન હોય તો આપ મારી સાથે ચાલો હું હાલજ તે વાતને સાબિત કરી બતાવું છું. એમ કહીને તેણે તે યુવતિના ઘરમાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ યુવતિનો ચહેરો ઉતરી ગયો, જેમ સુર્યનો ઉદય થતાં ચંદ્રમાનો પ્રકાશ ફીકો પડી જાય છે, તેવીજ રીતે ઉજ્વકશાહને જોતાંજ તેની દિવ્ય કાન્તિ મલિન થઈ જાય છે. તેનો સઘળો વિનોદ પલભરમાં નષ્ટ થઇ ગયો. ત મુર્છા ખાઇને પલંગ ઉપર પડી, એ જોઇને બદરૂદીને આશ્ચર્ય પામીને તેને કહ્યું, વાહ! આ યુવતિ આપને જોઇને આ પ્રમાણે બેભાન કેમ થઈ ગઇ!

ઉજવકશાહે કહ્યું, એજ કારણથી મારૂં મન હંમેશાં વ્યાકુલ રહે છે. વિધાતાએ સર્વ સુખ આપીને પણ મને આ યુવતીના પ્રેમ રત્નથી દુર રાખ્યો છે. એજ મારા દુઃખનું કારણ છે. હવે હું આપને મારી હકીકત કહી સંભળાવુંછું તે સાંભળો.

આજથી પાંચ વર્ષ ઉપર હું ઘણીજ ધામધુમ સાથે દેશાટન કરવા નિકળ્યો હતો. કેટલીક નદીઓ, જંગલો, પહાડો, વિગેરેની સેલ કરતો કરતો હું જમાનિયા શહેરમાં આવી પહોંચ્યો.

મારો પ્રિય મિત્ર હુસેન બરોબર મારી સાથે હતો. એક દિવસ મેં તેને કહ્યું, ભાઇ હુસેન! આટલો મોટો કાફલો લઇને દેશમાં ફરવું એ વ્યાજબી નથી. એથી હું ધારૂંછું કે, તને સાથે લઇને નિર્જન વન, પહાડો, અને ગુફાઓમાં તથા નદી કિનારે ફરીને પ્રકૃતિની શોભા જોવી. એથી હૃદયમાં આનંદ થશે અને જ્ઞાનનો લાભ મળશે, અને દેશમાં મુસાફરી કરવાનો જે ઉદ્દેશ્ય છે તે સર્વ સિદ્ધ થશે. હુસેને મારી આ વાત કબુલ કરી. અમે બંનેજણ વેશ બદલીને છાનામાના નિકળ્યા, કેટલાક દિવસો પછી અમે કરજામ શહેરમાં જઇને ધર્મશાળામાં મુકામ કર્યો. તે વખતે યુસફ ત્યાંનો રાજા હતો. એક દિવસ અમે શહેરમાં ફરતાં ફરતાં એક બહુજ મોટું મકાન જોયું, અમે બંને જણ અંદર પ્રવેશ કરીને ભાત ભાતની વિચિત્ર વાતો સાંભળીને ચકિત થયા. કોઈ કહેતું હતું, હાય! હાય! હવે શું તેને હું ફરી મેળવીશ? કોઈ વળી એમ કહીને માથું ધુણાવતું હતું. કે તને એકવાર જોવાને માટે મારો જીવ તલસ્યાં કરે છે. તમારા વિયોગથી મારો જીવ નીકળી જાય છે. કોઇ રડતાં રડતાં કહેતું હતું કે, ઓહ! શું તારૂં રૂપ જાણે કે સળગતો અગ્નિ, મારૂં મન પતંગ બનીને તેમાં પડવા ઈચ્છે છે. કોઈ વળી અલાપ સાથે ગીત ગાતું હતું કે, હેસુધામયિ હું તારે માટે જીવ આપવાને તૈયાર છું.

આ પ્રકારે લોકોનો વિલાપ સાંભળીને અમારા આશ્ચર્યની સીમા રહી નહીં. પરંતુ કાંઇ તાત્પર્ય સમજવામાં ન આવ્યું કે લોક આમ કેમ બકયાં કરે છે. આખરે અમે ત્યાંથી નીકળીને આગળ ચાલ્યા તો રસ્તામાં એક મધુર કોલાહલ સાંભળવામાં આવ્યો. અમે એક માણસને પૂછ્યું. આ શાનો કોલાહલ થઇ રહ્યો છે!

તેણે કહ્યું, રાજકુમારી રજિયા, હવા ખાવાને માટે નીકળી છે. લોક તેનું મનોહર રૂપ જોઇને ગાંડાની માફક શોરબકોર મચાવી રહ્યા છે. મેં કહ્યું, રૂપ જોઇને ગાંડા બનવું એ આશ્ચર્યનો વિષય છે. પછી મેં હુસેનને કહ્યું, ચાલો, આપણે પણ રાજકુમારીને એકવાર જોઇએ. આથી તે મુસાફરે કહ્યું, એ વાતને જવાદો, કેમકે નકામા ગાંડાની ઇસ્પીતાલની હવા ખાવા જવું પડશે. રાજકુમારીને જેતાંજ ભાન જતું રહેશે. તેનું રૂપજ એવું સત્યાનાશ વાળનાર છે કે, જે કોઈ તેને એકવાર જુવે છે તે ગાંડો બન્યા સિવાય રહેતોજ નથી. મુસાફરના મોંઢે આ વાત સાંભળી ત્યારે મને સમજાયું કે જે મકાનની અંદર અમે ગયા હતા તે ગાંડાનું દવાખાનું હશે. ભલે ગમે તે થાય, પણ રાજકુમારીને તો જરૂર જોવીજ. એ નિશ્ચય કરીને મેં હુસેનને કહ્યું, મનુષ્ય મનુષ્યને જોઇને કેવી રીતે ગાંડો બનતો હશે, એ પણ એક વિચારવા જેવી વાત છે. એથી ચાલો, રાજકુમારીનું કેવું અદ્ભૂત રૂપ છે તે જોઇ આવીએ. અમે બંને તુરતજ જે તરફ શોરબકોર થતો હતો તે તરફ ચાલ્યા, કેટલેક આગળ જતાં જોયું તો લોકોની પારવગરની ભીડ છે. રાજકુમારીને જોવાને માટે સર્વ લોક વ્યગ્ર થઈ રહ્યા છે. જે લોકોએ તેને જોઇ છે તે સર્વે ખરેખર ગાંડા બની બેઠા છે, કોઈ છાતી કુટયાં કરે છે, કોઈ પોતાના હાથથી દાઢી તોડયાં કરે છે, કોઈ રડયાં કરે છે, કોઈ બકબકાટ કરી રહ્યા છે. પરંતુ

અમે તે લોકોના ગાંડપણના તમાસા જોવા અધિક ખોટી ન થતાં રાજકન્યાને જોવાને માટે ભીડમાં ધુસવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પણ જ્યાં કિડી પણ પ્રવેશ ન કરી શકે એવી ભીડમાં મનુષ્યનું પેસી શકવું અસંભવિત હતું એથી અમે બીજે રસ્તેથી જવાનો વિચાર કર્યો; પરંતુ એટલામાં તો રાજકુમારી મહેલમાં પેસી ગઇ. મેં નિરાશ થઇને હુસેનને કહ્યું, આપણું નસીબ ખરાબ છે. કે આટલો પ્રયત્ન કર્યા છતાં પણ મનોરથ પૂર્ણ ન થયા ?

હુસેને કહ્યું, ચાલો ઠીક થયું, કોણ જાણે કે કેમ આપણે પણ તેને જોવાથી ગાંડા ન બની જાત ? મેં કહ્યું, ઠીક, આજ તો થવાનું થઇ ગયું પણ હવે કાલે સાવધાન રહીશું. જે દિવસે રાજકુમારીને બહાર નીકળવાની વાત સાંભળીશું તે દિવસે સર્વથી પહેલાજ આપણે દરવાજા ઉપર જઇને ઉભા રહીશું. મને એ ઘણુંજ આશ્ચર્ય લાગે છે કે, જેને જોવાથી લોક ગાંડા થાય છે તો પછી તેને જોવાને માટે આટલી બધી ભીડ કેમ થાય છે. તેનું કાંઇ પણ કારણ હશેજ. તે કોઇ પણ રીતે જાણવુંજ જોઇએ. આમ વાતચીત કરતાં કરતાં અમે અમારા મુકામે પાછા આવ્યા.

રાજકુમારીને જોઇને લોક ઉન્માદગ્રસ્ત થાય છે, એથી રાજાએ બીજે દિવસે સઘળા શહેરમાં ખબર કહેવરાવી કે હવે રાજકુમારી અંતઃપુરમાંથી કદી બહાર નીકળશે નહી. એ સાંભળી મને ઘણુંજ દુઃખ થયું. હુસેને હસીને મને કહ્યું, હું એક રીતે તો હવે નિશ્ચિંત થયો. મારા મનમાં આપને માટે ઘણીજ ચિંતા થતી હતી. મેં કહ્યું, રાજકન્યા બહાર આવે કે ન આવે તો પણ હું ગમે તે પ્રયત્ને તેને જરૂર જોઇશજ. એ એક અસંભવિત વાત છે કે, મનુષ્યને જોઇને મનુષ્ય ગાંડો શી રીતે બને. જ્યાં સુધી એ હું મારી નજરે ન જોઉં ત્યાં સુધી મને તે વાત ઉપર વિશ્વાસ આવશે નહિ. હુસેને કહ્યું, તેને જોઇને આપનો જીવ ઠેકાણે રહેશે તોને ? આપનું જ્ઞાન

નષ્ટ થયા પછી વિશ્વાસ બેસે તે શા કામનું? મારા મિત્રની માનસિક ઈચ્છા એ હતી કે હું રાજકુમારીને જોવાની હઠ ત્યજી દઉં. પણ મારી તેવી મરજી નહોતી. હું એક દિવસ છાનોમાનો ત્યાંથી નીકળીને બાગમાં ગયો. મેં બાગના રક્ષકને કાંઇક દ્રવ્ય આપીને કહ્યું, હું રાજકુમારીને જોવાને માટે બહુજ દૂરથી આવ્યોછું. સાંભળ્યું છે કે, હવે તે અંતઃપુરમાંથી બહાર નીકળતી નથી. એથી હું આપને પ્રાર્થના કરૂંછું કે, જો આપ મને આ બાગમાં રહેવા દેશો તો હું આપની મહેનત જવા નહિ દઉં. અને તમારા જીવનને સાર્થક કરીશ.

બાગના રક્ષકે કહ્યું, એ તમારી કેવી દુર્બુદ્ધિ છે! રાજકુમારીને જોઇને નકામા સંકટમાં આવી પડશો? સ્વપ્નામાં પણ એવી ઈચ્છા ન કરો. તમારી સાથે હું પણ જીવથી જઇશ. એથી મારાથી તે કામ નહિ થાય. તમે તમારા રૂપિયા પાછા લ્યો અને હમણાંજ અહીંથી જીવ લઇને નાસી જાવ.

મેં માળીના હાથમાં કાંઇક અધિક ધન આપીને ઘણીજ આજીજી સાથે કહ્યું, તમે કૃપા કરીને મારી આ માગણીને કબુલ કરો. નહિ તો હું તમારા દેખતાંજ મારો પ્રાણ ત્યાગ કરીશ. આ પ્રકારે કહીને મેં તેના હાથમાં દશેક મહોરો મુકી દીધી. એથી બાગનો માળી મારા ઉપર ખુશી થયો. પરંતુ તેણે પોતાના મનનો ભાવ છુપાવીને મને કહ્યું, સાહેબ! હું બને રીતે સંકટમાં આવી પડયોછું. તમને બાગની અંદર રાખવામાં ઘણુંજ જોખમ છે. તમારી અધીરતા જાઇને મનમાં દુઃખ પણ અત્યંત થાય છે. પરંતુ તમે જ્યારે હઠ પકડોછો, ત્યારે હું પણ તમારો મનોરથ ભંગ નહિજ કરૂં. મારા નસીબમાં લખ્યું હશે તે બનશે. પણ મારે તમને એક વાત પ્રથમજ કહી મૂકવી પડશે કે તમારે બાગમાં રહેવું હોય તો, તમારે મારા નોકરનો વેષ ધારણ કરવો પડશે, આ ચામડાની ટોપી માથા ઉપર

મુકો, તમારો કિમતી પોશાક ઉતારીને આ મેલાં કપડાં પહેરો. આથી મેં તેજ વખતે માળીના નોકરનો વેશ ધારણ કર્યો.

તે પછી માળીએ મારા હાથમાં એક કોદાળી આપીને ફુલોના કયારા બનાવવાની આજ્ઞા આપી, હું તરતજ તે કામ કરવા મંડયો. જ્યારે સૂર્યાસ્ત થવાનો સમય આવ્યો ત્યારે માળીએ કહ્યું, ચાલો, સરોવર ઉપર જઇએ, જેથી હું તેની પાછળ પાછળ ગયો. અમે બંને જણુ કિનારે બેઠા બેઠા વિનોદવાર્તા કરવા લાગ્યા, કેટલીકવારે તેણે વાંસળી વગાડવા માંડી, પછી તેણે તે વાંસરી મને આપીને વગાડવાનું કહ્યું, હું સારા ઉસ્તાદ પાસે વાંસળી વગાડવાનુ શિખ્યો હતો એથી હું નાના પ્રકારની રાગ રાગણીઓથી વાંસળી વગાડવા મંડયો. કોઇ પણ પ્રકારનો ગુણ પ્રાપ્ત કર્યો હોય છે તો તે કોઇપણ વખતે કામ આવી જાય છે. જે લોક કોઇ સારા ગુણને અનુપકારી સમજીને તેનો અનાદર કરે છે તે ઘણીજ મોટી ભૂલ કરે છે. સારી રીતે શીખેલો કોઇ પણ ગુણ વ્યર્થ જતો નથી. આ વખતે વાંસળી વગાડવાનો મારામાં જે ગુણ હતો તે મને સહાયરૂપ નીવડયો. હું વાંસળી વગાડતો રાગ–રાગણીયોની આલોચના કરી રહ્યો હતો તેવામાં રાજકુમારિ રજીયાની એક સખીએ આવીને મને કહ્યું, તમારી વાંસળીનું ગાયન સાંભળીને રાજકુમારી ઘણીજ પ્રસન્ન થઇ છે. તે તમને પોતાની પાસે બેસાડીને વાંસળી સાંભળવા ઇચ્છે છે, માટે તમે મારી સાથે ચાલો. આ સાંભળી મારા આનંદનો પાર રહ્યો નહિ, હું તેજ ક્ષણે હાથમાં વાંસળી લઈને તે સ્ત્રીની પાછળ પાછળ ગયો. તે મને બાગમાં થઈને એક બહુજ સુંદર શણગારેલા મકાનની અંદર લઇ ગઇ. મેં જોયું, તો રાજકુમારી રત્નજડિત સોનાના સિંહાસન ઉપર બેઠીલી છે બે દાસીયો તેની પાછળ ઉભી રહીને ચમ્મર ઢોળે છે. સખીયો તેની ચારે બાજુ બેસીને ભાતભાતની વિનોદવાર્તા કરી રહી હતી.

હું રાજકુમારીની વિશ્વમોહિની શોભા જોઇને ખરી રીતે બેશુદ્ધ થઈ ગયો. તેના અપૂર્વ સૌંદર્યની તરફ નજર નાંખતો હું જ્યાંનો ત્યાં ચિત્રવત ઉભો થઈ રહ્યો. આવતી વખતે મેં રાજકુમારીને માટે સારા સારા ફુલોથી ગુંથીને એક હાર બનાવીને મારી સાથે લઇ ગયો હતો તે જેમનો તેમ મારા હાથમાં જ રહી ગયો હતો. કેટલીક વારે જ્યારે મને ભાન આવ્યું ત્યારે તે ફુલહાર રાજકુમારીને અર્પણ કર્યો અને તેને ઘણાજ વિનયથી પ્રણામ કર્યું, જેથી રાજકુમારીએ મને કહ્યું, તારા ગુણની પ્રશંસા સાંભળીને મેં તને બોલાવ્યો છે. તેં સંગિતની કેવી વિદ્યા પ્રાપ્ત કરી છે તે હું સાંભળવા ઇચ્છું છું. આથી હું ત્યાં બેસીને ઘણાજ પ્રેમથી મધુર રાગ રાગિણીની સાથે વાંસળી વગાડવા લાગ્યો. બંશીનાદ સાંભળીને રાજકુમારી અને તેની સખીયો આનંદથી વારંવાર મારી પ્રસંશા કરવા લાગી. તે પછી રાજકુમારી પોતાના મહેલમાં જવાને માટે ઉઠી, હું પણ તેને પ્રણામ કરીને ત્યાંથી બાગમાં આવ્યો. આશ્ચર્ય તો એ હતું કે હું તેને જોઇને ગાંડો ન બન્યો.

પરંતુ એક તરફની વિપદ્ આવી પડી, ગાવાની ધુનમાં મારા માથેથી ચામડાની ટોપી નિચે પડી ગઈ જેથી મારો ગુપ્ત વેશ પ્રકટ ગઇ ગયો. રાજકુમારી એ જોઇને ઘણીજ નારાજ થઇ અને મને પ્રાણ દંડની શિક્ષા કરતી ગઇ. સિપાઇઓએ તે રાત્રે મને કેદખાનામાં રાખ્યો. બીજે દિવસે તે મને ન્યાયાલયમાં લઈ ગયો. રાજાએ મારા કપટ વ્યવહારની વાત જાણીને મારૂં માથું કાપી નાંખવાની આજ્ઞા આપી, અને બાગના માળીની સલાહથી આ બનાવ બન્યો હતો એથી તેનું પણ માથું કાપી નાંખવાનો હુકમ કર્યો. પરંતું દૈવ યોગથી એક નવિન બનાવ ઉપસ્થિત થયો. ખબર આવી કે ગજનીનો

રાજા, કંદહારના રાજા સાથે અસંખ્ય સેના લઇને રાજકુમારી ર-જિયાનું હરણ કરવાને માટે આવ્યો છે. રાજા યુસફખાંએ આથી ભયભીત થઇને મંત્રીને પૂછ્યું કે હવે શું કરીશું. મંત્રી કોઇ ઉપાય ન જડવાથી બોલ્યો, ગજનીનો મહારાજા જે તૈયારી સાથે આવ્યો છે, તેની સામે આપણે આપણી અલ્પ સેનાથી થઇ શકીશું નહિ. એથી આપ નગરવાસિયોને આજ્ઞા આપો કે તે લોકો ઉપવાસ કરીને દેશનું રક્ષણ કરવાને માટે ઇશ્વરની આરાધના કરે અને આપ પોતે પણ એકાગ્ર મનથી ઇશ્વરની ઉપાસના કરો, દીન દુખિયોને દાન દઈ સંતુષ્ટ કરો અને કેદિયોને છોડી દો. આથી ઇશ્વર પ્રસન્ન થઇને આ-પણી રક્ષા કરશે. કરજામના રાજાએ મંત્રીની આ વાત કબુલ કરીને તે પ્રમાણે સર્વ અનુષ્ટાન કરવા લાગ્યો. એથી બીજા કેદીયોની સાથે હું પણ છુટી ગયો.

હું મૃત્યુના મુખમાંથી નિકળીને ક્ષણ ભર પણ ત્યાં ન રહેતાં હુસેનને સાથે લઈ મારે દેશ પાછો આવ્યો. રાજધાનીમાં આવીને જોયું તો મારા પિતા સંગ્રહણીના રોગથી પીડાતા હતા. મેં આવીને તેમની ઘણી ઘણી દવાઓ કરી પણ તે બચ્યા નહીં અને અંતે મૃત્યું થયું. પિતાના મૃત્યુ થવાથી રાજ્યનો અધિકારી હું થયો. મારી પાસે અસંખ્ય ધન હોવા છતાં પણ રજિયાની ચિંતાથી મારા ચિત્તમાં ચેન પડતું ન હોતું. તેના વિયોગની વ્યથાથી મારૂં હૃદય રાત દિવસ બળવા લાગ્યું. ત્યારે તે વાત મેં એક દિવસ મારા પ્રિય મિત્ર હુસેનને કહી સંભળાવી. તેણે કહ્યું, આને માટે તમે આ-ટલી બધી ચિંતા કરો છો? આપ રાજાધિરાજ છો. કરજામ રાજાને આપ રજિયાને માટે પત્ર લખો, તે જરૂર આપને તેની પુત્રી આપશે. મેં મારા મિત્રની સલાહ પ્રમાણે નાના પ્રકારનાં રત્નો વિગેરેની ભેટ

સાથે કરજામ રાજાની પાસે દૂત મોકલ્યો, પરંતું ત્યાંથી જવાબ આવ્યો કે, કરજામ રાજા ગજનીના મહારાજાના ભયથી તેને પોતાની પુત્રી આપવા ઇચ્છે છે. જેનો વિવાહ ગજનિના રાજા સાથે થશે. આ સાંભળી શોકથી હું મૂર્છિત થઇ ગયો. દિવસે દિવસે મારૂં શરીર સુકાવા લાગ્યું. રાતદિવસ મને માત્ર એક રજીયાની ચિંતાજ ખાધ્યાં કરતી હતી. રજીયાની પ્રાપ્તિનો કોઇ ઉપાય ન જોતા હું નિરાશ થઇ ગયો. ખાવા પીવાનું સર્વ ત્યાગી બેઠો. રાજ કાર્યમાં પણ મારો જીવ ન ચોટવા લાગ્યો. હું રજીયા વિના મારૂં જીવન વ્યર્થ સમજવા લાગ્યો. મારા મિત્રો મને સમજાવી સમજાવીને થાકયા પણ મારા મનનો ભાવ બદલાયો. આમ કેટલાક દિવસ વિત્યા. એક દિવસ હુસેને આવીને કહ્યું, મહારાજ, આપણા શહેરની બહાર એક મોટું સરોવર કોણ જાણે કે કોઇએ બનાવી દીધું છે. તેમાં પાતાળમાંથી દુધ જેવું સ્વચ્છ જળ નિકળ્યાં કરે છે. જેને જોઇને તબીયત ખુશ થઈ જાય છે. હું તે સાંભળી સરોવર જોવા ગયો. ત્યાં જઇ જોયું તો તે સરોવરની પાસે એક વૃદ્ધ, ચાલીસ બાળકોની સાથે બેઠો હતો. તે ચાળીસે બાળકોનાં રૂપ, રંગ, ઉમ્મર, એકજ પ્રકારનાં હતાં. એ જોઇ મારા મનમાં વધુ હર્ષ થયો. મેં ત્યાં જઇને તે વૃદ્ધને તેની હકીકત પૂછી અને આ સરોવર કોને માટે બનાવ્યું છે તથા આ બાળકો કોણ છે તે કહેવાનું જણાવ્યું.

વૃદ્ધે કહ્યું, મારૂં નામ કરામતઅલી છે. બુખારામાં મારૂં ઘર છે. આ ચાલીસ બાળકો અદ્‌ભૂત મંત્ર બળથી ઉત્પન્ન થયા છે. એ બાળકોમાં અસાધારણ શક્તિ છે. સંસારમાં એવું કોઈ કામ નથી કે જે આ બાળકોથી ન બની શકે. એ સાંભળી મેં કહ્યું, જો આ બાળકોમાં એવું સામર્થ્ય હોયતો આપ મારા ઉપર એક ઉપકાર કરીને

મને અનુગૃહીત કરશો. આ બાળકોની પાસે આપ કરજામ રાજાની પુત્રી રજીયાને અહીં મગાવશો તો હું આપનો જન્મારા સુધી ઋણી રહીશ. કરામતઅલીએ કહ્યું, એ તો ઘણુંજ હલકું કામ છે. મારા બાળકો તેને હમણાંજ અહીં લાવી દેશે. આ પછી તેણે બાળકોને તેની આજ્ઞા આપી. વૃદ્ધની આજ્ઞા મળતાંજ બાળકો વાયુ વેગથી કરજામ રાજ્યની તરફ ઉડતા ગયા અને જોત જોતામાં રાજકુમારીને લાવીને હાજર કરી દીધી. રાજકુમારીના મળવાથી મને જે આનંદ થયો તેનું વર્ણન કરી શકાય તેમ નથી. મેં પ્રીતિપૂર્વક રાજકુમારીને કહ્યું, સુંદરી! હું તેજ તમારા બાગનો નોકરછું કે જેની વાંસળી સાંભળીને તું ખુશી થઇ હતી અને પછીથી મને પ્રપંચી જાણીને તેં મારા પ્રાણ લેવાની આજ્ઞા કરી હતી. પરંતુ મારો આવરદા હોવાથી હું બચી ગયોછું. પરંતુ ખરૂં પૂછો તો મારૂં જીવવું અને ન જીવવું બંને બરાબર છે. કેમકે જ્યારથી મેં તને જોઇ છે ત્યારથી મારો પ્રાણ વિકળ થઇ ગયો છે. એથીજ તને અહીં બોલાવી મંગાવી છે. હવે તું પ્રસન્ન થઇને મારી સાથે લગ્ન કર. રાજકુમારીએ કહ્યું, મહારાજ! આપે મારૂં હરણ કરીને ઘણોજ અન્યાય કર્યો છે. પરંતુ આ વખતે આપજ વર થયાછો. કેમકે મારા પિતાના શત્રુ ગજની પતિની સાથે મારા લગ્નની વાત નક્કી થઇ ગઇ હતી પણ હું તેની સાથે લગ્ન કરવાને રાજી નહોતી. હવે જે બને તે ખરૂં તો પણ હું મારા પિતાની આજ્ઞા સિવાય લગ્ન કરીશ નહિ. મેં કહ્યું, એમાં શી મોટી વાત છે. આજજ તમારા પિતાની પાસે માણસ મોકલુંછું. એમ કહીને મેં મારા મિત્ર હુસેનને કરજામરાજાની પાસે મારા લગ્નની સંમત્તિને માટે મોકલ્યો. ગમે તેટલો યત્ન કરૂં તોપણ ફળ આપવું ઇશ્વરના હાથમાં છે. વિધિની પ્રતિકુળતામાં

સર્વ વ્યર્થ થાય છે. મારા ભાગ્યદોષથી ફરી વિઘ્ન આવી પડ્યું. જાદુગર કરામત અબી રાજકુમારીને જોઇને ગાંડો બની ગયો. તે રાજકુમારીની સાથે લગ્ન કરવાને માટે ઘણીજ વ્યગ્રતાથી જોવા લાગ્યો. પરંતુ રાજકુમારી તે માયાવીની તે વાતથી રાજી નહોતી, તેણે તેની સાથે લગ્ન કરવાની સાફ ના પાડી અને કહ્યું કે, તમે રાજકુમારી સાથે લગ્ન કરવાની આશા છોડી દો. એથી તે માયાવી વૃદ્ધ અત્યંત ક્રોધી થઈ ગયો. મેં તેને યોગ્ય ધન આપીને સંતુષ્ટ કરવા ધાર્યું પણ તેની બુદ્ધિ એવી વિપરીત થઇ ગઇ હતી કે તેણે મારી એક પણ વાત ન સાંભળી. મારા રત્નોપહારની તરફ જોયું પણ નહિ. હું કોઇ પણ રીતે તેની ચિત્ત વૃત્તિને ફેરવી શકયો નહિ. તેણે આંખો લાલ પીળી કરીને કહ્યું, જેમ તેં રાજકુમારીની સાથે મારૂં લગ્ન ન થવા દીધું તેવીજ રીતે હું પણ તારૂં લગ્ન રાજકુમારી સાથે નહિ થવા દઉં. તું કદી પણ તેના પ્રેમનું સુખ ભોગવી શકીશ નહિ. એમ કહીને મનમાંને મનમાં કાંઈક મંત્ર ભણીને ચપટી ભરીને માટી રાજકુમારીના ઉપર ફેંકી ને તે ચાલ્યો ગયો, ત્યારથી ફરી તેનો પત્તો નથી કે કયાં ગયો છે, કોણ જાણે કે તે વૃદ્ધે કેવાય વિદ્રોહણ મંત્રનો તેના ઉપર પ્રયોગ કર્યો કે તેજ દિવસથી તે મને જોતાંજ મોઢું ફેરવી નાંખે છે અને મુડદા જેવી થઇ જાય છે. મારા વેગળા ગયા પછી તે ઉઠે છે અને સખીયોની સાથે હસ્યાં બોલ્યાં કરે છે. હું આવી અનુપમ કામિનીના પ્રેમથી વિયોગી હોવાથી રાત દિવસ શોક સાગરમાં નિમગ્ન રહુંછું. પલ ભરને માટે દુઃખ મારો છેડો મૂકતું નથી. ત્યારે આપજ કહો કે હું સુખી કેવી રીતે છું.

રાજા બદરૂદીન અરાકાન રાજાના મુખથી આ વૃતાંત સાંભળીને સુખી માણસની શોધ કરવાની મુકી દઇને પોતાની રાજધાનીમાં પાછો ગયો.

# उपसंहार.

આ સર્વ વાર્તાઓથી પુરૂષની બુદ્ધિ, વિદ્યા અને અનેક ગુણોનો પરિચય મેળવીને રાજકુમારી ફરૂખનાજના મનમાં પુરૂષો પ્રતિ જે દ્વેષ અને અશ્રદ્ધા હતી તે દૂર થઇ ગઈ.

ફરૂખનાજના કુમાર વ્રતની વાત દેશ દેશાંતરમાં સર્વત્ર પ્રસિદ્ધ થઇ ગયેલી હતી. જે સાંભળીને ફારસના શાહજાદાએ સંકલ્પ કર્યો કે જે થશે તે ખરૂં પણ હું ફરૂખનાજની સાથેજ લગ્ન કરીશ એમ નિશ્ચય કરીને વેશ બદલીને તે કાશ્મીર તરફ રવાના થયો.

આ તરફ રાજકુમારી ફરૂખનાજે સ્વપ્નમાં જોયું કે એક રાજકુમાર તેને માટે રાજ પાટ છોડીને ફકીર થઇ ગયો છે, એથી તેનું હૃદય મીણની માફક પીગળી રહ્યું છે અને તે પોતાની કઠોરતા પર પશ્ચાતાપ કરવા લાગી.

ફારસનો રાજકુમાર અનેક પ્રકારનાં વિઘ્નો વેઠતો કેટલાક દિવસે કાશ્મીર દેશમાં આવી પહોંચ્યો. ફરૂખનાજે તેનો છુપો વેશ જોઇને તેને ઓળખી લીધો કે તેણેજ તેને સ્વપ્નમાં દેખા દીધી હતી.

કાશ્મીરના અમીર તવંગર જવીએ ફારસના રાજકુમારની હકીકત સાંભળી તેને સારી રીતે માન આપ્યું. તે પોતાની પુત્રી ફરૂખનાજ અને ફારસના રાજકુમાર બંનેનો પરસ્પર પ્રેમ જોઇ અત્યંત પ્રસન્ન થયો. તેણે ઘણીજ ધામધુમ સાથે તે બંનેનું લગ્ન કર્યું તે પછી ફરૂખનાજને ફારસના રાજકુમાર સાથે વળાવી, ત્યાં બંને પતિ પત્નિ સુખમાં દિવસો ગાળવા લાગ્યાં.

સમાપ્ત.